આણુંદમાં મારો સાહિત્યનો વિસામો બની રહે
**સ્નેહી ભાઈશ્રી નટવરલાલ માણેકલાલ દં**

## લેખકનાં પુસ્તકો :

### નવલકથાઓ

જનમટીપ
લખ્યા લેખ
ધરતીનો અવતાર
પંખીનો મેળો
પાતાળ કૂવો
કળિયુગ ભા. ૧–૨
કાજળ કોટડી
હૈયા સગડી ભા. ૧–૨

### નવલિકાઓ

તાણાવાણા
માનતા
પારસમણિ
કાશીનું કરવત

### રેખા ચિત્ર

ગ્રામ ચિત્રો

### ગ્રામ સાહિત્ય

પટલાઈના પેચ ભા. ૧–૨
કંકુ ને કન્યા

# [ ૧ ]

સ્વરાજ્ય મળ્યું. તેથી આખા આનંદનો પાર રહ્યો ન હતો. એ આનંદ તો સૌને હતો. પરંતુ મને વિશેષ આનંદ એ હતો કે મને જે ધંધો સૂઝવા દેતી ન હતી તે સ્વરાજ્યની ચળવળોનો અંત આવ્યો. '૪૨ ની 'હિંદ છોડો' એ હાકલ વખતે હું પ્રિવિયસ પાસ થઈ ઇન્ટરમાં હતો અને મેં કૉલેજ છોડી દીધી. અમારી કૉલેજ બંધ થઈ હતી એટલે બધા વિદ્યાર્થીઓને અભ્યાસ છોડવો પડ્યો હતો, પરંતુ એ ચાલુ થઈ ત્યારે બીજા વિદ્યાર્થીઓ દાખલ થઈ ગયા હતા ત્યારે હું ભૂગર્ભ પ્રવૃત્તિમાં એટલો બધો આગળ વધી ગયો હતો કે કદાચ ઇચ્છું તો પણ કૉલેજમાં દાખલ થઈ શકું તેમ ન હતો.

તે વખતે મને પકડવા અવારનવાર પોલીસ મારા ઘર ઉપર ઓચિંતી રેડ પાડતી. બે વખત તો હું ઘરમાં પણ હતો. એક વખત તો હું આબાદ પકડાઈ જવાનો હતો. પોલીસ એક ગૃહસ્થના વેશમાં આવી હતી. એણે નીચે બારણું બંધ હતું એટલે બૂમ પાડી: 'રણજીતભાઈ છે કે ?'

એ દિવસે અમારી ગોઠવણ પ્રમાણે ભૂગર્ભ પ્રવૃત્તિ અંગે શાન્તિભાઈ મને મળવા આવવાના હતા. મને પેલો અવાજ શાન્તિભાઈનો લાગ્યો. મનમાં એમના ભણકારા હતા એટલે આ પ્રવૃત્તિમાં બરાબર જાગ્રત રહેવું જોઈએ એ હું ચૂકી ગયો અને ઝોકું ખાઈ ગયો: 'હા, આવો ઉપર.'

પોલીસે ઠાલું બારણું વાસેલું હતું તે ઉઘાડયુ. સહજ રીતે મારો નાનો ભાઈ રોહિત દાદર ભણી ગયો અને એની નજર એ અજાણ્યા ચહેરા ઉપર પડી. મારા ભણી મોં ફેરવે તો આવનારને વહેમ પડી જાય એટલે એણે ડાબા હાથને ઊંચો કર્યા વગર હલાવીને મને ચેતવી દીધો. સાથે મોટા અવાજે એ ભાઈ ને રોહિતે પૂછ્યુ 'કોનું કામ છે ?'

હું તે વખતે પાછલી બારીએથી કૂદી પડી બીજા ઘરના વાડામાં પડયો હતો. આવી પડાપડી પહેલાં પણ થઈ હતી એટલે પાડોસીઓ ચૂપકીદી જાળવી મદદરૂપ થઈ પડતાં. એ ઘરનો વંડો કૂદી હું ત્રીજે ઘેર પહોચી ગયો. અને તે ઘર એક કૌટુબિક વિધવા કાકીનું હતું. મને એમાં છુપાવીને બહાર તાળુ મારીને સોનાકાકી ફળિયામાં નીકળી ગયા.

પોલીસે પછી દાદર ચડી ઉપર આવી પૂછ્યુ 'રણજીતભાઈ ક્યાં ?'

રોહિતે કહ્યુ 'મોટાભાઈ નથી.'

પોલીસ : 'હમણાં કોણ બોલ્યુ 'તું' ?'

રોહિત : 'હું.'

પોલીસ : 'એ તમારો અવાજ ન હતો રણજીતભાઈનો અવાજ હતો એ ઘરમાં છે.'

રોહિત : 'હોય તો શોધી લ્યો'

એટલી વારમા સંકેત પ્રમાણે પાછળ બીજા બે પોલીસ એના વેશમા આવી પહોંચી છૂપા વેશમાં આવેલ જમાદાર હતો. ત્રણે યે ઘર તપાસ્યુ પણ મારો પત્તો ન પડયો પાછળ કૂદી પડાય તેવુ હતુ એટલે એમણે જોડેના ઘરની જડતી કરી એમાં હુ ન જડયો એટલે ત્રીજા ઘરને તાળું મારેલું હતુ તે કોનુ છે એ પૂછ્યુ

સોનાકાકીએ પોતે જવાબ આપ્યો. 'એક ડોસીનું ઘર છે.'

પોલીસ : 'ક્યાં છે એ ? અમારે તે ઘરની તપાસ કરવી છે.'

સોનાકાકી: 'એ તો ચાર દહાડાથી એમની દીકરીને ત્યાં બહારગામ ગયાં છે.'

પોલીસ સોનાકાકી જેવાં આધેડ ઉંમરની વિધવાબાઇના આ જવાબથી ભુલાવામાં પડી. એને ખ્યાલ પણ નહિ કે આવી સ્ત્રીઓ આવો સહજ બનાવટી જવાબ આપતી હશે.

પરંતુ જમાદારને એમાં તો શંકા ન રહી કે હાથમાં આવેલો માણસ છટકી ગયો. અને એનો રોષ એણે મારા ઘરનાં ત્રણે માણસો ઉપર ઉતાર્યો. સ્ત્રીઓને તો એ શું કરી શકે ? પણ બાને એણે ગાળો દીધી. સરોજને પણ એણે સંભળાવ્યું—માંદીને આમ નસાડીને બગાડે છે એનું પરિણામ બંગડીઓ ભાંગવામાં એક દિવસ ના આવે તો યાદ રાખજે !

રોહિત હતો તો સોળ વર્ષનો પણ એની હિંમતનો પાર ન હતો. એ પોતે પણ અમારી ભૂગર્ભ પ્રવૃત્તિમાં હતો. ટપાલ લૂંટવામાં એણે જે મદદ કરી છે તેવી કોઈ કરી શકે તેમ ન હતું એમ અમારા સૌ સાથીદારોનો એકમત હતો. પરંતુ આ ઉંમરનો છોકરો એ પ્રવૃત્તિમાં હોય તેવી શંકા ખુદ પાડોશીઓને પણ આવી ન હતી. એટલે એ ખુલ્લી રીતે ઘેર રહી શકતો અને બહારની બાતમી ગોળવી અમને સમાચાર પૂરા પાડતો. આવો હિંમતબાજ નાનોભાઈ પોલીસનું અપમાન શી રીતે સહી શકે ? એ પોલીસ સામે થઈ ગયો. અને તે દિવસે તો અંગ્રેજી સલ્તનતના જીવનમરણનો સવાલ હતો એટલે સરકારે પોલીસને કોઇ છીંક ખાય તો પણ ગોળીબાર કરવાના છૂપા ઓર્ડર આપી દીધા હતા. અડાસ, ડાકોર, ચકલાસી, કરમસદ વગેરે ચરોતરનાં ગામોમાં એ હુકમની મદીરા પી પોલીસે ગોળીબાર કરી નિર્દોષના ભોગ લીધા હતા. આ સ્થિતિમાં પોલીસ નાનોભાઈ

માથું ફેરવીને બોલે તે સાખે? એને પકડીને થાણામાં લેઈ જવામાં આવ્યો અને ફેટકારવામાં આવ્યો. પોલીસને હવે એક જ ઝનૂન વ્યાપ્યું હતું કે કોઈ હિસાબે આ છોકરા પાસેથી એના ભાઈનો પત્તો મેળવવો. પરંતુ રોહિતનું માથું કપાઈ જાય તો પણ એમાં શું વળે?

છેવટ થાકીને બીજે દિવસે એને છોડી મૂક્યો. પરંતુ આથી એ વધુ તોફાની બન્યો. એક દિવસ અમને મળવા આવ્યો હતો ત્યારે ચોરીછૂપીથી મારી રિવૉલ્વર એ ઊઠાવી ગયો. મને પોતાને એવો વહેમ પણ શી રીતે આવે કે નાનોભાઈ આમ ચોરી કરી ગયો હશે? સાથીઓ પણ મને મૂરખ કહેવા લાગ્યા. જો આમ હું રિવૉલ્વર જેવું હથિયાર સાચવી ન શકું તો તરવારની ધાર જેવી ભૂગર્ભ પ્રવૃત્તિમાં એ ગાફેલપણું ચાલે શી રીતે? પરંતુ અઠવાડિયા પછી એ આવીને મને પાછી આપી ગયો ત્યારે એ ભેદ ફૂટયો.

જમાદારે એના ઉપર જે હુમલો કર્યો હતો એનો એ બદલો લેવા માગતો હતો અને બે દિવસ ઉપર જમાદાર ગામડે રોન ઉપર જતો હતો ત્યારે આગળથી છુપાઈને એ નિશાન માંડી રહ્યો હતો અને તેના ઉપર ગોળી છોડી હતી. ગોળી થોડું નિશાન ચૂકી ગઈ એટલે જમાદારનો પગ ઘવાયો અને થોડી ઘાયલ થઈ. રિવૉલ્વર એ પાછી આપવા આવ્યો ત્યારે જમાદાર ઘવાઈને સરકારી દવાખાનામાં પડયો હતો.

મારા સાથીઓ આ સાહસ જાણી દંગ થઈ ગયા એને શાબાશી આપી એ બનાવથી ગામમાં લોકો ભય પામી ગયા હતા. ગુનેગારને પકડવા પોલીસ નિર્દોષને નાહક રંજાડશે એ બીક. પરંતુ એ કામ કરનાર રોહિત છે એવી પાડોશીઓને ખબર ન પડી, કે ન ખુદ જમાદારને પણ શંકા આવી. અને ગુનેગારને પકડવા પોલીસ બીજે ફાંફાં મારવા લાગી.

આ બનાવ રોહિતે સરોજને કહ્યો હતો. સરોજ મારી અને રોહિતની પ્રેરણામૂર્તિ હતી. મને પોતાને પણ ખબર નહિ કે સરોજ મારી આ જીવ સટોસટની પ્રવૃત્તિમાં 'કેશરભીના કંથ સીધાવો રણવાટ' એવા ઉલ્લાસથી, મધ્યયુગની વીર રજપૂતાણીને મોમાં આંગળાં ઘલાવે તેવી રીતે મારા પગલાને વધાવી લેશે.

સરોજમાં બીજી રીતે એવું કંઈ પ્રબળ વ્યક્તિત્વ કે આંખને આંજી નાખે તેવુ સૌંદર્ય ન હતું. એક સામાન્ય યુવતી જેવી એ એક સ્ત્રી હતી. જો કે એનામાં આંખને લોભાવે તેવી સુંદરતા ન હતી છતા આંખને ગમે તેવુ સુડોળપણું તો હતું જ. અને એ સુડોળપણાને એની સુઘડતા વધુ દીપાવતી હતી. એનામાં સ્વભાવની મીઠાશ હતી અને પ્રોત્સાહન આપે તેવુ મધૂરુ હાસ્ય હતું. ભણેલી અંગ્રેજી પાંચ ચોપડી સુધી હતી. પરંતુ ઊંડી સમજ હતી, બુદ્ધિનો વેગ હતો અને ઊંડી ભાવના હતી. આ કારણે એ જેમ મારી પ્રિય પત્ની બની રહી હતી, તેમ રોહિતની હેતાળ ભાભી થઈ પડી હતી અને બાની લાડકી દીકરી બની બેઠી હતી.

સરોજમા વીર રજપૂતાણીનું ખુમારીભર્યું શૌર્ય હશે એવી ખબર મને પડેલી નહિ. મને પોતાને તો બીક હતી કે ભૂગર્ભ પ્રવૃત્તિમાં જવાની મારી વાત એ નહિ સ્વીકારે અને આંસુ સારી મને ઢીલો બનાવી મૂકશે. અભિમન્યુને જેમ ઉત્તરાની આજીજીને અવગણીને રણભૂમિ ઉપર જવુ પડયુ હતું તેવી મારી દશા થશે પરંતુ ઊલટ એણે 'કેશરભીના કંથ સીધાવો રણવાટ' એવી શૌર્ય અંકિત વિદાય આપી. વિદાય આપી એટલું જ નહિ, પરંતુ રોહિત મને એ પ્રવૃત્તિમાં પડવાની ના પાડતો હતો એને ઊલટો એણે વાળ્યો હતો.

રોહિત મને ના પાડતો હતો એના મૂળમાં સરોજ પ્રત્યેનું એનું હેત હતું. એના દિલમાં ખટકયા કરતુ હતુ કે આ ધંધો એટલે

જીવનું જોખમ. અડાસની ધરતી ઉપર એવા લાડકવાયા પોઢયા હતા અને એનાં છૂપાં આંસુ નહિ પરંતુ ચાહન આંસુ મા, ભગિની, પત્ની સારતાં હતાં એટલું જ નહિ પણ આખો પ્રદેશ સારતો હતો. રોહિતને એવું કોઈ ચિત્ર ખડું થતાં ભાભી યાદ આવતી. ભાઈ રણ-શૈયા ઉપર પોઢે એનું દુઃખ નહિ, પણ ભાભીનું પછી શું ?

એટલે એ મને ના પાડતો હતોઃ 'તમે મોટાભાઈ ઘેર રહો, હું એકલો પ્રવૃત્તિમાં જઈશ. હું મરીશ તો પાછળ ઉપાધિ નથી. તમે.........'

સાચે જ આવા વીર ભાઇની આંખમાંથી એમ કહેતાં આંસુ ટપકી ગયાં. મારા હૈયામાં એના સ્નેહે પાડેલા પડઘાથી ડૂમો ભરાઈ ગયો. પણ સરોજ વીર રજપૂતાણીની માફક શૌર્ય અંકિત સ્વરે બોલીઃ 'રોહિતભાઈ! તમે સોળ વર્ષના માથું આપવા જાઓ, અને ૨૦ વર્ષના તમારા મોટાભાઈ મારું મોં જોઈ ઘરમાં બેસી રહે એમ ? અને ન કરે નારાયણ અને યુદ્ધદેવીને બલિદાન આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે અમે તમારું બલિદાન આપી વડીલ તરીકે સગીરના હકનું રક્ષણ કર્યું હતું એવુ કાળું મોઢું લેઇ સંસારમાં ફરીએ ? દેશને માટે તમારા જેવા દૂધમલિયા કિશોરોનો ભોગ આપવો પડે તો આપવા પાછું ન પડવું જોઈ એ એ ખરું, પણ તે વખતે ૨૦ વર્ષના જુવાનો ઘરમાં પત્નીનાં મોં જોઇને બેસી રહે એવી રીતે તો નહિ જ. બીજી પત્નીઓની વાત નથી કરતી પણ હું તો એવી પત્ની નથી કે પતિને મારી સોડમાં લેઇ દિયરને માથું વધેરાવવા મોકલું !'

સરોજ ત્યારથી મારી અને રોહિતની પ્રેરણામૂર્તિ બની રહી હતી. એણે મારી ભાવનાને પાંખો આપી હતી, તેમ દિયરના કોડ પણ પૂર્યા હતા. રોહિતને જોખમ ખેડતાં એણે વાર્યો ન હતો. જ્યાં ભાભી દિયરને સાહસના કોડ પૂરતી હોય ત્યાં દિયર પોતાના સાહસની કથા એને કહ્યા વગર કેમ રહી શકે ?

જમાદાર ઉપર છોડેલી ગોળીની કથા એણે સરોજને કહી. રોહિતને પ્રથમથી બીક હતી કે જો બીજું કોઈ જાણશે તો મને આ પગલામાંથી વાળશે એટલે જેમ એણે મારી રિવૉલ્વર ચૂપકીથી લીધી તેમ એ પ્રસંગ બનતા સુધી ઘરમાં પણ એણે છાનો ગપ્યો હતો. સરોજે એ પ્રસંગ જાણતાં શાબાશી તો આપી, પરંતુ જેમાં દેશનું હિત સધાતું ન હોય તેવા કામમાં હિંસક ન બનવાની સલાહ આપી.

પણ એ સલાહ રોહિત માને શાનો? એણે કહ્યું 'જો પોલીસ બાનાં અને તમારા અપમાન કરે તેનું હું વેર ન લઉં તો પછી કાશ્મીરથી કન્યાકુમારી સુધીની વિરાટકાય ભારતમાતા માટે મને લડવાનો શો અધિકાર?'

સરોજે જોયું કે દિયર આમ દલીલથી માનશે નહિ, કારણ કે દેશમાં સરકાર જે રીતે જુલમ કરી રહી હતી તેથી એના જેવા કિશોરો સળગી રહ્યા હતા એટલે આ રસ્તેથી આગળ વધતો દિયરને રોકવા પોતાના પક્ષે બાની જરૂર પડશે માની રિવૉલ્વરના ગોળીબારની વાત એણે બાને કરી.

બા બિચારી એ વાત સાંભળતા ફફડી ગઈ એ ગુના માટે રોહિત પકડાયા વગર નહિ રહે, અને સજા તરીકે એને ફાંસી થશે એ કલ્પના આવતા બા બેહોશ થઈ ગઈ ઉપાધિ ઓછી કરવા જતા સરોજ નવી ઉપાધિમાં આવી પડી મા સ્વસ્થ થઈ પરંતુ એણે પહેલો હુમલો સરોજ સામે કર્યો. 'આ બધાને તે જ ચડાવીને ફટવ્યા છે' અને ગામમાથી એ સુવાનો પહેર્યાં પ્રવૃત્તિમાં જોડાયા હતા તે જેમ જેમ શીસ વધતી ગઈ તેમ તેમ ન વેઠાવાથી ઘેર આવી છાનામાના બેસી ગયા હતા, તેનો દાખલો આપતા બાએ કહ્યું 'બીજા બધાંના છોકરા વહુઓને લીધે ઘેર પાછા આવ્યા, પણ તે રડીને એ રસ્તે જતા વાળવાને બદલે બેઉ જણને આગમાં હોમી દીધા અને તમે ત્રણેય એક થયાં એટલે મારું શું ચાલે?

આપી તું મારા ભણી રહી હોત તો આપણા બેઉનાં રડતાં મોં જોઇ એકેયની હિંમત આવું ગાંડપણ કરવાની ના ચાલત.'

સરોજ બાને સમજતી હતી. એમની આગળ પહેલા આ પ્રવૃત્તિ અંગે દલીલો કરી ચૂકી હતી એટલે એનું પુનરાવર્તન ન કરતાં એણે એટલું જ કહ્યું: 'હું કંઈ એવું જાણતી હતી કે રોહિતભાઇ આટલા સુધી જશે!'

બા: 'તને નહોતી ખબર કે એક વખત આગનો તણખો પડે એટલે એ પ્રજ્બળતો પ્રજ્બળતો આખું જંગલ બાળી દે?'

સરોજે એના સ્વભાવ પ્રમાણે બા પાસે જેમ અમને આ પ્રવૃત્તિમા જવા માટે મંજૂરી અપાવી હતી તેમ સમજાવટથી બાને પક્ષે રહી રોહિત પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે પોતે દેશહિતમાં જરૂરી નહિ હોય તેવી હિંસા કરશે નહિ.'

પરંતુ બાનો જીવ આથી શાંતિ શાનો પામે? એને તો એક જ બીક, આ છોકરાઓ કોક દિવસ પકડાઇ જશે અને જો ફાંસીની સજા થઈ તો હાથથી ગયા. એવામાં ભૂગર્ભ પ્રવૃત્તિવાળા માણસો પકડાવા લાગ્યા. એમને કોઈને ફાંસીની સજા થતી નથી એ જોતાં બાએ મારો કેડો લેવા માડયો કે તુ પકડાઈ જા. આમ સંતાતો ફરે છે તે કરતાં જેલમા જાઉ તો નિરાંત. ફાંસી તો દેવાની નથી, પછી વર્ષે-બે વર્ષે છૂટીને આવે તો પણ મને વાંધો નથી, મારા જીવને શાંતિ રહે. પરંતુ હું પકડાવામાં માનતો ન હતો અને બીજી બાજુ પ્રવૃત્તિ મંદ પડતી જતી હતી. છુપાઈ રહીને જે લડાઈ અમે સરકારને આપવા માગતા હતા એનું જોર ઘટતું હતું. તેમાં આગેવાન જેવા માણસો પકડાઈ જવાના સમાચાર મળતાં બીજાઓ ઉપર માઠી અસર થતી. છતાં હું જાણીને પકડાઈ જવામાં માનતો ન હતો. બીજી બાજુ ટૂંકી સજા થયેલા માણસો જેલમાંથી છૂટતા હતા, અને છૂટયા પછી તો કોઈ એ વાત કરતું નહિ. લડાઈ સાવ ઠરી ગઇ

હતી અમને પકડવા હવે પોલીસ પ્રયાસ પણ કરતી ન હતી ફક્ત અમારે જરા તકેદારી રાખવી પડતી હતી એટલુ જ

આમ જેલમાં ન જઈને મારે ઊલટ લાંબા સમય સુધી જેલ ભોગવવી પડી હતી જ્યારે બીજી તરફે હુ જેલમુક્ત થયો ત્યારે મારા સાથીઓ ગ્રૅજ્યુએટ થઈ ગયા હતા કોઈ કોઈ અભ્યાસ મૂકી ધધે પણ વળગી ગયા હતા હુ ગ્રૅજ્યુએટ થતા પહેલા અભ્યાસ છોડીશ એવો '૪૨ની લડાઇ પહેલાં મને ખ્યાલ ન હતો પરંતુ એ લડાઈ આવી ને મે અભ્યાસ છોડયો હવે તે ચાલુ કરવાની પણ જરૂર લાગતી ન હતી મે મહાર રહી જે કેળવણી મેળવી હતી તેથી મને વસવસો પણ રહ્યો ન હતો કે મે અભ્યાસ છોડી ગુમાવ્યુ છે ડિગ્રીનો મોહ રહ્યો ન હતો લડાઈ પછી લશ્કરમા ભરતી થયેલ સૈનિક છૂટો થઇ ઘેર પાછો ફરે તેવી મારી તે વખતે મનોદશા હતી

એ લડાઇ દરમ્યાન મારામા જે નવી ભાવના સર્જાઈ હતી, જે સ્વપ્નાં હેરાન કરતાં હતાં, તે સ્થિતિમા બીજા યુવકોની માફક ધધે વળગવા જેવુ મારુ માનસિક વલણ ન હતુ / જ્યારે માને એક જ રઢ લાગી હતી કે તુ ધધે વળગી જા તને ગમે તે ધધો કર, પણ આમ બેસી રહેવુ તે સારુ નહિ આ રઢ પાછળ બાનુ માનસ એ કામ કરી રહ્યુ હતુ કે દીકરો ધધે લાગી જાય તો પછી નચાઈ જાય જે કામ વહુએ કરવુ જોઈતુ હતુ, પણ તે એ ન કરી શકી તો ધધો એ કામ જરૂર કરી શકશે જ્યારે બીજી બાજુ દેશની સ્થિતિ '૪૨ની ચળવળ કરતા પણ વધુ ખરાબ બની હતી લાંચરુશ્વતે માઝા મૂકી હતી કાળા બજાર ધૂમ ચાલતા હતા ગરીબ પ્રજા ભૂખે મરતી હતી, મધ્યમ વર્ગ પીસાઇ રહ્યો હતો, અને કૉંગ્રેસ જેલવાસમા હતી ત્યારે અમલદારોએ પ્રજા ઉપર જે કેર ગુજાર્યો હતો એ હકીકત સાંભળી રોમાચ ખડાં થઈ જતા હતા

લડાઈના મોરચા ઉપર ગયેલો સૈનિક, જે એક જાતની કડક લશ્કરી શિસ્તની નીચે રહેવાથી, ઘેર પાછો ફરતા છતાં ગૃહસ્થ તરી-

કેના એના મૂળ જીવનમાં આવતાં એને વખત લાગે છે તેવી મારી સ્થિતિ થઈ હતી.

હું વાત વાતમાં અકળાઈ ઊઠતો હતો અને તે અકળામણ કેવળ સરકારી તંત્ર સામે જ હતી એવુ પણ નહિ એ તો લડાઈ વખતે પણ હતી પરંતુ બહાર આવતાં બધી પ્રજા ઉપર મને ગુસ્સો આવવા લાગ્યો વેપારીઓ કાળાં બજાર કરતા તેથી મને થતું કે આ લોકોને પહેલા ગોળીએ દેવા જોઈએ કોંગ્રેસીઓ જેલમાંથી છૂટયા પછી એ ય કાળા બજારમાં જોડાઈ ગયા હતા, અને નહોતા જોડાયા તે પણ કાળા બજારમાંથી વસ્તુઓ ખરીદતા હતા એટલે મને થતું સૌથી પહેલા, વેપારી કરતા, આ કોંગ્રેસીઓને ગોળીએ દેવા જોઈ એ લોકો દેશમાં અનાજની તંગી હોવા છતાં જે જમણવારો કરી રહ્યા હતા તે દશ્યો જોતાં મને થતુ—આ પ્રજા નાલાયક છે, એમને સરકાર ગોળીએ દે તો જ સીધી થાય!

આમ મને રોજ રોજ ઉશ્કેરાતો જોઈ બાને મારી ચિંતા વિશેષ થયા કરતી એ મને એક જ વાત કહેતી કે, તું એક વખત ધંધે વળગી જા એટલે આ બધુ દુઃખ ભુલાઈ જશે

હું કહેતો 'કયે ધંધે વળગુ? જે ધંધા માટે લોકોને ગોળીએ દેવાની વાત કરું છુ, એ ધંધે?'

હુ ધંધાનો વિચાર કરતો ત્યારે મને એકે ય પ્રામાણિક ધંધો દેખાતો ન હતો એના મૂળમા એ પણ હકીકત હતી કે મને ધંધો કરવાનુ સૂઝતુ ન હતું ઊલટ મારુ સૈનિકનુ માનસ હજુ બદલાઈને ઠેકાણે આવ્યુ ન હતું એટલે બાની ઈચ્છા છતા હું ધંધે વળગ્યો ન હતો અને શુ કરવુ તેના નવા નવા તરંગો કર્યા કરતો હતો.

તેમાં છેવટ સ્વરાજ્ય સિદ્ધ થયુ ખંડિત તો ખંડિત પણ સ્વરાજ્ય આવ્યુ એથી બાને આનંદ થયો કે હવે સ્વરાજ્યની ચળવળો ગઈ એટલે દીકરો ધંધે વળગશે અને એ રીતે એણે મારા તરફથી છૂટકારાનો દમ ખેંચ્યો.

[ ૨ ]

કાળા બજાર, લાંચરુશ્વત, તેને પોષતી પ્રજા અને કોંગ્રેસી ઓથી હુ ઉશ્કેરાઇ જતો હતો, એ મારી મનોદશાએ મને ન્યાકુળ કરી મૂકયો હિન્દુમુસ્લમાનના હુલ્લડોએ '૪૨ની ચળવળ પછી અમદાવાદમા જે હુલ્લડ થયુ તે હુલ્લડનો જીવનમાં મે પ્રથમ અનુભવ કર્યો હતો એ વખતે હુ છૂપાવેશે હતો એટલે ઇચ્છુ છતા કઈ મદદરૂપ થઈ શકુ તેમ ન હતો હિદુઓની ભારે બહુમતી હોવા છતા એમણે બતાવેલું કાયરપણુ ઘરબારને તાળુ મારી ગામડે હિજરત કરી જવાની એમની મનોદશા, બીજી બાજુ પોલીસની ભયકર નિષ્ક્રિયતા, પરતુ એ હુલ્લડ શમી ગયુ અને મનમા જે ઉદ્વેગ થયેલો તે પણ શમી ગયો હતો

પરતુ કોંગ્રેસ અને અગ્રેજ સરકાર સમાધાન ઉપર આવી હિદ છોડી જવાની ક્રિપ્સ–પેથિક મિશન દ્વારા જે ભૂમિકા શોધતી હતી એ વાતાવરણમાં ભાગલા પાડી પાકિસ્તાન મેળવવા માટે મુસ્લીમ લીગે જે વેરઅગ્નિ સળગાવ્યો હતો અને પછી બગાળમા સીધા પગલાંને નામે જે હોનારત સળગી હતી એ ઇતિહાસ એટલો તાજો છે કે એનુ વર્ણન કરવાનુ હોય નહિ પરતુ એણે મારા માનસિક આદર્શોને જબરો આઘાત પહોંચાડયો હુ કાળા બજાર લાચરુશ્વત વગેરે અગે જે ઉશ્કેરાતો હતો તે લાગણી શમી ગઇ, પરતુ પ્રજામાં આવા દુષણ ન હોય તો એનું પરિણામ બીજુ આવે પણ શુ !

એટલે સૌ પ્રથમ હિંદી પ્રજાને જો કોઈ તાલીમ આપવી હોય તો નિર્ભયતાની આપવી જોઈએ એવો એક વિચાર મારા મગજમાં આકાર લેવા લાગ્યો. ગીતામાં પણ નિર્ભયતાને પહેલા ગુણ તરીકે ગણાવ્યો છે. ગીતામાં મને અખૂટ શ્રદ્ધા હતી એમ નહિ કહી શકું. પરંતુ ભૂગર્ભ પ્રવૃત્તિમાં જવા એણે મને પ્રોત્સાહન આપ્યું હતું એ ચોક્કસ. ગીતાએ હિંસાને યુદ્ધ તરીકે સ્વીકારી છે એ વિચારસરણી અમારા પક્ષમાં પ્રબળ હતી. મહાત્માજી ગીતા આધારે અહિંસા પ્રબોધતા ત્યારે મારા જેવા હિંસા તરફ વળનારા એ જ ગીતામાંથી હિંસાનો સંદેશો મેળવતા. પરંતુ બાપુએ નોઆખલી વખતે જે અહિંસા આચરી બતાવી પ્રેમનો સંદેશો ઝૂંપડે ઝૂંપડે ૮૦ વર્ષની વયે. ઉઘાડે પગે, કાદવ-કીચડવાળા રસ્તે ચાલીને પહોંચાડયો, તે દશ્ય મારી આંખ આગળ ખડું થતાં મારી ગીતા દ્વારા ટેકો મેળવેલી હિંસા ઊડી ગઇ. મહાત્માજીમાં મને ગીતા કરતાં ઓછી શ્રદ્ધા ન હતી. મને સવાલ થયો કે વર્ષો પૂર્વે કૃષ્ણે યુદ્ધમાં હિંસા અનિવાર્ય માની અર્જુનને એ રસ્તો પ્રબોધ્યો હતો એ જેટલું સાચું છે તેટલું સત્ય અહિંસા-પ્રેમ દ્વારા મારી આંખ સમક્ષ નોઆખલીનું અહિંસામય યુદ્ધ છે. તો એ બેમાં ભવ્ય કયું ? અને દેશમાં ચાલી રહેલા અન્યાયને ગોળીએ દઈને સુધારવાની મારી મનોવૃત્તિ દૂર થવા લાગી. પરંતુ એ સ્થાને બા ઈચ્છતી હતી તે, ધંધો કરી કમાવાની વૃત્તિએ આસન ન જમાવ્યું. આ બધા અન્યાયો પ્રજામાંથી દૂર કરવા હોય તો પ્રથમ પ્રજામાં અભયનો ગુણ કેળવવો જોઈએ. પ્રજા નિર્ભય હોય તો જ એ કોઇ અન્યાય ન સહી લે. પરંતુ એ નિર્ભતાનો પાઠ પ્રજાને ભણાવવો શી રીતે !

આ વિચાર હું સરોજ આગળ મૂકતો ત્યારે એ હસીને કહેતીઃ 'તમારામાં સૈનિકનો દુર્ગુણ આવી ગયો લાગે છે.'

હું: 'કેવી રીતે ?'

સરોજ: 'લશ્કરમાંથી આવેલો સૈનિક જેમ એની દુનિયાથી બીજાને માપે છે તેવી તમારી સ્થિતિ થઇ છે. તમારામાં નિર્ભયતા છે એની ના નહિ, પણ એ ગુણ કવિતાની પેઠે કંઇ મોઢે કરાવ્યાથી આવતો નથી. અને આવતો હોય તો પણ તમારા જેવો એક માણસ તેની માસ્તરગીરી કરે એટલા માત્રથી તો ન જ આવે!'

હું: 'તો શું આ અંગે વિચાર જ ન કરવો?'

સરોજ: 'વિચાર જરૂર કરો; એ અંગે પ્રસંગ આવે ત્યારે, આચરણ પણ કરો. પરંતુ પ્રજાના તમે નેતા થઈ બેઠા હો તેવી ઘેલછા તમારા મગજ ઉપર સવાર થઈ બેઠી છે તે દૂર કરો.'

મેં વ્યગ્ર થઇ જતાં પૂછ્યું: 'સરોજ, સાચે તું એવું માને છે? મને ઘેલછા લાગી છે?'

'ઘેલછા નહિ તો બીજું શું?' સરોજે મારી આંખમાં આંખ પરોવતાં કહ્યું: 'મહાત્માજી, જવાહરલાલજી, સરદાર સાહેબ, એ બધાને શું પ્રજાની નિર્બળતાનો ખ્યાલ નહિ હોય? એમને માથે સમગ્ર દેશનો ભાર છે છતાં વ્યગ્ર થયા વગર કાર્ય કરી શકે છે અને તમે તો જાણે એમના કરતાં ય મોટા નેતા હો તેમ આખા હિંદનો ભાર માથે લઈને ફરો છો.'

મારાથી હસી જવાયું.

સરોજ બોલી: 'હું હસતી નથી. તમે ભૂગર્ભ પ્રવૃત્તિમાંથી બહાર આવ્યા પછી તમારામાં આ ઘેલછા આવી છે એમ હું અવશ્ય માનું છું.'

મેં એ દલીલ સ્વીકારતાં કહ્યું: 'હું કંઈ ધંધો નથી કરતો એમાં તો તમને ઘેલછા નથી લાગતી ને?'

સરોજ હસીને બોલી: 'એમાં પણ લાગે છે.'

મારી જીત થઈ હોય તેમ હું ઉત્સાહમાં આવી જતાં બોલ્યો:

'બસ, પકડાઇ ગઈ. તારે મારી પાસે ધંધો કરાવવો છે અને હું નથી કરતો, એ કારણે તને મારી આ વૃત્તિમાં ઘેલછા દેખાતી હોય તો?'

સરોજે ધીર ગંભીર રીતે જવાબ આપ્યો: 'હું જે ધંધાની વાત કરું છું તેમાં મારી વૃત્તિ બીજી પત્નીઓ પોતાના પતિને ધંધો કરાવી સુખચેન ભોગવવાની ભાવના રાખે છે તેવી નથી. તેમ જ આ ધંધા પાછળ જે વૃત્તિ રાખે છે, રાજકીય ચળવળમાં ન પડે તો સારું, એવી પણ મારી દૃષ્ટિ નથી. હું ધંધો પણ પ્રજાની સેવા માટે જ કરવાનું કહું છું.'

સરોજ અને મારી વચ્ચે જે થોડું અંતર હતું તે મારાથી સહ્યું ન ગયું. હું એની નજીક જવા ખસ્યો. એ મારે ખભે હાથ મૂકી મને દૂર રાખતાં બોલી: 'આ ધંધો કરવાનું મેં તમને કહ્યું નહોતું. તમને મારા ઉપર વહાલ છે તે મારું અજાણ્યું નથી.'

મેં એની નજીક જવાની વૃત્તિને કાબૂમાં લેતાં કહ્યું: 'તારા ઉપર હું ખુશ થાઉં અને તને ઈનામ ન આપું તે કેમ ચાલે?'

સરોજ: 'ચુંબનનું ઇનામ તો તમે મારા ઉપર આ વાતથી ખુશ નહિ થાઓ તો પણ આપવાના છો જ. પણ મારે તો બીજું ઇનામ માગવું છે.'

મેં ક્ષત્રિયવટ દાખવતાં કહ્યું: 'તારે જે માગવું હોય તે ઈનામ માગ. રઘુકુલ રીત પ્રમાણે તારું વચન હું પ્રાણ જશે તો ય પાળીશ.'

સરોજ: 'તમારો પ્રાણ બળવાન થાય એવું મારું તો ઈનામ છે.'

હું: 'એનો અર્થ તો તું મને ઇનામ આપે છે એવો થયો.'

સરોજે માગ્યું: 'તમે કોઈ ધંધો કરો.'

હું: 'શાથી?'

સરોજ: 'આટલું તમે સમજતા નથી, પછી હિંદની પ્રજાની

સેવા કરવાની ઘેલછા નહિ તો બીજું શું? યુદ્ધ વખતે સૈનિકો મોરચે શોભે, પરંતુ શાંતિમાં એ સૈનિકોએ દેશના ઉત્પાદનમાં લાગી જવું જોઈએ. ભાડુતી સૈનિકો કદાચ આ વાત ન સમજે, પણ તમારા જેવા ભાવનાશીલ દેશદાઝવાળા સૈનિકોએ એ અમલમાં મૂકી દેવું જોઈએ.'

મેં ધંધા અંગે મુશ્કેલી બતાવતાં કહ્યું: 'શો ધંધો કરું?'

સરોજ : 'જે ધંધાથી પ્રજાનું શોષણ થતું ન હોય અને પ્રજાને તે ઉપયોગી હોય તે ધંધો કરો.'

હું : 'મને એવો કોઇ ધંધો દેખાતો નથી.'

સરોજ : 'મને દેખાય છે.'

હું : 'કયો?'

સરોજ : 'આજે તમે પચ્ચીસ વર્ષના થયા, કંઈ ધંધો ન કર્યા છતાં આપણે ભૂખે મર્યાં નથી તેનું શું કારણ?'

હું : 'જમીનમાંથી ઉત્પન્ન આવે છે તે.'

સરોજ : 'અને છતાં જે જમીન તમને જીવાડી રહી છે તેને સંભાળવાનું, ઉત્પાદન વધારવાનો ધંધો તમને દેખાતો નથી?'

હું નવાઇ પામ્યો. બોલ્યો: 'સરોજ, સાચું બોલે છે તું. હું ખેડૂત થાઉં તો તને ગમે?'

સરોજ : 'તો શું હું નાટકનો અભિનય કરું છું? તમે દેશહિતની જે વાતો કરો છો, રચનાત્મક કાર્યક્રમની વાતો કરો છો, પરંતુ ખેડૂત સમૃદ્ધ ન થાય ત્યાં સુધી કોઇ રચનાત્મક કાર્ય સિદ્ધ ન થાય. હું તો એ માનતી થઈ છું કે જો દેશ માટે આજે કોઈ રચનાત્મક કાર્યક્રમ હોય તો તે ખેતી છે. દેશમાં આજે જે કાળાં બજારનું અનિષ્ટ છે, કારમો ભૂખમરો છે, તમે જે નિર્બળતાથી ત્રાસો છો, એ બધાંનું મૂળ ગરીબાઇ છે. હિંદની એ ગરીબાઈ ખેતી સમૃદ્ધ

થયા વગર જાય તેમ નથી અને એ ન જાય ત્યાં સુધી પ્રજાને બીજા ગુણોની તાલીમ આપવાનો અર્થ નથી/ ટોલ્સ્ટોય કહે છે તેમ પોતાની જમીન ઉપર માણસ વસે અને તેના ઉત્પન્નમાંથી, પોતાનો ગુજારો ચલાવે, એના જેવુ સુખ અને સ્વતંત્રતાનું બીજું સાધન અત્યારે નથી અને કાળાન્તરે પણ નહિ હોય '

સરોજની પ્રતિભાને નવી નવી પાંખો ફૂટતી હોય તેમ મને દેખાયુ એનામાં રજપૂતાણીનુ શૌર્ય હતું એટલે એ મારી પ્રેરણા-મૂર્તિ બની હતી પરંતુ એણે જે દલીલ કરી તેથી એ મારી આદર્શમૂર્તિ બની ગઈ।

મે એની એ વિચારસરણી ઉપર વારી જતાં કહ્યું સરોજ માન ન માન પણ તારામા પૂર્વજન્મની પ્રતિભા કે બાળી આટલુ વિચારનુ ઊંડાણુ તારામા હોય ક્યાંથી?'

સરોજ પૂર્વજન્મ ઉપર જો આપણે બધુ ઢોળીશુ તો પુરુષાર્થ રૂંધાઈ જશે આ વિચારસરણી મારામાં શુ આપોઆપ આવી ગઈ છે એમ માનો છો? તમે જ્યારે જીવ સટોસટની લડાઇમાં ગયા ત્યારે શુ હુ એક કોડભરી પત્ની બનીને તમારા વિરહમા આંસુ સારી બેસી રહી હોઈશ એમ માનો કો? સ્રીની ફરજ પતિને જીવનસંગ્રામમાં પ્રેરણા આપી એની પ્રેરણામૂર્તિ બની રહેવાની છે/'

હુ સરોજને જાણે પ્રથમ જોતો હોઉ તેમ ટગર ટગર જોઈ રહ્યો

સરોજ બોલી રહી હતી જો હુ તમને યુદ્ધમાં મોકલવા માટે પ્રેરણામૂર્તિ બની હોઉ તો મારી એ પછીની ફરજ નહોતી કે પતિ એક દિવસ સૈનિક તરીકે યુદ્ધમાથી પાછા ફરે ત્યારે એને જીવનસંગ્રામમા વધાવવા માટેની બીજી તૈયારી કરી રાખવી? એટલે તમે જ્યારે યુદ્ધભૂમિ ઉપર ગયા ત્યારે મે વિરહના ગીત નથી ગાયાં પણ મારી બુદ્ધિશક્તિનું પાઈપાઈ ખર્ચી જીવનસંગ્રામનાં બધાં વિષે અભ્યાસ કર્યો છે આ વરસો દરમિયાન પિતાએ આપેલાં ઘરેણાં

વેચીને પુસ્તકોનાં ત્રણચાર કબાટ ભર્યાં છે, એ કોઈ ધનિકના ઘરની શોભા વધારવાનો શોખ માત્ર નથી. એ પાછળ પતિની જીવન-સંગિની બની એનાં સ્વપ્નાંને મૂર્ત કરવાની પત્નીની એક માત્ર ફરજની તમન્ના છે, અને એ તમન્નામાંથી જે નિચોડ આવ્યો તે પૂર્વજન્મની કોઈ અકળ સાધના નથી પણ ત્રણ વર્ષ સુધી કરેલા અભ્યાસનું પરિણામ છે.'

હું: 'કોઈ વિષયમાં જ્યારે મને કાર્યકારણનો સંબંધ દેખાતો નથી ત્યારે હું પૂર્વજન્મના વિચારે ચડી જાઉં છું.'

સરોજ: 'મારો એ વિષયમાં એવો અભ્યાસ નથી કે હું કંઈ કહી શકું.'

સરોજ અને મારે તે દિવસે આટલે વાત અટકી હતી. હું પોતે ખેતી કરવાના વિચાર ભણી પગ મૂકી રહ્યો હતો. પરંતુ એ વાત બાને બિલકુલ ગમતી ન હતી. એને તો દીકરો ઉજળો ધંધો કરી પૈસા કમાય, વૈભવ ભોગવે એ મહેચ્છા હતી. વળી ધંધા માટે ઓથ મળે તેવા બનેવીનો મુંબઈમાં મોટો વેપાર હતો. એ પોતે હું ચળવળમાં ભળ્યો ત્યારથી એ ખોટા છંદ મૂકી દેઈ વેપારમાં આવી જવાના હિતની સલાહ આપ્યા કરતા હતા. ચળવળ પતી અને હું જાહેર રીતે રહી શકું તેવી સ્થિતિમાં આવ્યો તે પછી એમનો આગ્રહ વધી ગયો હતો. પરંતુ મેં એમને કહ્યું હતું કે હું હજુ કોઈ ધંધાના નિર્ણય ઉપર આવ્યો નથી. અને મારે વેપારમાં પડવું હશે ત્યારે જરૂર હું મુંબઈ આવીશ. બાકી એમની પાસે અમે એક જ માગણી કરેલી હતી કે રોહિતને બી. એસસી. થઈને વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે પરદેશ જવું છે તેમાં તમે મદદ કરજો. એમણે એ વાત સ્વીકારી પણ હતી. આમ સબળ સગા હોવા છતાં હું અભણ માણસ જે ધંધો કરે તે ખેડૂતનો ધંધો કરું તે બાને તો માયાવાદ જેવું લાગતું હતું.

પરંતુ સરોજની એમાં સંમતિ હતી એ જાણતાં બા ખિજાઈને છૂટી પડી હતીઃ 'તમે બેઉ એક જાતનાં ભેગાં થયાં છો, તો પડો ખાડામાં. હું તો તમારા હિતમાં કહું છું, પણ તમારે સુખી નાં થવું હોય તો હું શુ કામ જીવ બાળું!'

બા આ બોલવા ખાતર બોલી હતી એટલું જ, બાકી અંતરમાં એને બહુ દુઃખ થતું હતું. પરંતુ બાના સ્વભાવને હું અને સરોજ સારી પેઠે ઓળખતાં હતાં. એને અમારા પ્રત્યે પ્રેમ હતો એટલે એ પ્રેમના પ્રવાહમાં એનો અસંતોષ થોડા વખતમાં તણાઈ જતો અને પછી માલુમ પણ પડતું નહિ કે બાને કોઈ દિવસ અસંતોષ હતો.

પરંતુ ખેતીમાં પડતાં મને એક પ્રસંગે રોક્યો.

દેશનાં હિંદ અને પાકીસ્તાન એમ ભાગલા પડયા, કોંગ્રેસે દુઃખી હૈયે ખંડિત સ્વરાજ્ય સ્વીકાર્યું. એ પાછળ ભાવના હતી હિંદની શાન્તિ જાળવવાની, કોઈ ઉપાયે દેશમાં મુસ્લીમ લીગે સળગાવેલો કોમી હુતાશન શમે અને અગ્રેજો કોઈ રીતે એક વખત દેશમાંથી જાય. પરંતુ નિર્વાસિતોની હિજરત, મિલકતની ખાનાખરાબી, સ્ત્રીઓનાં અપહરણ અને એમાંથી દેશમા હિંદુઓના મુસલમાન પ્રત્યે ફાટી નીકળેલ રોષના પરિણામે શરૂ થયેલાં કોમી છમકલાં, એ સ્થિતિ એવી ભયંકર હતી કે દરેકને થવા લાગ્યું કે જો ભાગલા પછી આ હોનારત સર્જાવી નીર્માઈ હતી એમ જાણ્યુ હોત તો ભાગલા કોંગ્રેસ સ્વીકારત નહિ.

આ કોમી તણખો ઠેઠ મારા ગામ સુધી સળગતો આવ્યો. મને તો સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે હિંદના ભાગલા પહેલાં જ્યારે કોમી હુતાશન એની પૂર્ણ કક્ષાએ હતો ત્યારે જે ગામડાં એનાથી બાકાત રહ્યાં હતાં તેમાં સ્વરાજ્ય પછી આ અગ્નિ ફરી વળશે, પણ એ હુતાશન મારા જ ગામમાં ફરી વળ્યો, અને તેણે નિર્દોષ, ગરીબ, અને અસહાય મુસ્લિમ પ્રજાનાં જે ઘર બાળ્યાં, રંજાડ કર્યાં, અને

અભૂકતી જ્વાળામાં ફેંકી જે શરીર સળગાવી મૂક્યાં તેનો મૂંગો. સાક્ષી હું ગામમાં હોઉં છતાં શી રીતે બને ?

અને જ્યાં હિંદુઓ ગાંડા બન્યા હોય ત્યાં હું એમના સામે. કામ કરું તે એ સહી પણ શી રીતે શકે? એ તોફાનમાં હું ઘવાયો. પ્રજાની સરકાર હતી છતાં પ્રજાને એ રક્ષણ ન આપી શકી. હું પહેલાં મુસ્લિમ પોલીસ ઉપર જે ખીજ અનુભવતો હતો તે મારી શમી ગઈ. અહીં હિંદુ પોલીસોએ પણ એ જ કર્યું હતું. અને એ સાથે મેં એ પણ અનુભવ કર્યો કે પોલીસ પોતે પણ એવી બીકણ હતી કે આવાં મોટાં તોફાનમાં જાનનું જોખમ ખેડીને એ રક્ષણ આપી શકે તેમ માની લેવું વધારે પડતું હતું.

જ્યાં આવાં તોફાન હોય, જ્યાં મદદની રાડ પડે ત્યાં ગુજરાતના દાદા ગણાતા મૂંગા સેવક કિશોરભાઈ શી રીતે રહી શકે ? અને એ આવે એટલે ઘાયલોની ખબરઅંતર લીધા વગર ઓછા રહે ? હું ઘાયલ થયો છું તે સમાચાર મળતાં એ મારી ખબર જોવા આવ્યા. દાદાને સાંભળ્યા હતા ઘણી વાર. એમનું લખાણ પણ ઘણું વાંચ્યું હતું. પરંતુ અંગત પરિચય આ પહેલવહેલો.

અને એ પરિચયમાંથી હું ખેતીમાં પડવાને બદલે બીજે રસ્તે ઘસડાયો.

## [ ૩ ]

શરીરે આરામ થતાં હું દાદાને મળવા ગયો. મળવાનું કારણ કે મુસલમાનો એમને થયેલ નુકસાન માટે દાદા તરફ મદદની મીટ માંડી રહ્યા હતા. જ્યારે ગામલોકો દાદાની વિરુદ્ધ હતા. એમના પ્રત્યે આજ સુધી માન હતું, પરંતુ આ પ્રશ્ન આવતાં લોકો એમને વેદિયા કહેતા હતા, અને એ જે રસ્તો સૂચવે તે સ્વીકારવા તૈયાર ન હતા.

મેં ગામમાં જે સ્થિતિ હતી તે કહી. હું કંઈ ગામનો આગેવાન ન હતો, પરંતુ મુસલમાનોના પડખે રહી મેં જે સહન કર્યું હતું, એથી એમને મારા તરફ સહજ પક્ષપાત જન્મ્યો હતો. એમની એવી ઇચ્છા કે હિંદુઓની જે મનોદશા છે તે મારે દાદાને રૂબરૂ જઈને કહેવી.

મેં દાદાને બધી વાત કરી. લોકોનો એમના પ્રત્યેનો રોષ જણાવ્યો.

દાદા હસીને બોલ્યાઃ 'લોકો તો ગાય જેવા છે. ગાય દૂધ આપે છે, તેમ લાત પણ મારે છે. છતાં લાત મારે એથી ગાયને પાળવાનું છોડી દઈએ તો દેશનું શું થાય! લોકોનું પણ એવું. એમને ક્રોધ ચડે માટે આપણાથી એમની સેવા છોડી દેવાય! એમના સ્વાર્થની વિરુદ્ધ વાત કરે એને એ લાત મારવાના જ. પછી એ તમે હો, હું હોઉં કે ખુદ મહાત્માજી હોય છતાં એમની લાતો ગાય જેવી હિંસક નથી હોતી પણ શબ્દરૂપી અહિંસક હોય છે!'

મારુ મોં મલકી ગયું. મેં કહ્યું : 'એ હાતો મારે છે તેની પાછળ નિર્બળતા છે.'

દાદા: 'નિર્બળતા કરતાં સ્વાર્થ વિશેષ.'

હું: 'આવા સંજોગોમાં કરવું શું?'

દાદા: 'દેશમાં અનેક પ્રશ્નો પડયા છે. એકી સાથે હાથ ધરવાની આપણી તાકાત પણ નથી. પરંતુ સ્વરાજ્ય પછી મને જે લાગે છે તે એ કે દેશનું રક્ષણ કરવું, શાંતિ જાળવવી એ સરકારની જેટલી ફરજ છે તેટલી નાગરિકોની પણ છે......'

હું વચ્ચે બોલ્યો: 'આપણી પોલીસ જ જ્યાં એ ફરજ નથી બજાવતી ત્યાં નાગરિકો પાસે આપણે ક્યાંથી આશા રાખીએ?'

દાદા: 'એ માટે આપણે એક બીજો રસ્તો લેવો પડશે. જે પોલીસ છે તે બેકાર પોલીસ છે એનામાં સ્વતંત્ર પ્રજાનું ગૌરવ નથી. પ્રજારક્ષણની ફરજની ભાવના નથી. એ તો લાકડાની બનાવટી તલવાર જેવી નકલી પોલીસ છે. એમની પાસેથી આપણે વધુ પડતી આશા રાખીએ તે ખોટું છે. પછાત, અભણ, ગરીબ અને કચડાયેલી પ્રજામાંથી પોલીસોની ભરતી થાય છે. કેળવાયેલો, ઊંચા ખમીરવાળો કોઈ એમાં દાખલ થતો નથી.'

હું બોલ્યો 'સારો વર્ગ એમાં શી રીતે દાખલ થાય? સમાજમાં એની પ્રતિષ્ઠા ક્યાં છે?'

દાદા: 'એ પ્રતિષ્ઠા સારો વર્ગ દાખલ ન થાય તો આવે ક્યાંથી? એ કારણે તો હું ગામડે ગામડે ફરુ છુ ત્યારે જુવાન વર્ગને પોલીસમાં દાખલ થવાની હાકલ કરુ છું. એ મારી હાકલ પાછળ કંઈ પેટિયું કમાવા માટે પોલીસખાતામાં દાખલ થાઓ એમ નથી. એવા પેટિયા માટે તો આજે પોલીસ છે તેવા બીજા મળી રહેવાના છે, પરંતુ હું સેવા માટે યુવકોને એમાં જોડાવા કહું છુ. લડાઈના

વખતમાં જેમ લશ્કરમાં નાગરિકોની ભરતી કરવામાં આવે છે, તેમ આજે દેશનું તંત્ર શિસ્તબદ્ધ કરવા માટે નિદાન પાંચ વર્ષ શક્તિશાળી યુવકોએ પોલીસ થવું જોઈએ.'

હું વિચારમાં પડયો હોઉં તેમ એમના સામે તાકી રહ્યો.

દાદા કહેતા હતા: 'આજે આપણી મોટા ભાગની મનોદશા કોઈ પણ ઉપાયે કમાઈને એમાંથી સુખચેન ભોગવતાં જે વધે તેમાંથી બને તો મુઠ્ઠી ધન દાન કરવાની છે, પણ ખરું દાન– સાત્ત્વિક દાન શક્તિનું છે. માણસનામાં જે શક્તિ હોય તે રાષ્ટ્રને જરૂર પડે ત્યારે એને ચરણે ધરવી એને હું દેશભક્તિ કહું છું મારી આ વિચારસરણી યુવકોને ગળે પણ ઉતરે છે. પરંતુ એક પણ યુવકે હજુ સુધી મને એવો જવાબ નથી આપ્યો કે, જાઓ હું પાંચ વરસ પોલીસખાતામાં સેવા આપવા તૈયાર છું.'

એ વખતે મારાથી પૂર્વ વિચાર કર્યા વગર કહેવાઈ ગયું: 'દાદા, જાઓ હું પાંચ વર્ષ પોલીસ તરીકે સેવા આપવા તૈયાર છું.'

દાદાના મોં ઉપર હર્ષ છવાઈ ગયો. બોલ્યા: 'તમારા જેવા ૨૦૦–૫૦૦ યુવકો નીકળે તો ગુજરાતનું કલેવર ફરી જાય. દરેક થાણે એકએક ખડો થઈ જાય તો એમના કાર્યની પ્રેરણા બીજા પોલીસોને મળે. એ પોલીસોને જાગ્રત કરવા, એમની ફરજનું ભાન કરાવવું. અને ગુલામ જેવા એ ઉપરી અમલદારોથી બી ગયેલા છે તેમાથી પાંચ વરસમાં ગરદન ઊંચી કરતા થઈ જાય એની મને શ્રદ્ધા છે.'

દાદાની ભાવનામાં તણાઈને હું હા તો પાડી બેઠો, પરંતુ એમની પાસેથી છૂટો પડતાં ભૂલ કરી બેઠો હોઉં તેમ દિલમાં એક જાતની ચટપટી થવા લાગી. પોલીસ ક્વાર્ટર્સની ચૅાલકી જેવી ઓરડીઓ મારી દૃષ્ટિ સન્મુખ ખડી થઇ. એની બહાર રમતાં નાગાં, ગંદાં છોકરાંનાં મોં દેખાયાં. ખીબીના વેશમાં ફરતી મુસ્લમાન સ્ત્રીઓના

ઓળા આંખ સામે તરવા લાગ્યા. એ ક્વાર્ટર્સનો કંઈ અનુભવ તો નહોતો, પણ આટલાં સ્થૂલ જોયેલાં દશ્યોથી મન કડવું થઈ ગયું. સરોજ એ ક્વાર્ટર્સમાં આવીને શી રીતે રહેશે? અને પોતે પોલીસ ડ્રેસમાં પરેડ ઉપરથી પાછો આવશે ત્યારે સરોજને હું કેવો દેખાઇશ!

મને ઘડીભર થયું કે હું પોલીસ શી રીતે થઈ શકીશ ! અને આવા વિચાર સાથે મને મારી જાત ઉપર ધિક્કાર આવ્યો. મેં આવેશમાં તણાઈ જઈ તરત બીકું શું કામ ઝડપી લીધું ! મેં મોટે ભાગે આવાં અવિચારી કામ જ કર્યાં હતાં. પહેલાં જ્યારે એ માટે પરતાવો નહોતો થયો ત્યારે આજે મારી જાત ઉપર ચીડ ચડી હતી. એમ પણ થયું હતું કે આવા મહત્ત્વના નિર્ણયમાં ઘેર પૂછવું જોઈએ, એમ પણ વિચાર શાથી ન આવ્યો?

પણ બીજી ક્ષણે થયું, સરોજ કોઇ સ્થિતિમાં રહેવા ખુશી છે પછી એનો વિચાર હું શું કામ કરું છું ? એ તો ઝાડુ વાળવા જેવું કામ હોય તો ય ના પાડે એવી નથી પછી હું આટલો બધો જીવ શું કામ બાળું છું ? સરોજને કહી દેવાશે કે આવેગમાં આવી જઇ હા પાડી દેવાઈ. એક વખત હા પાડયા પછી પાછું ડગ ભરવું એ કાયરનું કામ છે માટે એ બદલવાની મારામાં નિર્બળતા આવે તો પણ તું એ ખંખેરી નાખજે. પાંચ વર્ષ એ કંઈ મોટો ગાળો નથી. '૪૨ ની ઑગસ્ટ હજુ ગઈ કાલની વાત હોય તેમ લાગે છે, છતાં એને પાંચ વર્ષ વહી ગયાં. એ રીતે પોલીસખાતાનાં પાંચ વરસ પણ વહી જશે. દિલથી દેશસેવાની જ ભાવના છે તો પછી પોલીસ કે પ્રધાન થવામાં ભેદ શું કામ માનવો ? દાદાએ કહ્યું તેમ શક્તિનું દાન કરી છૂટવું એટલે બસ. અને આમ ઘેર જતા પહેલાં મેં મારા મનને મક્કમ બનાવી દીધું હતુ.

- પરંતુ મેં એ વાત સરોજને કહી ત્યારે ઘડીભર એ કંઈ બોલ્યા-ચાલ્યા વગર મારા સામે તાકી રહી. એના મોં ઉપરનો લુખ્ખો ભાવ

જોઈ હું વિમાસણમાં પડી ગયો. મેં પૂછ્યું: 'તું ના નહિ પાડે એમ માનીને મેં હા પાડી છે.'

એના હોઠ ફફડયા. અવાજ આવ્યો: 'સાચું બોલો છો? તમને પણ આ ભૂલ કરી બેઠા છો એમ નથી લાગતું?'

હું ધ્રૂજી ગયો. સ્વસ્થ થતાં બોલ્યો: 'તને મારા અંતરની વાતની ખબર શી રીતે પડી?'

સરોજ: 'તમારું અને મારું અંતર જુદું છે?'

મેં ડોકું હલાવી કહ્યું: 'ના.'

સરોજ: 'તમને અને મને એક જ વિચાર આવ્યા હશે તો ય શી ખબર?'

હું: 'તને શો વિચાર આવ્યો?'

સરોજ: 'વાત જાણતાં મને થયું કે તમે તમારા ઉતાવળિયા સ્વભાવ પ્રમાણે દાદા તરફની ભક્તિને લીધે હા પાડી બેઠા. પછી તમને ભૂલ સમજાઇ કે આમ કાચું મેં કયાં કાપી નાખ્યું? પોલીસ જેવા અસંસ્કારી લોકો ભેગા શી રીતે રહેવાશે. સરોજ એ પોલીસ ક્વાર્ટર્સમાં શી રીતે રહેશે. પણ ડગ ભર્યા પછી બીજો ઉપાય શો એટલે હવે તો હા પાડી તે ના ન પડાય એમ માની છેવટ મન વાળ્યું છે.'

હું બોલી ઊઠયો: 'સરોજ, તું જ્યોતિષ પણ જાણતી લાગે છે. તારી વાત રજેરજ સાચી છે. તેં એ બધું જાણ્યું શી રીતે?'

સરોજ: 'મેં તમને એક વખત તો કહ્યું કે મારું અને તમારું અંતર જુદું નથી.'

હું: 'અંતર એક હોય, પણ એથી અંતરની વાત એક હોય તેવું ઓછું છે? એમ હોત તો તારા મનમાં શું છે તે હું ન જાણી શકત?'

સરોજ· 'પુરુષને અંતર જાણવાની આવડત નથી હોતી. એને કાર્ય કરવાની આવડત હોય છે સ્ત્રીને અંતર જાણતા આવડે છે એટલે એ કાર્ય કરી શકતી નથી છતાં પ્રેરણા આપી શકે છે.'

હું: 'આ તો તે કવિ બોલે તેવુ કહ્યુ.'

સરોજ. 'સ્ત્રી જાતે કવિતા છે પછી હુ કવિ જેવુ બોલુ એમાં નવુ શુ છે? તમે જ કબૂલ કરો છો કે મે તમારા અતરમાં હતુ તે કહ્યુ છે.'

હુ· 'પણ તુ શુ કહે છે?'

સરોજ. 'તમે પોલીસ થતાં પહેલા આટલા જડ બની જશો તો સાચેસાચ પોલીસ બનશો ત્યારે મને પણ જડ બનાવી દેશો!'

હુ· 'પોલીસ જડ છે માટે તો માગ જેવા યુવકોને એ ખાતામા ભરતી થવાની દાદા હાકલ કરે છે.'

સરોજ કટાક્ષ કરતાં હસીને બોલી· 'અને તેથી તમારા જેવા વગર વિચારે હા પાડીને, બીજો ઉપાય નથી એટલે પસ્તાતા પસ્તાતા દાખલ થવાની તૈયારી કરે છે!'

હું 'તુ મને ટેકો આપીશ એટલે મારો પસ્તાવો ઊડી જશે'

સરોજ 'હુ તમને ટેકો આપી શકુ તેમ હોત તો તમારા પ્રથમ જવાબ વખતે મૂગી શુ કામ બની જાત?'

હુ આઘાત અનુભવતા બોલ્યો 'સરોજ! આ તું શું બોલે છે? માથુ આપવા જેવા કાર્યમા તે તૈયારી બતાવી હતી એટલે મેં માન્યુ કે તુ આમા ના નહિ જ પાડે'

સરોજ: 'માથુ ત્યજવુ સહેલુ છે, સસ્કાર ત્યજવા સહેલા નથી.'

હુ: 'એટલે?'

સરોજ. 'હુ આજે તમારી પત્ની છુ તેમ કિરીટની મા પણ છુ. એ બાળકના સસ્કારની જવાબદારી મારા ઉપર છે. તમે પોલી-

સોને સંસ્કાર આપવા જાઓ છો, પણ એ સાથે તમારો કિરીટ એ પોલીસ ક્વાર્ટર્સના જીવનમાં રહી કુસંસ્કાર લેઈને આવશે તેનું શું?'

હું આપોઆપ બોલી ગયોઃ 'બીજાઓને ઊંચે લાવવા જેમ આપણે શક્તિનો ભોગ આપીએ તેમ સંસ્કારનો એવો ભોગ પણ આપવો જોઈએ.'

સરોજઃ 'બુદ્ધિથી હું એ ન સમજું એવી તો નથી. પણ તમારી જેમ મારી માટી પુરુષની નથી, સ્ત્રીની છે. એટલે તમને દિલમાં દુઃખ થાય છે છતાં મન મનાવી લીધું તેમ મારું મન માનતું નથી એટલે જ હું મૂંગી બની ગઈ હતી.'

હું: 'જો તું ટેકો ન આપે તો આ આગળ વાત કોણ મૂકશે? આ એટમ બોમ્બ એમનાથી વેઠાય એવો નથી હું ખેડૂત બનું તે એમનાથી વેઠાતું નથી તો પોલીસ બનું તે એમનાથી સાંભળ્યું કેમ જાય!'

સરોજઃ 'બા એકલાંથી નહિ, પણ આપણા કોઈ સગાથી તમારું આ પગલું સહ્યું નહિ જાય. ખુદ મારા બાપુજી અને બાથી જ આ સ્થિતિ ન સહેવાય. એ જાણશે કે તરત શું કરશે તેનો જ મને વિચાર આવે છે, બાપુજીને તો તમે ઓળખો છો. એ બધું સહી શકે પણ આબરૂ ભય નહિ સહી શકવાના અને તમારા બનેવી પણ.........'

એ બધાંનો વિચાર આવતાં સાચે મને પણ મૂંઝારી આવી ગઈ. ખેતી વખતે જ એમણે મને ઠપકો આપ્યો હતો. હું ઢીલો પડી જતાં બોલ્યોઃ 'તું કહેતી હોય તો હું દાદાને ના લખી દઉં. બીજું શું થાય? માફી માગીશ.'

સરોજઃ 'કારણ શું આપશો?'

હું: 'બીજું શું! તારું કે બાનું બહાનું કાઢવું પડે.'

સરોજ: 'પુરુષોએ આમ જ સ્ત્રીને વગોવી છે. પોતાની નિર્બળતા એમણે કાયમ સ્ત્રી ઉપર ઢોળવા પ્રયત્ન કર્યો છે.'

હું: 'તારો ટેકો મારે જોઈએ તો ખરો ને?'

સરોજ: 'પણ એ ટેકો આપવાની મેં ચોખ્ખી ના ક્યાં કહી છે?'

હું હિંમત લાવતાં બોલ્યો: 'એટલે તારી હા તો છે ને?'

'હા તો નથી,' સરોજે કહ્યું: 'પરંતુ એ વિચાર કરવાનો અવકાશ તમે રહેવા ક્યાં દીધો છે? દાદા આગળ તમે નિર્બળ થાઓ કે અમને નિર્બળ બતાવો એમાંથી એક ય મને કબૂલ નથી. એક દહાડો તમે રઘુકુળ રીતની વાત કરતા હતા એ ભૂલી જઈને પાંચ વરસ માટે ફરી જાઓ છો?'

હું એકદમ જાગ્રત થઈ ગયો: 'સરોજ, તેં મને પડતો બચાવ્યો છે. નહિ તો હું તો પડયો'તો જ.'

સરોજ: 'હું તો શું બચાવવાની હતી? મેં તમને ચેતવ્યા એટલું જ. બાકી ઝૂઝવાનું તમારા પગ ઉપર છે, એમાં હું ગાડા તળેની કૂતરી માફક ભાર લેઈને શું કામ ફરું? તમને ટેકો આપ્યા વગર મારો તો ક્યાં છૂટકો છે? પરંતુ બીજાનો વિરોધ શી રીતે ખાળવો તેનો હું વિચાર કરું છું.'

હું: 'એ બધું તું જાણે. મને બધાં જોડે દલીલબાજી કે વિનંતિ કરવાનું નહિ ફાવે.'

સરોજ: 'એ તો હું તમને પરણી ત્યારથી જાણું છું કે મૈનિકોને એક જ ઇન્દ્રિયનું જ્ઞાન હોય છે.'

હું: 'તને બધી ઇન્દ્રિયોનું જ્ઞાન છે પછી મારે શું કામ ચિંતા કરવી?'

બાએ અને સર્વએ મને કુલાંગર માન્યો. લોકોએ મને ચક્રમ માન્યો. અત્યાર સુધી મારી ભૂગર્ભ પ્રવૃત્તિથી લોકોને મારા પ્રત્યે જે

ભાવ હતો તે ગામમાં હુલ્લડ થયું તે વખતે ખલાસ થયો હતો અને મારી વેદિયામાં ગણતરી કરી હતી, પરંતુ પોલીસમાં ભરતી થવાની મારી વાત જાણતાં લોકોએ એકી મતે નિર્ણય કરી નાખ્યો. કે ચક્રમ નહિ તો બીજું શું? દાદો ઘરબાર છોડીને બાવો થઈને બેઠો છે એટલે એ તો અવ્યવહારિક સલાહ આપે માટે કંઈ એ સ્વીકારી લેવાતી હશે? દાદાનું બધા માન રાખે છે પણ એથી એમની આ ગાંડી વાત કેટલાયે સ્વીકારી? હજુ સુધીમાં આ પહેલો જ મળ્યો એટલે ચક્રમ નહિ તો બીજું શું? જો એ દેશસેવા હોય અને દેશને જરૂર હોય તો કયા કોંગ્રેસીના ઘરમાં દીકરો નથી?

આમ બધાનો વિરોધ વહોરીને મેં પોલીસમાં દાખલ થવા ડી. એસ. પી. ને અરજી કરી.

# [ ૪ ]

ડી. એસ. પીની ઑફિસમાં અઠવાડિયામાં એક દિવસ ઉમેદવારોને બોલાવી તેમની શારીરિક લાયકાત તપાસી ટ્રેનિંગ માટે દાખલ કરવામાં આવતા હતા. મને બુધવારે બોલાવ્યો હતો. તે દિવસે સત્તર ઉમેદવારો આવેલા હતા, તેમાં હુ મારા ગોરા શરીરથી અને ઊંચાઈથી જુદો પડી જતો હતો એટલુ જ નહિ, પરંતુ અમે કારકુનો પાસે પ્રથમ અમારી અરજીઓ કઢાવવા ગયા ત્યારે બીજા બધાની અરજીઓ નામ પ્રમાણે દરેકના હાથમાં આપી, પરંતુ મારી અરજી આપતાં એ આખી વાંચવા લાગ્યો. એણે અરજી તો પ્રથમ ગઈ ત્યારે વાંચી તો હશે, પણ મારાં કપડાં, શરીર અને કેળવણી જોઈ એ વિચારમાં પડી ગયો.

અરજી મારા હાથમાં આપતાં એણે પૂછ્યુ: 'તમે મેટ્રિક પાસ છો છતાં પોલીસ થવા કેમ આવ્યા છો?'

મેં પોતે અગાઉથી વિચાર કર્યો હતો કે આવો કોઈ જવાબ આવે ત્યારે હુ સેવા કરવા આવ્યો છુ કે પોલીસમાં જાગ્રતિ લાવવાના ઉદ્દેશથી, આવ્યો છુ એવુ કઈ કહેવુ નહિ, એ એક અભિમાન કહેવાય અને બીજા પોલીસો કરતાં આપણે સારા છીએ એવી છાપ પડે તો સેવા કરવા માટે અનુચિતરૂપ ગણાય. એ કારણે અરજીમાં પણ મે નોકરી કરવાની ઉમેદવારી બતાવી હતી એમાં વિશેષ કંઈ લખ્યુ ન હતુ.

એટલે મેં કારકુનને જવાબ આપ્યો: 'બધા જેમ નોકરી કરવા આવ્યા છે, તેમ હું પણ આવ્યો છુ.'

છાપ પડી નથી, એ કેવળ મારા મનનું ભૂત છે, બાકી છેલ્લી કક્ષાની નપાટ રૂમ મને આપવાનો વિચાર જ કેમ આવે ?

હું અને સોમેશ્વર રૂમની અંદર તો ગયા, પણ સરસામાન ક્યાં મૂકવો તે જ અમને સૂઝ ન પડી. પેલા ભાઈને મન આ રૂમ વિશાળ જંગલો હોય અને જાતે એકલા એટલે ક્યાં બધું વાળીઝૂડીને સાફ રાખે તેમ એમણે આ રૂમને સાફ રાખી પણ ન હતી. નીચે કચરો હતો, બાજુમા પણ બાવાં લટકતાં હતાં. હું અને સોમેશ્વર સરસામાન સાથે બહાર નીકળ્યા અને ખુલ્લામાં સામાન મૂક્યો. અમે બંનેએ એકબીજા સામે જોયું અને ફિલસૂફની જેમ મોં મલકાવ્યાં.

પેલા ભાઈ રહેમુમિયાં, જે અમે અંદર ગયા ત્યાં સુધી બોલ્યા ન હતા, તે અમને બહાર નીકળતા જોઈ ઊભા થયા અને બહાર આવ્યા. એ જોવા કે અમે બીજે વિદાય થઈ એમની સ્વતંત્રતા અબાધિત રાખીએ છીએ કે શું! પરંતુ અમે અમારી રૂમ મૂકી કયાં જઈએ ?

પરંતુ રહેમુમિયાં અમારી મદદે આવ્યા. બોલ્યા : 'આ રૂમ તમને ન ગમતી હોય તો બીજી રૂમમા જગા હોય ત્યાં જાઓ.'

હું: 'એમ ગમે તે રૂમમાં જઈ શકાય છે ?'

રહેમુમિયા: 'હા, હા, જેને જેની સાથે ફાવે તેની સાથે અહીં બધા રહે છે.'

હું: 'એક રૂમમાં કેટલા રહેવાનો નિયમ છે?'

રહેમુમિયાં: 'એવો કોઈ નિયમ નથી. એકમાં એક પણ છે અને પાંચ જણ પણ છે.'

સોમેશ્વર મને કહે, 'ચાલો બીજે તપાસ તો કરીએ,' અને એ ચાલ્યો એટલે મેં પણ એની સાથે ચાલવા માંડયું. અમારી નજર કઇ રૂમ વધારે વ્યવસ્થિત છે તે તરફ હતી. છેવટ એક રૂમમાં

મહાત્માજીનો નાનો ફોટો મેં જોયો એટલે . એ કોઈ નાતીલાનું ઘર હોય તેમ મેં કંઈ વિચાર કર્યા વગર અંદર ડોકિયું કર્યું.

અંદરવાળા ભાઈએ પૂછ્યું: 'કોનું કામ છે?'

હું: 'અમે તમારા જેવા ઉમેદવારો છીએ. ક્યાં મુકામ કરવો તે ગોતીએ છીએ.'

પેલાભાઈ મારાં ખાદીનાં કપડાં જોતાં બોલ્યા: 'અંદર આવો.'

શેતરંજી પાથરેલી હતી એના ઉપર અમે બેઠા. એ રૂમમાં એક ચૂલો હતો તે મેં જોઈ લીધું.

મેં પૂછ્યું: 'આ રૂમમાં કેટલા જણ છો?'

પેલાભાઈ: 'ત્રણ.'

સોમેશ્વર: 'અમને પેલી છેલ્લી પતરાંવાળી રૂમ આપી છે પણ અંધારું છે, ગંદી છે અને મિયાંભાઈ રહે છે.'

પેલા ભાઈ: 'અહીં તો એવું. દરેક પોતપોતાનો ખૂણો લેઈ આગવું જમાવે. મને પણ હું આવ્યો ત્યારે નવાઈ લાગી હતી. આટલી રૂમોમાં અમારી ત્રણની જેમ કોઈનો એક ચૂલો નથી.'

હું: 'કારણ?'

પેલા ભાઈ: 'એક નાત ન હોય, બેગું જમવાની ટેવ નહિ, નાનાં મન...!!.'

હું: 'પણ ઉમેદવારો માટે એક રસોડું કરી, છાત્રાલય જેવી વ્યવસ્થા સરકારે ગોઠવી નથી? અહીં ઉમેદવારો તાલીમ લેવા આવે છે કે એમની જૂની ટેવો પ્રમાણે જીવવા?

હું બોલતાં તો બોલી ગયો, પણ યાદ આવ્યું કે એક મહિનો મોઢું સીવી લેવાનો નિર્ણય છે એટલે પેલા ભાઈએ એનો જે જવાબ આપ્યો તેની સામે મેં આગળ દલીલ ન કરી. અને એ

ખાદીનાં કપડાં જોઈ મને એકેય ચીજ ખરાબ આપી ન હતી.

આ સરસામાનમાં બે ચીજોનો બીજા ઉમેદવારો અને મારી ને સોમેશ્વર વચ્ચે ભેદ હતો. અમે બંને અનાર્મ્ડ ફોર્સમાં હતા અને બીજા આર્મ્ડ ફોર્સમાં હતા. ૭ ચોપડીથી ઓછુ ભણેલા હોય તેમને બંદૂક સાથે ફરજ બજાવવાની હોય છે. એમને આર્મ્ડ પોલીસ ફોર્સ કહે છે. ભણેલા પોલીસોને બંદૂક હોતી નથી એટલે એને અનાર્મ્ડ ફોર્સ કહે છે. તેના પહેરવેશમાં બૂટને બદલે ચંપલ હોય છે. એટલે મને અને સોમેશ્વરને બૂટને બદલે ચંપલ મળ્યાં હત. બીજો ભેદ આર્મ્ડ પોલીસને પરેડની કેવળ ટ્રેઈનિંગ આપવામાં આવે છે, ત્યારે અનાર્મ્ડ ફોર્સને એ ઉપરાંત કાયદાનું જ્ઞાન આપવા ક્લાસ પણ ભરવાના હોય છે. એટલે અમને બંનેને લગભગ ૩૮૦ પાનાનું પોલીસ ગાઈડનું પુસ્તક કાયદાના અભ્યાસ માટે મળ્યું હતું

આમ સરસામાન લઈ અમારે અમારા મુકામે જવાનું થયું. દરેકને જે ઓરડીમાં જવાનું હતું તે નંબર મળી ગયો હતો. અમે બંને અનાર્મ્ડ ફોર્સના હતા એ કારણે કે ઉજળિયાત હતા એ કારણે 'એક રૂમમાં નંબર આપ્યો હતો. આ તો મેં રૂમ નહોતી જોઈ ત્યાં સુધીની મારી ગણતરી હતી. પરંતુ રૂમ જોતાં ખાત્રી થઈ કે અક્ષા આંકડે અમે બંને સાથે આવી ગયા હતા. બાકી પોલીસતંત્રમાં એવા કોઈ ભેદને સ્થાન નથી. બધી ઓરડીઓ લગભગ ૧૦×૧૨ની હતી. વેન્ટીલેશન માટે કઇ વિચાર કરેલો નહિ, ફક્ત ધાબામાં એક ફૂટનું કાણું હતું અને બારણાને કાણાં હતાં. ઓક્સિજનના અભાવે રાત્રે ઊંઘતો માણસ મરી ન જાય એટલું હવાનું પ્રમાણ જાળવવા પૂરતી આ વ્યવસ્થા હોય તેમ મને લાગ્યું. આગળ ખુલ્લી ૨–૨॥ ફૂટની વરંડા હતી. હું અને સોમેશ્વર અમારી રૂમનો નંબર શોધતા એ લોબીમાં થઇ આગળ વધતા હતા ત્યારે દરેક રૂમમાં ખૂણે ખૂણે જુદા ચૂલા જોઇ મને નવાઈ લાગી. કોઈમાં ત્રણ ચૂલા હોય, કોઇમાં બે હોય, કોઈમાં ચાર પણ હતા અને એ રૂમમાં સ્થાયી રહેવાનાં

ચિહ્ન દેખાવા કરતાં ગામની ભાગોળે પડેલા ભિખારીઓના સરસામાન જેવો રખડતો સામાન એ ઓરડીઓમાં પડેલો નજરે પડતો, અને એ સરસામાનમાં સૌથી આંખ ખેંચે તે ચૂલા આગળ બાળવા માટે નાખેલાં લાકડાં-કરાંઠાં! કોઈ ખૂણામાં, છત્રીઓ સમી કરવા ભાંગીતૂટી પેટીમાં સામાન લઈ ગામડા ગામમાં કારીગર આવે છે, તેવી પતરાની તૂટેલી અને કાટ ખાઈ ગયેલી પેટી આંખે ચડતી.

આ પ્રથમ દૃષ્ટિએ પોલીસ ઓરડીઓનું મારા મગજ ઉપર પડેલું ચિત્ર છે. પોલીસો પણ એ ઓરડીઓમાં એટલા જ અવ્યવસ્થિત હતા. કોઈ વરંડામાં થૂંકતો હતો, તો કોઈ બીજાની બીડી ખૂંચવી લેઈ પીતો હતો, કોઈ પેટી ઉપર પગ નાખી સૂતો હતો, તો કોઈ નવા ઉમેદવારો આવ્યા તે કરતાં ચડિયાતો હોય તેમ મૂર્ખાઈમાં મશ્કરી કરતો—આવ, અહીં આ રૂમમાં, વિચાર થાય છે?

આ બધો તાલ જોવાની મને પૂરી તક મળી. કારણ કે અમારી ઓરડી છેલ્લી હતી અને તે આ રૂમો કરતાં નપાટ. જવામાં એ જરા મોટી હતી. ૧૨ × ૧૫ની લગભગ, પણ એને આજે ઓરડીનું નામ આપ્યું હતું એટલું જ, બાકી મૂળ એ તબેલો હતો. ઘોડાનું ઘર હતું. ઘોડો જતાં માણસ અને જનાવરમાં કંઈ ફેર ન માની એને એક ઓરડી તરીકે ગણી લેઈ ઉમેદવારોને આપવામાં આવતી હતી. એની ચોમેર અને ઉપર પતરાં હતાં અને અંધારું તો એટલું કે પાંચ વાગે એટલે અમારી રૂમમા રાત્રિનું સામ્રાજ્ય શરૂ થઈ જાય. તે પછી દીવો ન હોય તો ચાલે નહિ. એ રૂમમાં એક ઉમેદવાર રહેતો હતો. એ જાતે મુસલમાન હતો.

આ રૂમ જોઈ મને દુઃખ ન થયુ પણ સંતોષ થયો. અત્યાર સુધી મારા ભણતરની અને શરીરની બીજાં ઉપર છાપ પડી છે એમ માની હું જે મનમાં થોડું અભિમાન લેતો હતો તે આ ભૂમિ જોતાં ચાલ્યું ગયું. મને ખાત્રી થઈ કે કોઈ ઉપર મારી એવી વિશિષ્ટ

કારકુને વિશેષ કંઈ દલીલ ન કરી. પરંતુ મને માપવા પ્રયત્ન કરતો હોય તેમ અમે એના ટેબલ આગળથી વિદાય થયા ત્યારે એ મને તાકીને જોઈ રહ્યો હતો. મારી સાથમાં હતા એ ઉમેદવારોને એ સવાલથી ખબર પડી કે, હું મેટ્રિક પાસ છું એટલે એ પણ નવાઈ પામ્યા હતા.

એક બ્રાહ્મણ ઉમેદવારે મને પૂછ્યું: 'તમે પોલીસ થવા આવ્યા તે કરતાં માસ્તર થયા હોત તો સારું. તમને એ નોકરી પણ તરત મળી જાત.'

હું: 'મને માસ્તરની નોકરી પસંદ નથી.'

બીજા ઉમેદવારો પણ મારા એ જવાબથી તાકી રહ્યા. માસ્તર અને પોલીસ, એ બેમાંથી એ દરેક માસ્તરની નોકરી પસંદ કરે એમ એમના મોં ઉપરના ભાવ જોતાં મને ખાતરી થઈ, અને વાત પણ સાચી હતી. એમાંથી કોઈએ ગુજરાતી સાત પૂરી કરી ન હતી. મને સવાલ પૂછનાર બ્રાહ્મણ સોમેશ્વર ફાઈનલમાં ત્રણ વાર નાપાસ થયા બાદ માસ્તર થવાની આશા પૂરી થાય તેવું ન રહ્યું ત્યારે અહીં આવ્યો હતો. બાકીના બધાએ ચાર ચોપડી સુધી અભ્યાસ કરેલો હતો. એ સત્તર ઉમેદવારોમા હું અને સોમેશ્વર બે ઉજળિયાત જ્ઞાતિના માણસો હતા. બાકીનામાં ત્રણ મુસલમાન હતા, બે વાઘરી હતા, ચાર કોળી હતા અને સાત રજપૂત-બારૈયા હતા.

અમારા સત્તરમાંથી એક બારૈયો દાક્તરી પરીક્ષામાં નાપાસ થયો, બાકી સોળને પોલીસ તરીકે દાખલ કરવા માટે ડી. એસ. પી. એ મંજૂરી આપી દીધી. મારા અંગે ડી. એસ. પી.ને કુતૂહલ તો થયું હતુ કે આવો માણસ કેમ ભરતી થવા આવ્યો હશે? પણ એ પોલીસ અમલદાર હતો. એમ પૂછે શાનો? એણે કેવળ, મારા તરફ તીરછી નજર નાખી ધ્યાનમાં રાખવા જેવો ઉમેદવાર છે એટલી મન સાથે નોંધ લેઈ રાખી એમ મને વિદાય કરતાં ડોકું હલાવ્યું તે ઉપરથી મેં માની લીધું.

ડી. એસ. પી.ની મંજૂરી મળતાં અમારું સરઘસ સ્ટોરકીપર પાસે પહોંચ્યું. સ્ટોરમાં અમને કપડાં આપવા જમવાની પતરાળી પીરસવાની હોય તેમ લાઇનસર નીચે બેસાડયા, અને વાનગીઓ પીરસાતી હોય તેમ ડગલા, ચડ્ડીઓ, શેતરંજી, ઓવરકોટ, રેઈનકોટ, પાઘડીનો પટ્ટો, કુલો (પાઘડી), બૂટ, પગે બાંધવાના બેન્ડેજ, કેડે બાંધવાનો પટ્ટો, બટન, બગલથેલો, ગરમ સ્વેટર, લાઠી, ડ્રીલ વખતે બધો સામાન બાંધવા માટેની ચામડાની પટ્ટી, વ્હીસલ વગેરે સામાન આપ્યો. મેં જોયું કે એ કપડાંનો ભભકો જોઈ ઘણાંના મોં ઉપર આનંદ છવાયો હતો. કપડાં માપસર છે કે નહિ તે માટે દરેક ઊભા થઈને પહેરી જોવા લાગ્યા, અને તેમાંથી સોમેશ્વરે ત્રણ ડગલામાંનો એક સાવ ફાટલો હતો એટલે બીજો બદલી આપવા કહ્યું.

સ્ટોરકીપરે આ પોલીસખાતુ છે એનો પ્રથમ પરચો કરાવતાં કહ્યું: 'આ હું બામણ તરીકે દક્ષિણામાં નથી આપતો કે ફાટલુ મારાથી અપાય કે ન અપાય તેનો વિચાર કરું. સરકાર આપે છે તે મારે આપવાનું છે, લેવું હોય તો લે નહિ તો રહેવા દે '

મને પૂછવાનુ મન તો થયુ કે, સરકાર આવાં ફાટલાં આપે છે? પરંતુ મે નિર્ણય કર્યો હતો કે એક મહિના સુધી તો બિલકુલ મોં સીવી રાખવુ, અને જે અનુભવ મળે તે પૂરેપૂરો લેઈ લેવો.

સોમેશ્વરે કંઇ બોલ્યાચાલ્યા વગર એ ડગલો સ્વીકારી લીધો. પછી મને ખબર પડી કે પોલીસનો કેન્સલ થયેલો સ્ટોક સ્ટોરકીપર આવી રીતે નવા આવેલા ઉમેદવારોને માથે મારે છે. નવો ઉમેદવાર કંઈ જાણે નહિ એટલે સોમેશ્વરની માફક સ્વીકારી પણ લે અને એના બદલામાં જે નવો સ્ટોક વધે તેને પોલીસોમાં વેચવામાં આવે છે. આવી ફાટલી વસ્તુ કેવળ સોમેશ્વરને જ આવી હતી એવું નહિ, બીજાને પણ આવી હતી. પરંતુ બીજા એટલા કચડાયેલા વર્ગમાંથી આવેલા કે કંઈ બોલેલા નહિ. સ્ટોરકીપરે મારું ગોરું શરીર અને

છાપ પડી નથી, એ કેવળ મારા મનનું ભૂત છે, બાકી છેલ્લી કક્ષાની નપાટ રૂમ મને આપવાનો વિચાર જ કેમ આવે?

હું અને સોમેશ્વર રૂમની અંદર તો ગયા, પણ સરસામાન ક્યાં મૂકવો તે જ અમને સુઝ ન પડી પેલા ભાઈને મન આ રૂમ વિશાળ બંગલો હોય અને જાતે એકલા એટલે ક્યાં બધુ વાળીઝૂડીને સાફ રાખે તેમ એમણે આ રૂમને સાફ રાખી પણ ન હતી. નીચે કચરો હતો, બાજુમા પણ બાવાં લટકતા હતાં. હું અને સોમેશ્વર સરસામાન સાથે બહાર નીકળ્યા અને ખુલ્લામાં સામાન મૂક્યો. અમે બનેએ એકબીજા સામે જોયુ અને ફિલસૂફની જેમ મોં મલકાવ્યાં.

પેલા ભાઈ રહેમુમિયા, જે અમે અંદર ગયા ત્યા સુધી બોલ્યા ન હતા, તે અમને બહાર નીકળતા જોઈ ઊભા થયા અને બહાર આવ્યા એ જોવા કે અમે બીજે વિદાય થઈ એમની સ્વતંત્રતા અબાધિત રાખીએ છીએ કે શુ! પરંતુ અમે અમારી રૂમ મૂકી કયા જઈએ?

પરંતુ રહેમુમિયાં અમારી મદદે આવ્યા બોલ્યા 'આ રૂમ તમને ન ગમતી હોય તો બીજી રૂમમા જગા હોય ત્યા જાઓ'

હું 'એમ ગમે તે રૂમમા જઈ શકાય છે?'

રહેમુમિયા 'હા, હા, જેને જેની સાથે ફાવે તેની સાથે અહીં બધા રહે છે'

હું 'એક રૂમમા કેટલા રહેવાનો નિયમ છે?'

રહેમુમિયા 'એવો કોઈ નિયમ નથી. એકમા એક પણ છે અને પાંચ જણ પણ છે'

સોમેશ્વર મને કહે, 'ચાલો બીજે તપાસ તો કરીએ.' અને એ ચાલ્યો એટલે મે પણ એની સાથે ચાલવા માંડયુ અમારી નજર કઈ રૂમ વધારે વ્યવસ્થિત છે તે તરફ હતી. ઉપર એક રૂમમાં

મહાત્માજીનો નાનો ફોટો મેં જોયો એટલે એ કોઈ નાતીલાનું ઘર હોય તેમ મેં કંઈ વિચાર કર્યા વગર અંદર ડોકિયું કર્યું.

અંદરવાળા ભાઈએ પૂછ્યું: 'કોનું કામ છે?'

હું: 'અમે તમારાં જેવા ઉમેદવારો છીએ. ક્યાં મુકામ કરવો તે ગોતીએ છીએ.'

પેલાભાઈ મારાં ખાદીનાં કપડાં જોતાં બોલ્યા: 'અંદર આવો.'

શેતરંજી પાથરેલી હતી એના ઉપર અમે બેઠા. એ રૂમમાં એક ચૂલો હતો તે મેં જોઇ લીધું.

મેં પૂછ્યું: 'આ રૂમમાં કેટલા જણ છો?'

પેલાભાઈ: 'ત્રણ.'

સોમેશ્વર: 'અમને પેલી છેલ્લી પતરાંવાળી રૂમ આપી છે પણ અંધારું છે, ગંદી છે અને મિયાંભાઈ રહે છે.'

પેલા ભાઈ: 'અહીં તો એવું. દરેક પોતપોતાનો ખૂણો લેઇ આગવું જમાવે. મને પણ હું આવ્યો ત્યારે નવાઈ લાગી હતી. આટલી રૂમોમાં અમારી ત્રણની જેમ કોઈનો એક ચૂલો નથી.'

હું: 'કારણ?'

પેલા ભાઈ: 'એક નાત ન હોય, ભેગું જીવવાની ટેવ નહિ, નાનાં મન...!!.'

હું: 'પણ ઉમેદવારો માટે એક રસોડું કરી, છાત્રાલય જેવી વ્યવસ્થા સરકારે ગોઠવી નથી! અહીં ઉમેદવારો તાલીમ લેવા આવે છે કે એમની જૂની ટેવો પ્રમાણે જીવવા?

હું બોલતાં તો બોલી ગયો, પણ યાદ આવ્યું કે એક મહિનો મોઢું સીવી લેવાનો નિર્ણય છે એટલે પેલા ભાઈએ એનો જે જવાબ આપ્યો તેની સામે મેં આગળ દલીલ ન કરી. અને એ

સાથે મે નિર્ણય કર્યો કે એ રીતે તો મારે બીજી રૂમ શોધવા પણ ન નીકળવુ જોઈએ છતાં એ રૂમમા સાફ ક્યાં વગર રહેવાય એવુ ન હતુ એટલે આજની રાત અહી સામાન મૂકી બહાર સૂઈ રહીએ તો વાંધો છે? એમ મે પેલા ભાઇને કહ્યુ ત્યારે એમણે જવાબ આપ્યો કે, રાત શુ, તમને આ રૂમ ગોઠતી હોય તો અહી આવી જાઓ ત્રણને બદલે પાંચ જણ રહીશુ

પરંતુ મે ના પાડી કા ણ વગર બકડાશ શુ કામ ભોગવવી એ નિમિત્ત કાઢીને સોમેશ્વરને મે પૂછ્યુ 'શો વિચાર છે?' ત્યારે એણે કહ્યુ—તમારો વિચારે વિચાર

એટલે અમારો બ નેનો સામાન અમે એક રાત પૂરતો આ રૂમમા લાવી દીધો એ ભાઈનું નામ હતું ગણછોડભાઈ એના બીજા સાથીદારો હાજર ન હતા એને સામાન સોંપી અમે બને બજારમા ગયા મગ્ણ કે પ્રથમ તો રૂમ સાફ કરવા સાવરણીની જરૂર હતી. અમારી રૂમમા રહેલુમિયાં પાસે સાવરણી હશે કે કેમ એની મને શ કા હતી ગરણ કે રૂમને સાફ કરવાની એમને કેટલી જરૂર લાગતી હતી એ નજરે જોઇ લીધુ હતું અને ઓરડીમાં મારી દૃષ્ટિએ સાવ ગણી ચડી પણ ન હતી વળી અહી તો જમાવભાઈનો જુદો ચોકો તેમ દરેક પોતપોતાનુ આગવુ જીવન એક રૂમમાં જીવતા હતા ત્યાં બીજાની ચીજો વાપરવા માટે નવા ઉમેદવારે માગવાની ધૃષ્ટતા કરવી એ પણ નકામુ હતું

એટલે અમે બને બજારમા જતા હતા ત્યાં રસ્તામાં મે સોમેશ્વરને પૂછ્યુ 'આપણે બને ભેગી રસોઈ કરી લેવાનુ રાખીશુ કે જુદી?'

સોમેશ્વર જવાબ આપતાં ખ ચકાયો

મે કહ્યુ 'ના કહેવામાં મનમાં સકાચ શુ કામ રાખો છો? જેવુ હોય તેવુ સ્પષ્ટ કહેવુ'

સોમશ્વર 'ભેગુ રાખવામાં મને હરકત નથી, પરંતુ તમે '

હુ 'કહી નાખોને, જે હોય તેનો ખુલાસો થઈ જાય.'

'તમે ખાદીધારી એટલે નાતજાતમા નહિ માનતા હો...'

સોમેશ્વરની વાત હુ સમજી ગયો બોલ્યો 'એ વગર તમને બીજી તો હરકત નથી ને?'

સોમેશ્વર, 'ના, બિલકુલ નહિ તમારી સાથે મારો સહવાસ થશે એ મારુ ભાગ્ય માનુ છુ'

હુ 'એમાં ભાગ્ય નાભાગ્ય જેવુ કઇ નથી હુ પણ તમારા જેવો બે અક્ષર વધારે ભણેલો છુ એટલુ જ'

સોમેશ્વર 'એ તો ભાઇ માણસનો દેહ જ કહી આપે ખરુ પૂછાવો તો તમે પોલીસમા દાખલ થાઓ છો તેથી મને દુખ થાય છે'

હુ 'કારણ?'

સોમેશ્વર 'પોલીસની દુનિયા તે સારી છે? આ બધી ઓરડીઓ જોઇ તેમા ગણછોડભાઇની રૂમ સિવાય બીજે પગ મૂકવા જેવુ લાગ્યુ? આપણી રૂમમાં તમે છો એટલે હુ ઊભો રહુ, બાકી મિયાં ભાઈ ભેડે મારે બ્રાહ્મણ થઈને રહેવાનુ કેમ ચાલે?'

હુ 'તો તમે પોલીસમાં આવ્યા શુ કરવા?'

કપાળે હાથ મૂકી સોમેશ્વરે કહ્યુ 'કરમ ઘસડી લાવ્યુ માસ્તર થવાની મારી ઈચ્છા હતી પરતુ ફાઈનલમા પાસ ન થઇ શક્યો બીજી લાગવગ નહિ એટલે શો ધધો કરવો તેની સૂઝ ન પડી, એટલે પાપી પેટ ભરવા માટે છેવટ આ કસાઇનો ધધો લેવો પડ્યો'

હુ 'સોમેશ્વરભાઈ મનમા આવુ દુખ ન લાવવુ કોઈ ધધો પછી ભગીનો હોય કે બ્રાહ્મણનો પણ પ્રમાણિકપણે કરીએ તો ખરાબ નથી, હલકો નથી'

સોમેશ્વર 'એ બધુ ખરુ હશે, પણ લોકોમાં પોલીસની શી કિંમત છે?'

હું: 'એ કિંમત તમારા જેવા સારા માણસો આવશે એટલે આપોઆપ બદલાશે.'

સોમેશ્વર: 'જુઓ રણછોડભાઈ, તમે કહેનાર કહી રહ્યા. મને દિલમાં ડંખ છે, પણ તમે આવ્યા છો તેથી એટલું મને આશ્વાસન મળ્યું કે તમારી સોબતથી મને કંઈક શાંતિ મળશે.'

અમે બંને બજારમાં જઈ જોઈતી ચીજો ખરીદી લાવ્યા. નાસ્તો પણ કરતા આવ્યા, અને રાત્રે રણછોડભાઈની રૂમની બહાર ખુલ્લામાં સૂઈ ગયા. બીજા પણ એવી રીતે સૂઈ જતા, કારણ કે રૂમમાં પોષ માસની ઠંડી સિવાય સૂવું સહેલું ન હતું.

અમે બધા સૂતા સૂતા દસ વાગ્યા ત્યાં સુધી વાતો કરતા હતા. એ વખતે બેત્રણ જણ બહાર જતા હતા એટલે મેં સ્વાભાવિક રણછોડભાઈને પૂછ્યું: 'આ લોકો અત્યારે ક્યાં જાય છે?'

રણછોડભાઈ: 'એ બધું તમે ન જાણો એ સારું છે, પણ જાણ્યા વગર શી રીતે રહી શકવાના હતા?'

# [ ૫ ]

રણછોડભાઈએ મને પૂછ્યુઃ 'એ લોકો ક્યાં જતા હશે, તમે કહો જોઈએ ?'

હુંઃ 'તમે આગળ વાત કરી એટલે લાગે છે કે કોઈ ખરાબ કામે જતા હશે.'

રણછોડભાઈઃ 'અહીં બાજુમાં એક પરું છે. ત્યાં પરચુરણ કોમનાં જૂનાં જૂનાં ઘર છે. એમનાં બરાંનો ધંધો જ પોલીસોને ફસાવવાનો.'

સોમેશ્વર વચ્ચે બોલ્યો : 'એવા લોકોને નજીક વસવા શું કામ દે છે ?'

રણછોડભાઈની જોડેની રૂમનો એક ખડખડ હસી પડયો. બોલ્યોઃ 'પોલીસખાતુ કંઈ સાધુઓનો અખાડો છે કે એવી જરૂર ન પડે ? લશ્કરના સૈનિકો માટે સરકાર સગવડ કરે છે તો અહીં લોકો એની મેળે સગવડ કરી લેતા હોય તેમાં તને વાંધો આવી ગયો ?'

હું મૂંગો થઈ ને સાંભળી રહ્યો.

પેલો બોલતો હતો : 'આટલો બધો ચોખલિયો હોઉં તો આજથી જતો રહેજે. આમાં તો બધી વાતે છોછ ના હોય તેનું કામ છે. કેમ રણછોડ ?'

રણછોડભાઈ બોલ્યા. 'છાનોમાનો સૂઈ રહેને. કોઈને ઓળખું-પિછાણું નહિ ને શું બકબક કરે છે ?'

પેનો 'એમાં ઓળખવા પિછાનવાનું શુ હતું? અહીં આવે તે બધા પોલીસ એક નાત એક જાત અને એકસરખા!'

મે કહ્યુ. 'ખરુ છે એમ હોય તો જ ચાલે'

રણછોડભાઇ બોલ્યા 'તમે ભાઈ, એને ચડાવશો નહિ, બાકી એ પીધેલની જેમ ગમે તેમ બકયા કરશે.'

પેલો બેઠો થઈ ગયો 'શુ હું પીઉં છુ?'

રણછોડભાઈઃ 'તુ પીએ છે એમ મે કયાં કહ્યુ? પણ પીધેલો હોય અને બોલે તેમ તું લવારો કરીશ એમ મે તો કહ્યુ'

જરા દૂર પથારી કરી બીજી એની રૂમનો સાથીદાર સૂતો હતો તે બોલ્યો 'હું પીધેલ છુ છતાં જો બોલતો હોઉં તો? લોકો પીનારને અમસ્તા વગોવે છે જાણીને નાગાઈ કરવી હોય તો કરે બાકી દારૂ પીવાથી કંઈ નાગાઇ થાય છે એવુ નહિ એ ત્રણે ગયા, પણ હું જ્હોન બોલાવવા આવ્યો હતો છતા ન ગયો જો પીધેલ ગમે તે કરતો હોય તો હું કેમ ન ગયો? હુ કઇ નથી જતો એવુ ઓછુ છે? પણ આજ મારે નહોતુ જવુ એટલે ના ગયો.'

પ્રથમ બોલનાર રણછોડભાઇ ઉપ હુમલો કરતાં બોલ્યો 'હમણા આ મહાત્માજીની પૂછડી થઈ ગઈ છે એ તો રાજ બદલાયુ એટલે બાકી અંગ્રેજ સરકારનું રાજ હોત અને રૂમમાં મહાત્માજીનો ફોટો લગાડીને જુઅત તો ખબર પડત'

હું તમને મહાત્માજીનો ફોટો નથી ગમતો?'

પેનો 'ના કેમ ગમે? હુ કઇ જનાવર છુ? પણ એમ ફોટો લગાડ્યો એટલે એમના જેવા સિદ્ધ થઈ ગયા? અને સિદ્ધ થવુ હોય એ પોલીસમાં આવે શુ કામ? આ તો રાત દિવસ કામ. નહિ જેવાનો તાપ તાઢ કે વરસાદ, દહાડો કે રાત સકર્મીની ઊંઘ અને અકર્મીના ટાંટિયા એવો આ અવતાર છે સાહેબ હુકમ કરે એટલે

ખભે પચ્ચીસ શેરનો કંદો મૂકી હેંડવાનું. પછી પોલીસને દારૂ ય જોઈએ, વાંઢો હોય તો બાયડી ય જોઇએ, પછી પેલે ડાં'પણુ કર્યું. એવી ચીકણાશ કર્યે કેમ પાલવે?'

પેલો પીધેલ ઉમેદવાર બોલ્યો: 'અહીં આવનાર પહેલાં બધા ડાં'પણુ કરે છે. પરંતુ પછી એની મેળે રાગે આવી જાય છે. હમણાં મને બોલાવવા આવ્યો ત્યાં એ જહોન પહેલાં કેવી ડાહી વાતો કરતો હતો? અને હવે કેવો રાતના ઉજાગરા કરતો થઇ ગયો છે? અને અભેસંગને બૈરી છે, છોકરાં છે, પણ લીલુડી વગર ઘડી ચાલતું નથી.'

રણછોડભાઇ બંનેના સ્વભાવ જાણતો હોય તેમ એમને રોકવાનો વ્યર્થ પ્રયત્ન કર્યા વગર મૂંગો રહ્યો. હું અને સોમેશ્વર પણ ઘરાઇ ગયા હતા એટલે ઊંઘી જવા આંખો મીંચી ગયા પણ એમ ઊંઘ શી રીતે આવે? જગા બદલાય છે તો મોડા સુધી મણસને ઊંઘ નથી આવતી તો આ તો જીવન બદલાતું હતું.

ચોકી ઉપર બારના ટકોરા પડ્યા તે સાથે બ્યુગલ વાગ્યું. બધા પથારીઓમાંથી પટોપટ બેઠા થયા. મને થયું અત્યારે રાત્રે બાર વાગ્યે પાછું શું છે? હું જાગતો હતો, સોમેશ્વરની આંખ પણ પૂરી મીંચાઇ ન હતી એટલે અમે બંને રણછોડભાઈ બેઠા થયા એટલે એમની સાથે હોંશિયાર થઈ ગયા.

મેં એમને પૂછ્યું: 'અધીં રાત્રે કેમ બધાને જગાડ્યા?'

રણછોડભાઈ: 'હમણાં આપણે વાતો કરતા હતા તે માટે જ. રાત્રે કોઇ ક્વાર્ટર્સ છોડી બહાર ન જાય તેવો હુકમ છે. પરંતુ ચોરી કરનાર એ પાળતા નથી એટલે અવારનવાર અર્ધી રાત્રે બ્યુગલ વગાડી બધાંની હાજરી લેવામાં આવે છે. બ્યુગલ વાગતાં ઘણા હાજરી લેવાય તે પહેલાં દોડતા આવી જાય છે. છતાં એમાં પણ પકડાઇ જાય છે. વળી એ પરાનો ચેપ ગામમાં પણ ઊડ્યો છે

એટલે કોઇ કોઈ ગામમાં પણ જાય છે. ગામમાં ગયેલા લોકો આવી ન શકે એટલે પકડાયા વગર ન રહે.'

સોમેશ્વર: 'આવો બંદોબસ્ત છે છતાં લોકો જાય છે?'

રણછોડભાઇ: 'બંદોબસ્ત તો ધૂળનો ય નથી. મહિનામાં એકાદ દિવસ આમ હાજરી લેવાય છે તે એ બતાવવા કે હેડક્વાર્ટર્સ પોલીસો ઉપર પૂરતો બંદોબસ્ત રાખે છે. બાકી પકડાય એને તરત કમી કરતા હોય તો બીજા ઉપર સીધો દાખલો બેસે.'

હું: 'પકડાય એને શિક્ષા શી કરે છે?'

રણછોડભાઇ: 'સુબેદારને યોગ્ય લાગે તે. આ વાત ઠેઠ ડી. એસ. પી. સાહેબ સુધી જવાની નહિ. એ તો આમાંનું કંઈ જાણે પણ નહિ!'

હું: 'એ નહિ જાણતા હોય તેમ કેમ કહી શકાય?'

રણછોડભાઇ: 'એમને કોણ કહે! એ અઠવાડિયામાં એક વખત પરેડ ઉપર વિઝીટે આવે એટલું જ. એટલે સુબેદારની રહેમ નજર હોય તેને કંઈ ન થાય, અને બીજાને કડક શિક્ષા પણ થાય.'

હાજરી લેવાઇ ત્યારે બે નંબર ખૂટ્યા હતા. જહોન અને અમેસંગ.

રણછોડભાઇએ કહ્યું: 'આ અમેસંગને પોલીસ કોન્સ્ટેબલ તરીકે રિફ્યુટો ઉપર ચોકી કરવા પહેલી રૂમમાં રાખ્યો છે, પરંતુ એ પોતે જ રિફ્યુટોને એ લતે વળગાડે છે. પરામાં લીલુડી રબારણ સાથે એને સબંધ છે. બંને દલાલી કરી અહીં આવેલાને ધૂતે છે. ચોકી કરનાર જાતે હાજર નથી છતાં સુબેદાર કશું કરવાના નહિ.'

સોમેશ્વર: 'એમ શાથી?'

રણછોડભાઇ: 'પેટમાં પડતું હોય એટલે. જહોન ખ્રિસ્તી રબારી અને અમેસંગ રજપૂત છે. બંનેને માંસ ખપે એટલે સુબેદારનું મોં

ભભડે એટલે એમને કહે, અને એ પૂરુ પાડે પછી એમને શુ કરે ?'

સોમેશ્વર 'એથી બીજા ઉપર ખરાબ દાખલો બેસે'

રણુછોડભાઈ 'બેસીને બીજા શુ કરે ?'

સોમેશ્વર 'બીજાને શિક્ષા થાય ત્યારે એ નપિા ન ઊઠે ?'

રણછોડભાઇ 'આ પોલીસની દુનિયા છે અહી એવા વાંધા ઊઠાવવાના હોય જ નહિ એ જે હુકમ કરે કે શિક્ષા કરે તે માથે ચડાવવાની હોય'

હું બોલ્યા વગર સાંભળી રહ્યો હતો.

પથારીમાં સૂતાં સૂતા વાત આગળ ચાલતી હતી

સોમેશ્વર 'આવો હડહડતો અન્યાય પોલીસ વેઠે પછી એ બીજાને શુ ન્યાય આપે ?'

રણુછોડભાઈ 'હું પણ તમારી જેમ માનતો હતો પરતુ મને અહી આવ્યાં ત્રણ મહિના થયા છે, પરતુ મને આટલા વખતમાં ટ્રેનિગ મળી ગઈ છે કે પોલીસે પોતાની બુદ્ધિ વાપરવાની નથી. એણે તો ઉપરી અમલદારનો હુકમ બજાવવાનો છે પછી એ હુકમ ન્યાયી હોય કે અન્યાયી '

સોમેશ્વર 'એ તો શી રીતે બને ?'

રણુછોડભાઈ 'બનશે. એ ટ્રેઈનિગ જ અહી અપાય છે તમારી જેમ આવ્યો ત્યારે હું પણ એવુ માનતો હતો પરતુ ત્રણ મહિનામા જ રીઢો થઈ ગયો છુ તમને આ પહેલે દિવસથી અનુભવ થવા શરુ થઇ ગયા છે આપણે બધા અહીં આવ્યા છીએ તે નોકરી કરવા, એ વાત જ્યાં સુધી આપણા ઉપર ચડી બેઠી હોય ત્યા સુધી બીજુ શુ કરી શકીએ ?'

હું બોલ્યો 'તમે રણછોડભાઇ કેટલુ ભણ્યા છો ?'

રણછોડભાઇ 'કેમ પૂછવુ પડયુ ?'

હું: 'તમારી વાત ઉપરથી લાગે છે કે તમે અંગ્રેજી ભણેલા છો.'

રણછોડભાઈ: 'અંગ્રેજી ચાર ધોરણ સુધી ભણેલો છું.'

સોમેશ્વરે મને સવાલ કર્યો હતો તે એમને પણ કર્યો: 'તો પછી અહીં શું કામ આવ્યા? માસ્તર થવું હતું ને?'

રણછોડભાઈ: 'અંગ્રેજી ચાર ભણ્યો છું, પણ ફાઈનલ થયેલો નથી. વળી ગણિત મુદ્દલ આવડતું નથી એટલે પાસ થવાય તેમ નથી એટલે બે જગાએ ખાનગી નોકરી કરીને થાક્યો, પછી અહીં આવ્યો.'

રણછોડભાઈ બોલી રહ્યા ત્યાં એક જણે મોટી બૂમ પાડી: 'બકરો આવ્યો છે, જાગતા રે'જો.'

અને બધા પોત પોતાની પથારીઓમાં જાગ્રત થઇ ગયા.

મેં કહ્યું: 'બકરાનું શું છે વળી?'

રણછોડભાઈ: 'બકરો સાહેબનો પાળેલો છે અને ઘણો માનીતો છે. વળી તોફાની પણ એટલો છે. શરુઆતમાં એ આપણે સૂતા હોઇએ તો ઓઢેલું દાંત વને ખેંચી લેતો. પરંતુ એક બે પ્રસંગ એવા બન્યા કે સૂતેલાને એણે માથું માર્યું અને એકના અંગુઠે બચકું ભર્યું. એટલે હવે બધા બકરાથી બીએ છે.'

સોમેશ્વર: 'પણ પેલાએ બૂમ મારી તે કરતાં એને પાછો હાંકી કાઢ્યો હોત તો?'

રણછોડભાઈ: 'તો પછી સાહેબનો એ માનીતો શાનો? એને એની મરજી પ્રમાણે ફરવા દેવાનો. એને રોકવાનો નહિ.'

હું શાંત ન રહી શક્યો. બોલી ઊઠ્યો: 'સો માણસો કરતાં એક બકરાનું મહત્ત્વ વધારે એમ? બધાંની ઊંઘ બગડે, કે કોઈને નુકસાન થાય તે કરતાં બકરાને સાહેબ સાંકળે બાંધી રાખતા હોય તો શું ખોટું?'

રણછોડભાઈ: 'મેં સુબેદારને એ કહેલું...'

સોમેશ્વર બોલ્યો: 'પછી?'

રણછોડભાઈ: 'સુબેદારે કહ્યું કે જેમને બીક લાગતી હોય તે રૂમમાં સૂઈ જાઓ. બહાર સૂવું એવો ઓછો હુકમ છે?'

મેં અંદરનો ગુસ્સો દબાવી રાખ્યો.

બકરો હાથીની ગતિએ ઝૂલતો અમારી પાસે થઈને પસાર થયો. અજવાળી રાત હતી એટલે એને આંખો જોઈ શકાયો. ખાઈ-પીને એ પૂરેપૂરો વકર્યો હતો. એનાં કાળાં અણીદાર શીંગડાં શિહોળિયાની માફક ભોંકાઈ જાય તેવાં હતાં.

હું બોલ્યો: 'એનાં શીંગડાં કોઈને ખોસી ઘાલે તો ખૂન થઈ જાય.'

રણછોડભાઈ: 'જમાદારની બકરીને એણે ખોસી દઈને મારી નાખી હતી.'

સોમેશ્વર: 'સાહેબે આ વાત તો સમજવી જોઈએ.'

રણછોડભાઈ: 'સાહેબ જાણે ત્યારે ને? બકરો આપણને હેરાન કરે છે એ એમને શી ખબર?'

મારાથી બોલ્યા વગર પાછું ન રહેવાયું: 'એ નથી કેમ જાણતા? જો એમના હેડક્વાર્ટર્સમાં ચાલતું તંત્ર પણ એ ન જાણતા હોય તો પછી આખી ડીસ્ટ્રીક્ટની હકીકત શી રીતે ધ્યાનમાં રાખે?'

રણછોડભાઈ: 'આવી વાતો કરનાર અહીં આપણા ત્રણ સિવાય બીજા નથી. અને કોઈએ આ સાંભળી હોય તો સુબેદાર પાસે ન જાય એ જ આપણું ભાગ્ય. આવી વાતો કરવી એને સુબેદાર તો ફિતુર જગાવવાનું જ માને.'

મેં એ વાત ઉપર પડદો પાડતાં કહ્યું: 'ચાલો ઊંઘી જાઓ હવે. બીજા અનુભવો આવતી કાલ માટે રાખવા જોઈશે.'

બકરો જાણે અમારો સાહેબ હોય અને વીઝીટ કરવા આવ્યો હોય તેમ રોફથી આંટો મારીને પાછો ફરી ગયો. મને થયું કે સાહેબની ખુમારી આ એક પ્રાણીમાં આટલી આવી છે તો આ પોલીસો કેમ આટલાં બીકણ બની ગયા હશે! એક બકરાને હાંકી કાઢવા જેટલી પણ એમનામાં હિંમત નથી તેનું કારણ શું?

અને જો આ પોલીસો પોતે જ આટલા નિર્બળ, બીકણ, અને પોતાના ઉપર થતા અન્યાય સહી લેતા હોય તો પછી એ નાગરિકોને શું રક્ષણ આપે?

મને ખેડૂત અને પોલીસ બંનેની સરખી કરુણતા દેખાઈ. ખેડૂત ખેતી કરી જગતને જીવાડે, પણ એનાં છોકરાંને જીવાડવા જેટલું ધાન એની કોઠીમાં ન હોય. પોલીસનું પણ મને આવું જ લાગ્યુ. પ્રજાના રક્ષણની જવાબદારી ઉપાડનાર આ ફોજ એનું પોતાનું જ રક્ષણ કરી શકતી નથી.

એક વાગવા આવ્યો હતો છતાં આંખમાં ઊંઘ ન હતી. મને સરોજ યાદ આવી, તે સાથે કિરીટ યાદ આવ્યો. સરોજનું કહેવું મને બરાબર સાચું લાગ્યુ. આવી પોલીસનાં બાળકો ભેગો કિરીટને ઉછેરવો એટલે એને ધીમુ ઝેર આપવાનું કે બીજું? સરોજ આ સ્થીતિ થાણાનાં પોલીસ ક્વાર્ટર્સમાં જોશે ત્યારે કેટલો વખત ઊભી રહેશે? અને તે મારા દુઃખે રહેવા તૈયાર થાય તો પણ કિરીટના ભાવિ માટે મારાથી એને સાથે રખાય પણ કેમ?

સરોજ અત્યારનો આ દેખાવ જોઈ શકતી હોત તો? એને ઊંઘ આવે ખરી?

પહેલા દિવસનો અનુભવ હું સરોજને પત્રમાં લખી રહ્યો હોઉં તેવા સ્વપ્ન સાથે મારી ઊંઘ ચાલતી હતી ત્યાં સવારનું, પાંચ વાગ્યાનું જાગવાનું બ્યુગલ વાગ્યું. મારી આંખ ઉઘડી ગઈ.

[ ૬ ]

સાત વાગે પરેડ ગ્રાઉન્ડ 'લેફ્ટ-રાઈટ'ના પડઘાથી ગાજી રહ્યું હતું. ગઈ કાલે મેં જે પોલીસ ઉમેદવારોને એમની રૂમોમાં અવ્યવસ્થિત અને ઢંગધડા વગરના જોયા હતા તે પરેડ ગ્રાઉન્ડ ઉપર એટલાજ વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ હતા. દરેકનો પગ એક સાથે જ ઉપડતો અને પડતો. જાણે આખી ટુકડીનો એક ઢાંચો હોય અને લેફ્ટની ચાંપ દાબતાં બધા પગ સાથે ખેંચાતા હોય. છાતી કાઢીને બધા સરખા ટટાર ચાલતા હતા.

અમારી ટુકડીને આ પહેલો દિવસ હતો એટલે ડ્રેસ પહેરવાની શરૂઆત કરી સૂચનાઓ ચાલતી હતી. મારું ધ્યાન એ સૂચનાઓ તરફથી વળી જઈને બીજી ટુકડીઓ જે પરેડ કરતી હતી તે તરફ હતું. મને એ વિચાર આવ્યો હતો કે ગઈ કાલે મેં જે જોયું તેથી નિરાશ થવાનું કઇ કારણ નથી. ટ્રેઈનિંગથી જો આ લોકો આટલા શિસ્તબદ્ધ પરેડ કરી શકતા હોય તો પછી એવી જ રીતે દૃષ્ટિ આપી હોય તો જીવનમાં પણ વ્યવસ્થિત થઈ શકે.

પરંતુ મારા એ વિચારને આગળ ફણગા ફૂટે તે પહેલા ડ્રીલ ઈન્સ્ટ્રક્ટરે મારું ધ્યાન ખેંચ્યુ: 'નંબર તીન.'

મેં એના સામે જોયું.

એ : 'ઈધિર ક્યું દેખતે હો ? બોડીસ લપેટ દો.'

મારા હાથમાં ડાબા પગનો બોડીસ પકડેલો હતો તે મેં ઝડપથી લપેટી લીધો.

પણ એવું થયું હતું. પરંતુ ટેવથી ખૂંચતી વસ્તુ પણ સદી જાય છે.'

હું: 'તો મનેય સદી જશે. વર્કીંગ શું છે તે તો કહો.'

સોમેશ્વરઃ 'ખાડામાં પડી એ વર્કીંગ. મારા તો પગ જ રહી ગયા.'

રણછોડભાઈ: 'હજૂ આ તો પાશેરામાં પહેલી પૂણી છે. આજે થાકી ગયા હશો તો આગળ જતાં ભાગી છૂટયા વગર નહિ રહો. ભલભલા આ પરેડનો આંચકો વેઠી શકતા નથી, અને પોલીસ ખાતાને પગે લાગી ભાગી છૂટે છે.'

હું: 'ટેવ ના હોય એટલે ભારે તો લાગે.'

સોમેશ્વરઃ 'તમને રણજીતભાઈ થાક નથી લાગ્યો!'

હું: 'આ કરતાં તો કંઈક ભારે પરેડો અમે '૪૨ની ચળવળમાં કરી છે. એકી સાથે ૩૫-૩૭ માઈલો સતત ચાલ્યા કર્યું છે અને તે ય પોલીસથી પકડાઈ જવ ય નહિ તે બીકે આડે રસ્તે.'

રણછોડભાઈ: 'તમે '૪૨ની ભાંગફોડએ ચળવળમાં પડેલા!'

હું: 'હા.'

સોમેશ્વરઃ 'એમાં શું કરતા!'

હું: 'પોસ્ટ ઑફીસો લૂટેલી, રસ્તામાં જતી ટપાલ લૂટેલી, સરકારી ચોરાઓ અને થાણાં બાળેલાં.'

સોમેશ્વરઃ 'હેં...હેં...એ બધામાં તમે હતા!'

રણછોડભાઈ. 'ત્યારે તો ભાઈ તમને આ પોલીસ ટ્રેઈનિંગ રમત જેવી લાગવાની.'

સોમેશ્વરઃ 'તમને કેટલી જેલ થયેલી.'

હું: 'હું ઠેઠ સુધી પકડાયેલો નહિ.'

સોમેશ્વરઃ 'આવા તમારા વિચારો હોવા છતાં તમે પોલીસમાં કેમ આવ્યા!'

મેં વાત છૂપાવતાં કહ્યું: 'હવે તો આપણી સરકાર થઈ છે. પરદેશી હોત તો એની ગુલામી કરવા ન આવત.' અને એ વાત આગળ ન ચાલે એટલે મેં મૂળ વાત ઉપર આવતાં કહ્યું: 'રણછોડભાઈ! તમે વકીંગની વાત તો કરી નહિ.'

અમે એમના ક્વાર્ટર્સ નજીક આવી પહોંચ્યા હતા એટલે રણછોડભાઈએ કહ્યું: 'હવે એ વાત પછી કરીશ. એક વખત રસોઈ કરવાના અને રૂમ સાફસૂફ કરવાના કામમાં લાગી જાઓ.'

એ વાત પણ બરાબર હતી. સમય મળ્યે એ બધી વાતો થઈ રહેશે માની હું અને સોમેશ્વર અમારી રૂમમાં ગયા. અમારી રૂમના ત્રીજા સાથીદાર રહેમુમીયાં આવી ગયા હતા અને ચૂલામાં લાકડાં મૂકી રહ્યા હતા. સોમેશ્વર જ્ઞાતિભેદ માનતો હતો એટલે એણે રસોઈ કરવી અને બીજું કામ મારે કરવું એમ મેં કાર્ય વહેંચણી ગોઠવી દીધી હતી. પરંતુ આ ઓરડીને સાફ કર્યા વગર રસોઈ કરવાનું ગમે તેમ ન હતું. વળી ભૂખ પણ લાગી હતી એટલે રસોઈ કર્યા સિવાય ચાલે તેમ ન હતું. એટલે સોમેશ્વરે એક ખૂણે ચૂલા ઉપર ખીચડી પકાવવા દેખાળા મ લાવી આપ્યા હતા તેનો ચૂલો બનાવી દેવતા સળગાવ્યો. મેં રહેમુમીયાંના ચૂલા આગળ સાંઠી પડી હતી તે લેઈને પ્રથમ છત ઉપર લટકતાં બાવાં પાડવાનો વિચાર કર્યો.

મેં જેવી સાંઠી લીધી તેવા રહેમુમીયાં બોલી ઉઠયા: 'મેરી લકડી મત લેના.'

મેં કહ્યું: 'બાવાં પાડીને પાછી મૂકી દઈશ સળગાવવા નથી લેતો.'

મીયાં સાહેબને મારું એ પગલું પણ ગમ્યું નહિ પણ કંઇ બોલ્યા નહિ. સોમેશ્વરે તપેલી ઉપર ઢાંકણું મૂકીને કચરાથી રક્ષણ કર્યું. મીંયાં સાહેબ રોટી પકવવા હતા એટલે એમના લગી કચરો ન પડે તેમ મેં સૂગરીના માળાની જેમ લટકતાં બાવાંને નીચે પાડયાં. પછી સાવરણી લઇ દીવાલો સાફ કરી. નાની એવી રૂમ એટલે દસ

ડ્રીલ ઈન્સ્ટ્રક્ટર મારી પાસે આવ્યો. બોલ્યો : 'એસા નંઈ. બાજુમેં દેખો.'

મેં બોડીસને વીંટીને તંગ બાંધ્યા.

ડ્રીલ ઈન્સ્ટ્રક્ટર : 'ક્યા નામ તુમ્હારા ?'

હું : 'રણછતભાઈ'

ભાઈ જેવા વિવેકભર્યા સંબોધનની ત્યાં જરૂર ન હોય તેમ એણે કહ્યું : 'હં, રણછત, યહ પોલીસ ટ્રેઈનિંગ હૈ, કિતાબો પઢનેકી સ્કૂલ નહીં હૈ. સ્કૂલમેં તુમ ઈધરઉધર દેખ શકતે હો, મગર યહાં પોલીસ ટ્રેઈનિંગમેં એટેન્શન ચાહીએ.'

મેં મોં મલકાવતાં કહ્યું: 'અચ્છા સા'બ!'

ડ્રીલ ઇન્સ્ટ્રક્ટર રોફ કરતાં જોરથી બોલ્યો: 'તુમ ક્યા સમજતે હો ?'

મને એના આ ગુસ્સાની સમજ ન પડી. પૂછ્યું: 'કિસ બાતમેં ?'

ડ્રીલ ઈન્સ્ટ્રક્ટર: 'તુમને મૂંહ ક્યુ મુસકુરાયા ?'

હું શો જવાબ આપવો તે વિચારમાં પડી ગયો. મેં મોં મલકાવ્યું હતું તેમાં એના કહેવાની મશ્કરી કરવાનો ભાવ ન હતો. પરંતુ આ દુનિયામાં હસતે મોંએ હુકમ સ્વીકારવો તે પણ શિસ્ત-ભંગ હોય તેમ એ આગળ બોલ્યો: 'યહ નાટક-તમાસા નહીં હૈ. તુમ પઢેલીખ્ખે લડકે હો ઈસલિયે જો ખુમારી રખતા હો તો ઉસે નિકાલ દેના. યહાં તો સબ એક હૈ, ચાહે વો કાલીઝ કે પઢેલીખ્ખે હો અગર બુધ્ધુ હો.'

મને હવે સમજાઈ ગયું કે એ પહેલે દિવસે જ મારા ઉપર છાપ પાડવા માગતો હતો. એના દિલમાં હતું કે જો આ ભણેલા ઉપર પહેલેથી દાબ બેસાડી દઈશ તો બધા ઉપર એથી મારી કડ-કાઈની છાપ પડી જશે. હું એની મનોદશા સમજી ગયો એટલે

ખૂબ રંજ્યો. મારો એની મશ્કરી કરવાનો કે હુકમનો અનાદર કરવાનો આશય પણ ન હતો. વળી મારું ધ્યાન બીજે ગયું હતું એટલે એને કહેવાનો હક હતો. ફક્ત એ કહેવામાં વિનય ન હતો. પરંતુ વિનયને ત્યાં દેશવટો દેવાયો હતો. વિનય હોય તો કડકાઇ ન રહે, બીજા ઉપર ધાક ન બેસે, એ માન્યતા આ તંત્રમાં જડાઈ ગયેલી હતી એટલે કેવળ મારા પૂરતો વિનય લાવે પણ ક્યાંથી? શા માટે એવો વિચાર પણ કરવો પડે?

ડ્રીલ ઇન્સ્પેક્ટરે આગળ શરૂ કરતાં પહેલાં કહ્યું: 'સબકો ધ્યાનમેં રખના, કસુર હોગી તો પરેડ ગ્રાઉન્ડકા ચક્કર લગાનાહી પડેગા.' ત્રીજી ટુકડીમાં એક જણને શિક્ષા થતાં એણે દોડવાનું શરૂ કર્યું હતું તે તરફ ધ્યાન ખેંચી પ્રત્યક્ષ દાખલો બેસાડ્યો.

પરેડ સવારમાં દોઢ કલાક ચાલે. સાંજે પાંચ વાગે ફરી દોઢ કલાક ચાલે. જે પોલીસો આર્મ્ડ ફોર્સવાળા અભણમાં ગણાય છે તેમને કાયદાનો અભ્યાસ કરવા બપોરે ક્લાસ ભરવાનો હોતો નથી એટલે એમને બપોરે પણ દોઢ કલાકની પરેડ ખરી. હું શરીરથી કસાયેલો હતો, વ્યાયામથી મારા શરીરને આવી જાતની તાલીમ મળી હતી એટલે સવારની દોઢ કલાકની પરેડથી થાક લાગતો ન હતો. પરંતુ સોમેશ્વર થાકી ગયો હતો. પરેડ પછી ટુકડીઓ વેરાઈ ત્યારે બીજી ટુકડીને ડ્રીલ ઇન્સ્પેક્ટરે ઊભી રાખી હતી. અમે સાંભળીએ તેમ એ બોલ્યો હતો: 'આજે આ ટુકડીનો વર્કીંગ છે એટલે દરેક પોતપોતાનું વર્કીંગ લઈ ને જવાનું છે.'

મારે માટે આ દુનિયા નવી હતી, અને તે દુનિયામાં હું કેવળ પ્રવાસી તરીકે ઉડતી મુલાકાતે આવ્યો ન હતો, પરંતુ એમનો એક સભ્ય બનવા આવ્યો હતો, એટલે મેં રણછોડભાઈને રૂમ તરફ જતાં પૂછ્યું: 'વર્કીંગ શું છે?'

રણછોડભાઈ કહે: 'રણજીતભાઈ, મને બીક છે કે વર્કીંગ આવશે ત્યારે તમે જરૂર પોલીસની નોકરી મૂકીને નાસી જવાના. મને પે…

મિનિટમાં પતી ગયું, પણ નીચેનું તળિયું ઝટ સાફ થાય એવું ન હતું. નીચે ઈંટોની ફરસબંધી કરેલી હતી તે તૂટી જઈને ખાડા પડયા હતા, અને ઈંટો વચ્ચેની સાંધો પહોળી થઈ ગઈ હતી એટલે તેમાં દડ ભરાઈ ગયેલો હતો. મેં સાવરણી લઈ કચરાને સહેજ છંછેડયો ત્યાં તેણે ગોટાઈને હવાની માફક આખી રૂમ ભરી દીધી.

મીયાં સાહેબ બોલી ઊઠયાઃ 'કિસલિયે હેરાન કરતે હો, કચરા તુમ્હારા કયા ખાતા હૈ!'

હું અને સોમેશ્વર સામસામું જોઈને હસ્યા. મેં કચરો ઊડતો હતો એટલે વાળવું બંધ કર્યું. એમ માની કે રસોઈનું પત્યા પછી નિરાંતે સાફ કરીશું. એટલે હું ઓરડીની બહાર નીકળ્યો તો દસ પંદર જણ ક્વાર્ટર્સની લોબીમાં વચ્ચે ભેગા થઈ ગયા હતા અને કંઈ મામલો હોય તેમ હાંબાટૂંકા હાથ થતા હતા એ ઉપરથી લાગ્યું.

અમારી બધાંની દેખરેખની જેમના ઉપર જવાબદારી હતી. તે સબ ઇન્સ્પેક્ટર, જેને ઉમેદવારો સુબેદાર કહે છે, તે આવી પહોંચેલા હતા એટલે મને લાગ્યું કે કંઈ તકરાર હોવી જોઈએ હું જઈને છેલ્લો ઊભો રહ્યો.

સુબેદાર કડકાઈથી પૂછી રહ્યા હતાઃ 'સચ બોલ દો, તુમને રૂપિયા લિયા હૈ યા નહિ?'

ગુનેગારઃ 'મૈંને નહિ લિયા. સચ કહેતા હૂં.'

સુબેદારે ફરિયાદીને કહ્યું: 'તુમને સબુધ દેના હી પડેગા મૈં ઉસકો થાનેમેં ભેજ દેનેકે લિયે તૈયાર હૂં.'

મેં મારી બાજુમાં ઊભેલાને ધીમેથી પૂછ્યું. 'શું છે?'

જવાબઃ 'ફાળઈ કહે છે કે નાથાએ મારી પેટીમાંથી પાંચ રૂપિયા ચોર્યા છે. રાતે હતા પરંતુ પરેડમાંથી આવીને જોયું ત્યારે નહોતા. રાત્રે નાથો રૂમમાં એકલો સૂઈ રહ્યો હતો એટલે એણે લીધા છે. કારણ કે એ ગઈ કાલે ઉછીના રૂપિયા શોધતો હતો પણ કોઈએ

આપ્યા ન હતા અને હોટલવાળો ઊધરાણી કરતો હતો. હું હોટલવાળાને પૂછી આવ્યો તો કહે સવારમાં પરેડ ઉપર જતા પહેલાં ચા પીવા આવ્યો હતો અને પાંચ રૂપિયા આપી ગયો હતો. એટલે એણે જ રૂપિયા ચોર્યા છે.'

કાભાઈઃ 'મારો સાક્ષી મારી રૂમવાળો છગો. પૂછો એને, જો એ ઉછીના રૂપિયા શોધતો ન હોય તો? અને બીજો સાક્ષી હોટલવાળો.'

નાથો કહેઃ 'સાહેબ ! હું શહેરમાંથી રૂપિયા ઉછીના લાવ્યો છું તેનો મારી પાસે પુરાવો છે. મારા ગામના શેઠ રહે છે તેમની પાસેથી સાંજની પરેડ થઇ રહ્યા પછી લઈ આવ્યો હતો.'

કાભાઈઃ 'તો હોટલવાળાને સાંજે કેમ રૂપિયા ના આપી દીધા?'

નાથો 'ત્યાંથી આવતાં મોડું થયું એટલે હોટલમાં આપવા ન જતાં આવીને ખાવા કરવા મંડી ગયો હતો.'

સુબેદારઃ 'એ શેઠનું નામ શું ?'

નાથો જવાબ આપે તે પહેલાં એક જણ ત્યાંથી ખસ્યો. મારી નજર એ તરફ ગઈ. મને થયું નાટક બરાબર રંગમાં આવે ત્યારે કોઈ અહીંથી ખસે નહિ. મારી નજર પેલા ભણી મંડાઈ રહી. છેલ્લી રૂમમા જઈ ખમીસ અને ટોપી પહેરી એ બહાર નીકળ્યો.

મારી બાજુમાં ઊભેલા પેલા ભાઈને મેં ફરી એના તરફ આંગળી કરી પૂછ્યું 'એમનું નામ શુ ?'

મને કઈ જવાબ આપતા પહેલાં એ મારા સામે તાકયો. બોલ્યોઃ 'તારે બધી શી પંચાત છે? અભેસંગને તુ નથી ઓળખતો?'

અભેસંગ શબ્દ કાને પડતાં મને રાતે એ નામ સાંભળેલું તે સ્મરણ થઇ આવ્યું, એ બહાર જવા ઝડપથી પગ ઉપાડતો હતો.

નાથો શેઠનું નામ જણાવ્યું હતું તેના જવાબમાં સુબેદાર કહેતા હતાઃ 'શેઠને ત્યાં હુ તપાસ કરાવુ છું. જો જૂઠું પડશે તો તને થાણે મોકલી સીધો કરાવી દેઈશ.'

નાથાની નજર ઊંચી થઈ. અભેમંગ જઈ રહ્યો હતો તે એણે જોઈ લીધુ એમ મને પાકી ખાત્રી થઈ મારો ત્રાગડો બેસી ગયો. હું વચ્ચે બોલી ઊઠયો· 'સાહેબ ! પેલા અભેસગ જાય છે તેમને પાછા બોલાવો '

બધાંની નજર મારા સામે અને કમ્પાઉન્ડ વટાવી જવાની તૈયારી કરી રહેલા અભેસંગ વચ્ચે ઝોલાં ખાઈ રહી સુબેદારે પૂછ્યુ. 'કેમ ?'

૮. 'તમે શેઠની તપાસ કરાવશો તે પહેલા એ એમને ખબર આપી દેશે'

સુબેદાર ચમકયો નાથાનું મોં ઝંખવાણું પડયુ. મેં તરત બૂમ પાડી. 'અભેસગ ! પાછા આવો, સાહેબ બોલાવે છે '

સાહેબનું નામ પડતા અભેમંગ અટકી ગયો પાછો વળ્યો. સાહેબ મને દાટી આપતાં બોલ્યા 'તમારુ ખોટુ' પડશે તો હું શિક્ષા કરીશ આ તમે એના ઉપર આળ મૂકયુ છે તે ધ્યાનમા રાખજો.'

હુ વિચારમા પડી ગયો કે સુબેદાર કેવી વાત કરે છે ! મે. ઊલટ એનો કેસ મારી જતો હતો તે બચાવ્યો ત્યારે મને દમડાવે છે ? પણ તે ક્ષણે જ યાદ આવ્યુ કે એ સુબેદારનો પ્રિયપાત્ર છે એટલે અધી' રાત્રે એ હાજરીમાં નહોતો છતા એને કઈ નહિ થાય એમ રણછોડભાઇએ વાત કરતાં કહ્યુ હતુ સુબેદારના વલણનો મને ખ્યાલ આપી ગયો

મેં કહ્યુ· 'સાહેબ ! મેં અભેમગ ઉપર આળ મૂકયુ નથી. હું એમને ઓળખતો પણ નથી એટલે એ શેઠને કહેવા જાય છે એમ કહી પણ શી રીતે શકુ ? પરંતુ મને શક ગયો એટલે મે તમને કહ્યુ શક ઉપરથી પોલીસ ઇન્કવાયરી કરે છે પછી શક લાવવામાં ગુનો શાનો ?'

સુબેદાર કઇક ઢીલા પડ્યા નાથો સાવ ઢીલો થઈ ગયો હતો.

સુબેદારે પુછ્યું. 'તમે અભેસંગને ઓળખતા નથી તો શક શા ઉપરથી આણ્યો ?'

બધા ચિહુરો મારા સામે તાકી રહ્યા. બીજા કોઈ કારણે નહિ, પણ સાહેબ બધાને તુંકારથી વાત કરતા છતાં મને 'તમે' કહ્યું એ એમને માટે સૂર્ય પશ્ચિમમાં ઊગે તેવું હતું.

મેં જવાબ આપ્યો 'અભેમગ અહીં બધાંની સાથે ઊભા હતા. નાથાભાઇએ ઈસારો કર્યો એટલે એ તરત એમની રૂમમાં ગયા, ખમીસ ટોપી પહેર્યાં અને બહાર ચાલવા લાગ્યા નાથાએ સહેજ ઊંચા થઈને એ જોઈ પણ લીધું. એટલે મને શક ગયો કે જરૂર એ ગેડને ખબર આપવા જાય છે મે આ ભાઇને એમનું નામ પૂછ્યું, કારણ કે હુ થઇ કાલે આવ્યો છુ એટલે એમને ક્યાથી ઓળખું ?'

અભેસંગ આવી ગયો હતો વાત જાણીને એણે બાગ સામે હરાયો પાડો આંખ કાતરે તેમ આંખ કાતરી નાથાભાઇના હોસકોસ ઊડી ગયા હતા. મેં જોયું કે સુબેદાર અભેસગને લીધે વાત બગાડી મૂકશે એટલે એને વચ્ચે ન લાવતાં મે નવી દરખાસ્ત મૂકી:

'સાહેબ, નાથાભાઇનો ગુનો આટલો વખત માફ કરવાનું કહો, એ જરૂર ગુનો કબૂલી લેશે '

અભેસગને બચાવી લેવો ન હોત તો સુબેદારે મારી આ દરખાસ્ત સ્વીકારી ન હોત એની મને અંતરથી ખબર પડી ગઈ હતી. છતાં એને તરત સ્વીકારી ન લેતાં સુબેદારે મને કહ્યુ: 'એ ફરી ગુનો નહિ કરે એના તમે જામીન થાઓ છો ?'

મારાથી કંઇ વિચાર વગર કબૂલ કરી દેવાયુ. 'હા.'

બધા મારા સામે આંખો ખેંચીને જોઇ રહ્યા. નાથાના જીવમાં જીવ આવ્યો.

સુબેદાર બોલ્યા 'તમે એને ઓળખો છો ?'

હું: 'ના.'

સુબેદાર: 'તો શા ઉપરથી એના જામીન થાઓ છો!'

હું: 'મને લાગે છે કે એનો ગુનો મારે લીધે ઉઘાડો પડી ગયો એટલે મારે એને બચાવવો જોઈએ.'

'ફરી એ ગુનો નહિ કરે એની શી ખાત્રી?'

'એ કરશે તો એની શિક્ષા હું વેઠી લેઈશ.'

સુબેદારે મારી સાથે દલીલ બંધ કરી નાથાભાઈને પૂછ્યું 'બોલ, ગુનો કબૂલે છે?'

નાથાભાઈએ બીજો ઉપાય ન રહ્યો એટલે ઓશિયાળો બની મોં નીચું કરતાં કહ્યું: 'હા.'

સાહેબ તરત ખિજાઈ ગયા. જોરથી એક લાત લગાવી દીધી. ધૂરકયા: 'કમબખ્ત! ક્યારનો જૂઠું બોલી રહ્યો છે!'

સાહેબના એ ગુસ્સાની આડે હું ન આવ્યો. કારણ કે એમાં એ મારી ડખલ ન સહી લે એમ હું માનતો હતો. સાહેબે બીજી લાત લગાવતા કહ્યું. 'આજ તો તું બચી ગયો છે, પણ ફરી આ ધંધો કર્યો છે તો જેલમાં જ ધકેલી દઈશ કબાઈને આજ ને આજ રૂપિયા આપી દેજે' કહીને સુબેદાર મારા સામું જોયા વગર ચાલ્યા ગયા

મેં નાથાભાઈને કહ્યુ: 'મારી પાસેથી રૂપિયા લેઈ જજો 'તમારો પગાર આવે ત્યારે મને આપજો'

[ ૭ ]

આ પ્રસંગથી મને પોલીસ રિક્રુટો જ નહિ, પણ આખું પોલીસ સ્ટેશન ઓળખતું થઈ ગયું. કારણ કે મેં જે રીતે અનુમાન કર્યું હતું તેવી દૃષ્ટિ મારા જેવા નવાસવા ઉમેદવારમાં હોય તેમ ભાગ્યે બને. એટલા સુધી તો ઠીક, પરંતુ વગર ઓળખ્યે કર્યે નાયાભાઈની ભવિષ્યના ગુનાની મેં જવાબદારી લીધી, તરત પાંચ રૂપિયા આપ્યા. આ બનાવ બહારની દુનિયામાં સામાન્ય છે પણ અમારા પોલીસ સ્ટેશનમાં એ ઐતિહાસિક ગણાયો

તેમાં' વળી પરેડ ઉપરથી છૂટયા પછી મેં રણછોડભાઈને '૪૨ની હિંસક ચળવળની વાત કરી હતી એટલે એ જાણતાં રિક્રુટોના આશ્ચર્યનો પાર રહ્યો ન હતો.

રાત્રે આઠ વાગ્યાની હાજરી લેવાઈ ગયા પછી મોટા ભાગના રિક્રુટો મારી આસપાસ બેઠા થઈ ગયા. નાયાભાઈ અને કાળાઈ પણ એમાં હતા. એમની રૂમનો ત્રીજો સાથીદાર જીવાભાઈ પણ હતો.

મેં કાળાઈને પૂછ્યુ : 'તમને ખોટુ તો નથી લાગ્યુને કે મે નાયાભાઈને શિક્ષા ના થવા દીધી ?'

કાળાઇ વિનયથી બોલ્યો: 'એ શુ બોલ્યા, સાહેબ !'

હું ભડકયો. વચ્ચે બોલ્યો: 'કાળાઈ, હું સાહેબ કેવી રીતે !'

કાળાઈ: 'તમે ભલેને પોલીસ થવા આવ્યા હો, પણ અમે હવે સમજી ગયા છીએ કે એમાં કંઈક ભેદ છે. બાકી તમારા જેવા

ભણેલાગણેલા, સુખી ઘરના આમ અમારી ભેગા હાંલ્લાં ફોડવા આવો નહિ!'

જીવાભાઈએ ટેકો આપ્યો: 'સ્વરાજ્યની ચળવળમાં સરકાર સામે થનાર તમે અહીં આવો એટલે અમે ના સમજીએ કે તમે અમારા જેવા નાગા ભૂખ્યા નથી કે તેથી અહીં આવો.'

હું વિચારમાં પડી ગયો કે મારે મહિનો છૂપા રહેવું હતું ત્યાં બીજે દહાડે જ ઉઘાડો પડી ગયો. મેં રણછોડભાઈને કહ્યું: 'મારી વાતો વધારીને તમે સૌને કહી, નહિ?'

રણછોડભાઈ: 'હું શું કરેતો હતો? રતન ઢાક્યું રહેતું હશે! આજે ને આજે આખા પોલીસ સ્ટેશનમાં તમારી વાતો થાય છે. નાથાભાઈનો બપોરે પ્રસંગ બન્યો ત્યારે ઊલટો હું બજારમાં ગયો હતો એટલે તમારી હોંશિયારી જોવાનો મને મોકો ના મળ્યો.'

હું: 'આમાં હોશિયારી શી? અમે '૪૨ની ચળવળ વખતે પોલીસથી નાસતા ફરેલા એટલે આમ બીજાની નજર પકડી પાડતાં મને તે વખતથી ટેવ પડી ગઈ છે. પણ એ વાત હવે જવા દો. કાભાઈને ખોટું નથી લાગ્યુ એટલે બસ છે.'

કાભાઈએ ફરીથી કહ્યું: 'સાહેબ!......'

હું: 'પાછો ફરીથી એનો એ અપશબ્દ......'

રણછોડભાઈ: 'એને અપશબ્દ કહેવાય? સાહેબ થવા તો લોકો મરી રીટે છે.'

હું: 'જે સાહેબ ન હોય તેને માટે તો એ શબ્દ અપશબ્દ જ કહેવાય.'

કાભાઈ: 'ત્યારે અમે તમને શું કહીને બોલાવીએ!'

હું: 'આ કેવું? તમે બધાંને નામ દઈને બોલાવો છો તેમ મને પણ રણજીતભાઈ કહીને બોલાવજો.'

રણુજીતભાઈ: 'અહીં તો બધા તોછડાઈથી જ બોલાવે. આ તો હવે તમને રણજીતભાઈ કહેશે એટલું જ. બાકી બીજાને તો રણછોડ, નાથો, જીવો એ જ રહેશે !'

હું: 'એ મને ન ગમે. બીજા બધા ગમે તેમ બોલે, પણ આપણે અહીં બેઠા છીએ તેટલા નક્કી કરો કે કોઈને ટૂંકારો કરી ન બોલાવવો, પછી ભલે સામો આપણને ટૂંકારો કરે.'

હસી પડતાં કાભાઈએ કહ્યું: 'એમ બોલાવતાં જ શરમ આવે. રોજ હું જીવો કહેતો હોઉં અને આજે એને જીવાભાઈ કહેતાં જીભ કેમ ઉપડે ?'

હું 'ના કેમ ઉપડે ? તમે અહીં આવ્યા તે પહેલાં, આજે પરેડમાં જેવા પગ ઉપડે છે તેવા ઉપડતા હતા ? ટ્રેઈનિંગ લીધી એટલે પગ તાલમાં પડે છે તો અઘોળની જીભને ઉપડતાં શું થાય છે ?'

જીવાભાઈ કહે: 'તમે તો ભાઈસા'બ વકીલ જેવા છો. એવું બોલો છો કે સામા જવાબ ના અપાય.'

હું: 'ખોટું હોય તો કહો. આપણે અહીં ટ્રેઈનિંગ લેવા આવ્યા છીએ તે કંઈ નરી પરેડની નહિ, પણ સારા પોલીસ થઈ લોકોની સેવા શી રીતે કરીએ તે માટે. આજે લોકો પોલીસને હલકા માને છે તેનું કારણ આપણામાં રીતભાત નથી તેથી બાકી લોકોનું આપણે કામ કરીએ એટલે મીઠા મધ જેવા લાગવા જોઈએ.'

કાભાઈએ પોતાની ખાનદાની બતાવતાં કહ્યું: 'રણજીતભાઈ! પૂછો નાથાને, જો મેં એને ના કહ્યું હોય કે રૂપિયા માની જા, સાહેબને ફરિયાદ નહિ કરું. પણ એણે ન માન્યું એટલે મારે સુબેદારને કહેવું પડ્યું.'

મેં કહ્યું: 'તમારી એ વાત મને ઘણી ગમી. પણ બીજી ન ગમી.'

કાભાઈએ ઉત્સુકતાથી પણ ઊંચા જીવે પૂછ્યું: 'કયી વાત ?'

હું: 'મને રણુજીતભાઇ કહો અને નાથાભાઈને નાથો કહો તે. જો બીજાને ટૂંકારીને બોલાવવું હોય, અને એ કુટેવ ન સુધારવી હોય તો મને પણ રણજીત કહો.'

કાભાઈ દાંત તળે જીભ આવી જતાં સીસકારો બોલાવે તેમ બોલ્યો: 'ભાઈસા'બ! તમને એવું બોલાવાતુ હશે!'

હું : 'તો બીજાને પણ એવી રીતે બોલાવતાં દાંત તળે જીભ આવી જવી જોઇએ. જો આપણે જ અંદરોઅંદર માનથી એકબીજાને ન બોલાવીએ તો બીજા આપણને શી રીતે બોલાવે? ખરી રીતે બીજાનું આપ્યું માન કોઈને મળતું નથી. માણસ પોતે માનને લાયક બને એટલે બીજા આપોઆપ માન આપે છે. યુરોપ-અમેરિકામાં પોલીસ થતા કોઇને શરમ આવતી નથી, અને અહીં તો મારા જેવો પોલીસ થાય તો બીજાને તો શું પણ તમને પણ નવાઈ લાગે છે. એનું કારણ પોલીસની કિંમત નથી, એટલે ભણેલાગણેલા અને સારા ગણાતા ઘરનો કોઇ પોલીસ થતો નથી. પણ એ જૂનો જમાનો હવે ગયો. આપણે હવે સ્વતંત્ર થયા છીએ એટલે આપણે પોલીસોએ પણ સ્વતંત્ર માણસની જેમ ગૌરવથી જીવતાં અને વર્તતાં શીખવું જોઈએ.'

કોઈ કંઈ ન બોલ્યું.

મેં કહ્યું: 'હું તમને કોઈને ફરજ નથી પાડતો. પણ હું કાલે આવ્યો ત્યારથી મને જે વાત ઘણી ખૂંચી છે તે તમને કહી. તમે મારી પાસે મઝાની વાતો સાંભળવા આવ્યા છો તે હું સમજું છું. રણછોડભાઈએ હાજરી વખતે મને કહ્યું હતું કે આજે અમારે તમારી પાસેથી '૪૨ ની ચળવળની વાતો સાંભળવી છે એટલે તમે બધા એવી રસિક વાતો સાંભળવા આવ્યા હો ત્યારે હું બોધ આપવા બેસું તે તમને ન ગમે એ હું સમજું છું.'

કાભાઈ: 'એવું કશું નથી. તમે અમારી ભૂલો બતાવો એમાં ઊલટું અમને શીખવાનું મળે છે.'

હું: 'એ બધી ભૂલો નથી. આપણને જેવી ટેવ તેમ વર્તીએ છીએ. આ બધી ટેવો નાનપણથી પડે છે એટલે એને માટે મોટી જવાબદારી ટેવ પાડનારની છે. કોઈને લીધે આપણને ખરાબ ટેવ પડી હોય પણ આપણે સમજીએ એટલે તે સુધારવી જોઈએ તો એ દોષ ટેવ પાડનાર કરતાં આપણો જ ગણાય. એટલે તમારામાં ભૂલો છે તે મારામાં નથી એમ સમજીને આ નથી કહેતો.'

રેણુકેડભાઈ. 'હું આજથી કોઈને તૂંકારીને નહિ બોલાવું'

હું: 'એવું કોઈએ અહીં જાહેર કરવાનું નથી. જેને ગમ્યું હોય, તે એ પ્રમાણે તૂંકારાથી ન બોલાવે એટલું જ.'

સોમેશ્વરઃ 'હવે '૪૨ ની લડતની વાત કહો.'

હું: 'એનો તો કહેતાં પાર આવે એવો નથી એટલે વખત નીકળશે તેમ તેમ તમને કહેતો રહીશ. પ્રથમ તમને અહીંની જ ટપાલ કેમ લૂંટેલી તે કહું.'

બધા ભડકયા હોય તેમ બોલ્યા: 'હેં! અહીંની મોટી ટપાલ લૂંટાઈ હતી તેમાં તમે હતા!'

'હું: 'એમાં ભડકો છો શું? હું તો તે વખતે વીસ વર્ષનો હતો એટલે એમાં કંઈ મોટી નવાઈ નથી. પણ મારો નાનો ભાઇ, તે વખતે સોળ વર્ષનો હતો તે પણ એમાં હતો.'

બધાંનાં મોં પહોળાં થઈ ગયાં. કોઈ કંઇ ન બોલ્યું.

મેં કહ્યું: 'અમારી જુદી જુદી ટુકડીઓ ગામડાની ટપાલ લૂંટતી હતી પરંતુ પોલીસ એને પકડી શકતી ન હતી. છતાં ઉપરથી તે વખતના ડી. એસ. પી. મિ. મરાઠેએ ડંફાસ મારી કે ગામડાની એકલ વાટમાં એકલા ટપાલીને લૂંટવો એમાં મોટી શી બહાદુરી છે? જો ભૂગર્ભ પ્રવૃત્તિવાળા બહાદુરીની ખુમારી રાખતા હોય તો અહીંની મોટી ટપાલ લૂંટે તો એમને ક્રાન્તિકારી માનું.'

'આ વાત અમારી પાસે આવી એટલે મારો ભાઈ, રોહિત સૌ પ્રથમ બોલી ઊઠયો—એ ટપાલ લૂંટી આપણે મગરૂરને બતાવી આપીએ તો જ ખરા મેં કહ્યું એમ ઉતાવળા ન થવાય. એ માટે પ્લાન તૈયાર કરવો જોઈએ પરંતુ મારી ભૂલ સુધારતા રજની કરીને એક અમારો સાથીદાર હતો તે બોલ્યો— યોજના માટે દહાડા ન બગાડાય મગરૂરને આપણે ચેતી જવાની તક આપવી ન જોઈએ. એ તો હજુ એમ માનતો હશે કે એની ડફાસ હજુ આપણે જાણતા પણ નહિ હોઈએ એને એ પણ નવાઈ પામી જાય તેમ પરમ દિવસે કે ચોથે દિવસે એ ટપાલ લૂંટાવી જોઈએ '

રોહિત બોલી ઊઠયો—બરાબર છે મેં કહ્યું—યોજના વગર? રજની કહે—કામ નક્કી થાય એટલે યોજના આપોઆપ સૂઝે ખરી રીતે આપણને યોજના સૂઝતી નથી તેનું મુખ્ય કારણ આપણું કામ નક્કી હોતું નથી. અને એ ખરું પણ પડયું એ રાત્રે અમે બધાએ યોજના ઉપર સૂતાં સૂતાં જુદો જુદો વિચાર કર્યો અને યોજના નથી એમ કહેનાર મને જ યોજના જડી ગઈ અને એમાં જે કંઈ ખામીઓ હતી તે બીજાએ સૂચના કરીને નિવારી નાખી અને ચોથે દિવસે નહિ પણ ત્રીજે જ દિવસે એ ટપાલ લૂંટાઈ!'

હું વાક્ય પૂરું કરતાં અટક્યો ત્યાં મોમેશ્વર બોલી ઊઠયો શી રીતે લૂંટી એ તો કહો'

હું બોલ્યો 'ટપાલો લૂંટવાની શરૂ થઈ એટલે સાથે પોલીસ મૂકવામાં આવી હતી અહીંની ટપાલ સાથે ભરી બંદૂકે બે પોલીસ રહેતી રાત્રે મેઈલમાં ટપાલ ઉતરતી અને ઘોડાગાડી એને પોસ્ટ ઓફીસે પહોંચતી કરવામાં આવતી એટલે એ મેઈલમાં ટપાલની સાથે રોહિતે ઉતરવું એમ નક્કી કર્યું હતું મેઈલમાંથી રાત્રે પેસેન્જરો ઉતરે છે કે નહિ તેનો ખ્યાલ રાખવાનો હતો ઉતરે છે તો કેટલા ઉતરે છે? સામનો કરે તેવી બીજી પોલીસ સાથે છે કે બે પોલીસ રોજના નિયમ પ્રમાણે છે, વગેરે માહિતી ટપાલની ઘોડાગાડી આવી

પહોચે તે પહેલાં ભેગી કરીને રોહિતે અમે દોઢ માઇલ દૂર જ્યાં ટપાલ લૂંટના છુપાયા હોઈએ ત્યાં પહોંચાડવાની હતી '

વચ્ચે ગણછોડભાઇ બોલી ઊઠ્યા 'એ શી રીતે બને? ઘોડા ગાડી કરતા દોડતો માણસ વહેલો શી રીતે આવી શકે?'

હું હસ્યો બોલ્યો 'ત્યારે યોજના કોનું નામ? સ્ટેશનની બાજુમાં ખેતરમાં રાત્રે લવણના ઝાડને થડે ટેકવીને તાળુ મારેલી સાયકલ મૂકી રાખી હતી તે સાયકલ ઉપર બેસીને ઘોડાગાડી ઉપડે તે અગાઉ પોલીસને ખબર ન પડે તે પ્રમાણે રોહિતે ઉપડવાનું હતું '

કાશાભાઈ બોલી ઊઠ્યો 'આ તો ભારે કહેવાય'

સોમેશ્વર 'આવાં સાહસ કર્યાં હોય પછી નાથાભ છનો આખ મીચકારો અને અબેસગના પગ પારખી જતા શી વાર લાગે।

જીવાભાઇ 'મારા જેવા ઓછી બુદ્ધિના બે પોલીસો ટપાલ સાથે હોય તે તમને શી રીતે પહોંચે?'

ગણછોડભાઈ 'હવે આપણે વાતો બંધ કરો અને એમને કહેવા દો'

મે આગળ શરૂ કર્યું 'રોહિત સાયકલ ઉપર આવી પહોંચ્યો સાત પેસેન્જરો મેઈલમાં ઉતર્યા હતા એટલે એ ચાલતા આવી પહોચે તે પહેલા અમારે અમારુ કામ પતાવી દેવુ જોઈએ એમ અમે વિચારી લીધું '

સોમેશ્વર 'પણ ન પતે તો?'

હું 'યોજના એટલે યોજના પતાવી દેવુ પડે અમે ઘોડાગાડીને ઊભી રાખવા સડક વચ્ચે મે દોરડા નાખી દીધાં અને ત્રાસમા ઝાડ હતાં તેણે બાંધી દીધાં ગઈ કાલે અમારામાંથી એક જણ આવીને તપાસ કરી હતી કે પોલીસો પાછળ મોઢા કરી ભરી બંદૂકે બેઠા હોય છે એટલે ગાડી આવી પહોચે તે સાથે અમારામાના બે જણે વીજળીવેગે આગળથી ગાડી ઉપર ચડી જઈ, પોલીસો હોશિયાર

થાય તે પહેલાં એમની બંદૂકો પકડી લેવી. ખૂંચવી ન લેવાય તો વાંધો નહિ, પણ ફોડવા માટે એના હાથમાં સ્વતંત્ર ન હોય એ સ્થિતિમાં મૂકાતાં પોલીસ છૂટવાનો પ્રયત્ન કરે ત્યાં બીજા બે જણે બાજુમાંથી આવી તેમના ઉપર હુમલો કરવો.'

હું અટક્યો એટલે રણછોડભાઈ બોલ્યાઃ 'પછી ?'

'પછી શું ?' મેં કહ્યું: 'અમે ધાર્યા કરતાં સહેલામાં પતી ગયું. હું અને રજની યોજના પ્રમાણે ઘોડાગાડી ઉપર આગળથી છલંગો મારી ચડી ગયા. બંદૂકો ખૂંચવી લીધી. પોલીસો આ હુમલાથી એવા ગભરાઈ ગયા કે એમણે થોડો સરખો પણ પ્રયત્ન ન કર્યો. તરત બાજુમાંથી બીજા બે જણ આવી પહોંચ્યા

'પોલીસો સામે બંદૂક તાકી અમે કહ્યુંઃ 'જો હુમલો કરવાની પેરવી કરી છે તો જાનથી જશો.

'એમણે બંનેએ કહ્યુ—તમે ટપાલ લૂંટો એમાં અમને હરકત નથી, પણ એથી અમારી નોકરી જશે. માટે અમારું ભલું તાકતા હો તો સામા લીમડાના થડ સાથે દોરડા વતી અમને બાંધી દો. એટલે અમને અમારો બચાવ કરતાં ફાવે કે અમે શું કરીએ, એ લોકોનું મોટું ટોળું હતું એટલે અમને ઝાડ સાથે બાંધી દીધા.' બધા ખડખડ હસી પડયા

'અમે તરત બંનેને દોરડા વતી બાંધી દીધા. અને નિરાંતે ટપાલ લૂંટીને પગને ઘોડાની માફક દોડાવી મૂકયા તે ૩૧ માઈલની મુસાફરી પછી રાત્રે છુપાયા. અને તેનો પત્તો ઠેઠ સુધી મિ. મરાઠેને ન મળ્યો તે ન મળ્યો !'

# [૮]

સવારની પરેડ પૂરી થઇ ત્યાં આજે અમારી ટુકડીની વર્કીંગ છે એમ ડ્રીલ ઇન્સ્પેક્ટરે જાહેર કર્યું—નંબર ૧, ૨, ૪, ૫ પાણી વર્કીંગ, નં. ૬ પંખા વર્કીંગ, નં. ૭ ઑફીસ વર્કીંગ નં. ૮ ૯ બગીચા વર્કીંગ, નં. ૧૦, ૧૧ ધોબી વર્કીંગ, નં. ૧૨, ૧૩ હોમ ઇન્સ્પેક્ટર સાહેબની વર્કીંગ, નં. ૧૪, ૧૫ ભેંસ-બકરા વર્કીંગ.

નંબર ૩ મારો હતો, મારો નંબર વર્કીંગમાં બિલકુલ આવ્યો નહિ, એટલે પતી જતા મેં સાહેબને પૂછ્યુ. 'મારો નંબર વર્કીંગમા નથી બોલાયો.'

ડ્રીલ ઇન્સ્પેક્ટરે કહ્યું 'તુમ પઢેલિખે હો ઇસ લિયે તુમને વર્કીંગમેંસે છુટ્ટી મિલ ગયી હૈ'

મને કહેવાનુ મન તો થયુ કે જો બીજાને વર્કીંગ આપતા હો તો મને પણ આપો પરંતુ આથી ઊલટ એ અવળો અર્થ કરે એમ માની હું ચૂપ રહ્યો. નં. ૫ સોમેશ્વરનો હતો એટલે એને પાણી વર્કીંગ આવી હતી. સૌથી ખરાબ પાણી વર્કીંગ હતી એટલે એ કામ ચાર જણને સોંપાતું.

લગભગ એક-દોઢ માઈલ દૂર મીઠો કૂવો હતો, ત્યાથી સાહેબના ઘરનું પાણી વર્કીંગ નીકળે તેમણે ભરી લાવવુ પડતું. વળી જો પીવા જેટલું મીઠુ પાણી ત્યાથી લાવવાનું હોય તો અર્ધું ઓછુ થાય એવુ હતું, પરંતુ કપડાં ધોવાના પાણી સિવાય બીજા બધા કામમાં મીઠું પાણી વાપરવાનો ડી. એસ પી.નાં પત્નીનો આગ્રહ હતો. ખારા પાણીથી વાસણ ઝાંખાં પડી જતાં હતાં એટલે એ સાફ કરવા માટે

મીઠું પાણી વપરાતું હતું. અને સાફ કરનાર નોકર એટલે પાણીનો નળ ખુલ્લો મુકીને જે બેદરકારીથી વોટરવર્કસવાળા લોકો પાણીનો દુરૂપયોગ કરે છે તેની હરીફાઈ અહી પણ વાસણ સાફ કરવામાં થતી નાનના કમમાં ખારુ પાણી વાપરવાથી ચામડીને ચળ આવે છે એમ માની નાવામાં પણ મીઠું પાણી વપરાતું હતું અને એથી બાથરૂમમાં બેસી નિરાંતે નાહનાર લોકોને પાણી ઢોળતી વખતે એવો ખ્યાલ પણ આવતો ન હતો કે પાણી લાવી લાવીને બીજાને ટાલ પડી જતી હતી.

તેમાંય આ પાણી લાવવામાં કોઈ કોઈ વખત માટલુ કાચુ નીકળીને બેસી જતું ત્યારે વર્કીંગવાળો મગણુની ચિઠ્ઠી આવી હોય તેમ સાગોળ નદાવાઇ જતો અને તેથી સાહેબના નોકરના કડવા બોલ સાભળવા પડતા એ નફામાં આ અનુભવે ટેવાઈ ગયેલા વર્કીંગ-વાળા બારોબાર કુંભારને ઘેર જતા અને માટલું માગતા કુંભારને પણ વારા પ્રમાણે વર્કીંગ કરવી પડતી, એટલે એ ન મનનું કાચા જેવુ જ માટલુ આપતો જેનો અંજામ બેકાક દિવસમાં એનો એ આવતો!

પંખા વર્કીંગ એટલે ઑફીસ ટાઈમમાં સાહેબ હોય તે વખતે બહાર બેઠા બેઠા મરેલા કુતરાને ભગી તાણી જતો હોય તેમ આંચકા મારી મારીને પંખો ખેચ્યા કરવો તે એકધાગ એ નિરસ કામમાં હાથ કટાળીને કે થાકીને આળસ કરી જાય અને દોરી થંભી જાય તો ઑફીસ પટ્ટાવાળો મૂજે એનો જ આ ધધો પણ નવા નવા ઉમેદવારો પાસે વેઠ કરાવવાની પડી ગયેલી ટેવને લીધે જમાદાર બની, વર્કીંગવાળાને ટોકાવતો—પંખા કર્યો બંધ રખ્ખા? મર ગયા તો નહિ?

ભદ્ર સોસાયટીમાં જેમ અંગ્રેજીમા બોલવુ એ ફેશન ગણાય છે અને તેથી બને વાત કરનાર ગુજરાતી સમજતા હોવા છતાં જરૂર ન હોવા છતાં જેમ માણસો અંગ્રેજીમાં બોલે છે, તેમ પોલીસ

ખાતામાં હિંદીમાં બોલવું એ ફેશન છે, અને એથી જ બીજા ઉપર રુઆબ પડે છે એમ માની ડેડ ડી. એસ. પી.થી માંડી એમના પટા-વાળા સુધીના બધા હિંદીમાં દીધે રાખે છે. એ બધાંને દીધે રાખ-વાનું હોય છે પોલીસ જંતુ ઉપર, જે જંતુ બહારથી સમાજને મેલેરિયાના મચ્છર જેવું ઉપદ્રાવક લાગે છે, છતાં જાતે કચડાએલું હોઈ એટલું નમાલું બની ગયું હોય છે કે પટાવાળાની ખોટી દાદાગીરીને પણ એ પડકારી શકતું નથી.

ઑફીસ વર્કીંગ એટલે જે પટાવાળો રીતસરનો કચેરીનો પગાર ખાય છે તે જમાદાર બની જાય અને ટ્રેઈનિંગ લેવા આવેલો પોલીસ કોન્સ્ટેબલ વર્કીંગના દિવસ પૂરતો પટાવાળો બની ઑફીસના હમા-લનું કામ કરે. કારકુન સાહેબોને પાણી પીવું હોય, કાગળ ચબરકી કોઈને પહોંચાડવી હોય, તે એણે કરવાનું. મૂળ પટાવાળો વળી ખુશા-મત કરવા કોઈ સાહેબને ઘેર પણ ગયો હોય.

બગીચા વર્કીંગ એટલે સાહેબના અને ઑફીસના બગીચાના છોડને પાણી પાવું, એમાં ઘાસ થયુ હોય તો નીંદી નાંખવુ જમીન કઠણ થઈ હોય તો તેને ખોદીને પોચી કરવી. ફળ હોય તો તે ઉતારીને સાહેબગણીને સુપ્રત કરવાં, સાહેબનાં બાળકો ગમતાં હોય તો એમની ખુશામત કરવી. કોઈનો ઘોડો થવો કે કોઈને ઝાડની ડાળે ઝોલાં બાંધી આપી સિનેમાના સીનની માફક ભવિષ્યમાં પ્રેમ કરવાનો પ્રસંગ આવે ત્યારે લાંબા ઝોલા ખાતાં આવડે તેવી અત્યા-રથી તાલીમ આપવી.

ધોબી વર્કીંગ એ પણ પાણી વર્કીંગ જેવું અઘરૂં કામ હતુ. કૂવેથી પાણી ખેંચી કપડાં ધોવાનાં; અને કપડાં ય રોજ રોજ ઢગલો થાય એટલે એ ધોનાર કામ પતી રહે ત્યારે થાકી જતા. વળી વર્કીંગ રોજ બદલાય એટલે ખરી કરવાનું કામ એમને આ વડેનહિ એટલે સોંપાતું નહિ બાકી એ હોય તો ધોબી વર્કીંગ એ ત્રાસ-જનક બની જાત.

હોગ ઈન્સ્પેક્ટર સાહેબની વર્કીંગ એટલે કોઈ ચોક્કસ ગામ નહિ ડી એસ. પી. સાહેબના એ સેક્રટરી ગણાય, એટલે એમના મોભાના માનમા દરરોજ બે નબર એમને ઘેર વર્કીંગ કરવા જતા. ને ગચ્યુ ખાડવાના કામથી માંડી લાકડાં ચીરવાના કામ સુધીનું જે કામ સાહેબના મહાનાણી બતાવે તે કરવાનું રહેતું

બેગ-બકરાં વર્કીંગમાં ગ્મારીનું કામ બેસ બધાયેલી ને બધાયેલી ન રહે એગને એનો પગ છૂટો કરવા ઘોડી ફેરવવાની હોય બકરો એ કામ એની મેજ કરી લેતા એટને વર્કીંગવાળાને તસ્દી લેવી પડતી નહિ પરતુ ભેસ નિરાંતે ઉભી ગ્હી નાહી લેતી, વર્કીંગવાળાને નવરાવવામા ત્રાસ દેતી નહિ, જ્યારે બકરો એ વખતે માથુ વાઝી તોફાન કરી વર્કીંગવાળાની સેવા પૂરેપૂરી લેઈ લેતો ઘરમાં ઘરક માણસ હોય અને તેને જેમ દાંત ન હોવાથી દાતણનો કૂચો કરી આપવો પડે, તેવા ઝીણા કૂચા જેવા ઘાસના કકડા કરી રાખવા પડતા એ ઘાસ મીઠુ છાંટીને રાખવામા આવતું અને જરૂર પ્રમાણે ભેસને નીરવામાં આવતું આજના વર્કીંગવાળાએ બીજા દિવસના વર્કીંગવાળા ચાર્જ સભાળે ત્યા સુધી જોઈતું ઘાસ એ રીતે કાપીને રાખી દેવુ પડતું જો આ કામ ન હોત તો સૌથી સહેલી વર્કીંગ આ થઈ જાત પરતુ વર્કીંગમાં કોઈને અન્યાય ન થઈ જાય એ કારણે આ કામ આટલુ અઘરુ બનાવ્યુ હશે એમ વર્કીંગ કરનાર કહેતા હતા લોર્ડ લીનલીથગોના વખતથી સાહેબ ગણીને પશુપાલન તરફ એટલી પ્રીતિ બધાઈ ગઈ હતી કે ભેસની વર્કીંગ બગાબર થઈ છે કે નહિ તેની એ જાતે દરરોજ ખાત્રી કરતા હતા

દરરાજની આ વર્કીંગ ઉપરાત સીઝન પ્રમાણે બીજી વર્કીંગ પણ નીકળતી કોલસા પાડવાના થાય ત્યારે સરકારી સારા બાવળ જોઈને વર્કીંગમા કપાવવામાં આવતા અને તેના કોલસા પણ જાત દેખરેખ નીચે પડાવવામાં આવતા અને તે ગૃહઉદ્યોગની વસ્તુ ભેટ

તરીકે એમના દીકરીજમાઈ શહેરમાં રહેતાં હતાં તેમને પણ વરસની ખર્ચી જેટલા પૌનીસવાનમાં ગુણો ભરીને મોકલી આપવામા આવતા. એવી જ રીતે ભેસને માટે જોઈતું ઘાસ પણ રીઝન વખતે વર્કીંગમાં કપાવીને ગૂંજે બધાવી મૂકાવવામા આવતી.

ટૂંકમા સરકારી માણસોની પ્રજાને કરવી પડતી સેવાને વેઠ તરીકે ઓળખાવવામાં આવે છે તેમ પોલીસને અમલદારની કરવી પડતી સેવાને વર્કીંગ તરીકેના રીઆ નામથી ઓળખાવવામા આવે છે

મારી વર્કીંગ ન નીકળી એટલે મને થયુ તો ખરું કે આ લોકો ગેરકાયદેસર આ વેઠ કરાવી રહ્યા છે એટલે નવા તંત્રને લીધે હવે ભડકતા હોવા જોઈએ. બાકી મારી વર્કીંગ ન કાઢવાને કારણ શું? મારી વાતો પોલીસ કેમ્પમાં ફેલાઈ ગઈ હતી એટલે હું ભણેલો-ગણેલો અને રીઆ ઘરનો માણસ છુ એટલા માટે નહિ પણ બળવાખોર પણ છુ એ ખ્યાતિને લીધે મને વર્કીંગમાથી બાતલ રાખ્યો હતો એમ સમજી જતા મને વાર ન લાગી આ વર્કીંગ જવી જોઈએ એમ લાગવા છતાં હું એને માટે અધીરો થવા માગતો ન હતો જે કરવુ તે વેરભાવે નહ પણ પ્રેમભાવે કરવુ, અને એ રીતે થાય તો જ વાતાવરણ નિર્મળ રહે. વળી હવે તો મારા પક્ષે દાદા જેવા સમર્થ પુરુષ હતા એમનામા શ્રદ્ધા મૂકી પાચ વરસ પોલીસમાં સેવા આપવા આવ્યો છુ તો જે કઈ કરવુ તે એમની સલાહ પ્રમાણે શુ કામ ન કરવુ? હવે સરકાર આપણી હતી દાદાનુ સરકારમાં પ્રતિષ્ઠાભર્યું નહિ, પણ દશરથ રાજ્યમાં વસિષ્ઠનુ જેવુ સ્થાન હતુ તેવુ પવિત્ર સ્થાન હતુ. પછી તંત્રની આવી નાની મોટી કુટેવો ટાળવી એમા શી નવાઈ હતી?

પરંતુ પાણીની વર્કીંગમાંથી સોનેશ્વર નહાવાઈ ને આવ્યો હતો. આવતા સમો એ બોલી ઊઠયો 'રણજીતભાઇ! તમે તો વર્કીંગમાંથી બચી ગયા પણ અમારો મરો છે'

મેં કહ્યુ 'શું થયુ?'

સોમેશ્વરઃ 'થાય શું ! કુંભાર વેઠ ઉતારતા હોય તેમ કાચાં માટલાં આપે છે એટલે ફાટી જાય છે.ને એનો રોષ ઉતરે છે આપણા ઉપર.'

હું: 'કોણ સાહેબનાં પત્ની બોલ્યાં હતાં ?'

સોમેશ્વરઃ 'એ બોલે તો તો સારું, પણ રસોઇયણ ઘેર કામ કરવા રહે છે તેણે મને ગમે તેમ બોલવા માંડયું.' અને એની આંખમાંથી પાણી આવી ગયું.

મેં ધીમેથી કહ્યુંઃ 'શું કહ્યું, એ તો મને કહો.'

સોમેશ્વરની પાંપણોમાં પાણીનો પડદો કરી રહેલી આંખો મારા સામે તાકી રહી. એ કંઈ ન બોલ્યો.

મેં કહ્યું: 'હું કંઇ ભગવાન છું તે કહ્યા વગર જાણી શકીશ ? વળી બીજું રૂમમાં કોઈ છે પણ નહિ'

ગ્રહેમુમીયા ત્રીજે દિવસે જ રૂમ બદલીને ભાગી છૂટયા હતા. એમને અમારો સહવાસ ગમ્યો ન હતો. પ્રથમ તો રૂમ ચોખ્ખી થઇ એ જ ફેરફાર એમને ન ગમ્યો ! પછી હું ખાદીધારી છું, કોંગ્રેસી છું, જેરનો ભાગફોડિયો છું, વગેરે વગેરે જાણતાં એને થયું કે આ માણસનો સહવાસ કરવા જેવો નથી ! એટલે એ રૂમમાં હવે અમે બંને એકલા હતા. એથી સોમેશ્વરને ઘણો આનંદ થયો હતો એ કારણે એણે એકો એક ચાર વાગે ઊઠીને ગીતાના અઢારે ય અધ્યાયનો મુખપાઠ કરી દીધો હતો.

એણે કહ્યું- પોલીસો પ્રજાનું અપમાન કરે છે એટલું જ આજ સુધી હું જાણતો હતો. એમને વળી એથી ય ખરાબ અપમાન વેઠવાં પડતાં હશે તે અહીં આવ્યા પછી ખબર પડવા માંડી.'

હું- 'એ તો માનવસ્વભાવનું વલણ જ છે. જે અપમાન વેઠતો હોય તે જ બીજાનું અપમાન કરી શકે. અપમાન જે સહી શકતો નથી તે જ બીજાને અપમાનથી થતી વેદના સમજી શકે, એટલે અપમાન

કરતાં વિચાર કરે. જે ન્યાય લેવા માટે મરી ફીટતો હોય તે જ બીજાને ન્યાય કરી શકે. અન્યાયને જે સહી લે છે તે ન્યાય આપી પણ શકતો નથી.'

સોમેશ્વરઃ 'પણ અપમાનને ય હદ તો હોય કે નહિ !'

મેં એને શાંત પાડતાં કહ્યુંઃ 'પણ થયું શું તે તો કહો.'

પેલી રબારણે કહ્યુંઃ 'માટલું તો કાંઈ કાચું હોતું નથી. પણ ઘેર માથે માટલાં લીધાં નથી હોતાં એટલે ડેકું ડગી જાય છે. એટલે આંચકા આવી આવીને માટલાં રોજ ફસકી જાય છે. બાકી લાવો કાચા માટલામાં પાણી ભરીને હું વહી આવું, ને જો તરાડ પણ પડતી હોય તો. હોડી પાણીમાં વહી જાય તેમ ચાલતાં ન આવડે અને ભારખાનાંના ડબ્બા સામસામા અથડાય તેમ ધડથી માથું ડગ્યા કરે એટલે માટલું ફાટી ન જાય તો બીજું થાય શું ?'

મેં કહ્યુંઃ 'એમાં ખોટું શું લાગવાનું ? એને કહેવું હતું ને કે અમારો તે કંઈ બૈરાનો અવતાર છે કે ઘેર પાણી ભર્યું હોય !'

સોમેશ્વરે કહ્યુંઃ 'દીકરી ગોમતીના આરામાં રહી જાત્રાળુઓના ચણામમરા ખાઈ ફાટી ગઈ હોય તેમ એ બાઈ સાહેબને ઘેર રહીને ફાટી ગઈ છે. એટલું એ બોલી ગઈ છતાં હું સાંભળી રહ્યો ત્યારે એણે ઉપરતાંને કહ્યું-એકું ના લેતાં આવડતું હોય તો ઘરની બૈરીને બોલાવો. વર્ણાંગે ય કરશે ને......અને એણે એવી નફફટ આંખ ઉલાળી કે મરદની આંખ પણ એનો વ્યંગ કરતાં શરમાય.'

હું ય તપી ગયો બોલ્યોઃ 'તો પછી જોઈ શું રહ્યા ? એને મોઢે માર્યું કાં નહિ કે તારા જેવી મારી બૈરી વહી નથી ગઈ કે સાહેબનાં દૂંડાપણું કરવા આવે.'

સોમેશ્વર નિરાશાભર્યું બોલતાંઃ 'એવી ફાટી ગયેલી બાઈ સાથે જીભાજોડી કરી કોઠી ધોઈને કાદવ કાઢવાનો કે બીજું !'

મારો ઉછળેલો મિજાજ ત્યાં સુધીમાં અધો શાન્ત થયો મે' કહ્યું' 'એ પણ તમારુ સાચું છે. એની રખારણ કોણ છે?'

'બીજી કોણ એવી હોય' પરામાં વેશ્યાનો ધંધો લેઇને બેઠી છે અને અમેસીંગ અને એ મળીને દલાલાં કરે છે તે, ધણીને ખીલેથી છૂટી ગયેલી લીલુડી.'

હું: 'એવા રતનને સાહેબે કામ કરવા રાખી છે?'

સોમેશ્વર 'એ મફત કામ કરે છે અને એમ સાહેબને ઓથે પેલો ધંધો ધમધોકાર ચલાવે છે. અને સાહેબને ઘેર હાડકું ક્યાં નમાવવાનું છે? જમાદારી કરવાની એટલે શું કામ સાહેબને ગજી ના રાખે?'

હું ઊંડા વિચારમાં પડી ગયો

પણ સોમેશ્વરને શાંત રહેતાં શી રીતે ઝંપ વળે? તે બોલ્યો 'રણજીતભાઈ! તમે તો કહો છો કે કોંગ્રેસનું આપણું રાજ્ય આવ્યું એટલે તંત્ર બરાબર ચાલવાનું, અને અહીં તો આવુ ને આવુ અંધેર ચાલે છે.'

હું 'આ અમલદારોને જૂની ટેવો પડી ગયેલી એટલે તરત શાની જાય?'

સોમેશ્વર 'પણ કોંગ્રેસ સરકારે એ ટેવો ભૂલાવવી જોઇએ ને?'

મે સોમેશ્વરનો ખભો થાબડતાં કહ્યું- 'અઠવાડિયામાં તમારામાં પણ જુસ્સો આવ્યો ખરો.'

સોમેશ્વર 'તમારી સોબત થાય પછી આવા અન્યાય સામે ય ક્રોધ ન આવે?'

હું 'આપણને અન્યાય કઠશે એટલે એ અન્યાય ગયો સમજજો. સરકાર પોતે પણ નોકરશાહીની કુટેવો કાઢવા માગે છે. પણ એને ખબર શી પડે કે તંત્રની મશીનરીમાં હજુ એ જ કાટ ચોંટેલો છે!'

સોમેશ્વર 'તમારા જેવા હવે છે એટલે એમણે લખવું જોઇએ.'

હું: એ બધુ ય થઈ રહેશે આપણે ટ્રેનિંગ છોડીને જઈશું ત્યારે એનો એકે ય દુર્ગુણ નહિ હોય તેની ખાત્રી રાખજો.'

## [ ૯ ]

સવારની પરેડ પછી અમે રૂમ ઉપર આવ્યા કે તરત નાથાભાઈ મારી પાસે આવ્યા. મને કહેઃ ' ભાઈ ! જીવાભાઈ બિસ્તરો બાંધીને ઘેર જવા તૈયાર થયો છે. રાજીનામું લખી દીધું છે. એ મંજૂર થયા વગર અત્યારે ને અત્યારે એ જવા તૈયાર થયો છે. એ ગુના બદલ જે પગલાં લેવાં હોય તે સાહેબ લો લે, જેલ જવાનું થશે તો પોતે જઈ આવશે, પણ હવે અહીં રોકાશે નહિ એમ કહે છે. '

નાથાભાઈને પૂરું બોલી દીધા પછી મે પૂછ્યુઃ ' એવુ શુ બન્યું છે ? '

નાથાભાઈઃ ' કશુ કહેતો નથી. એક જ વાત કરે છે–મને કશું પૂછશો નહિ. આમ તો એને હવે એક માસ બાકી છે પછી નોકરી ઉપર જવાનું છે. પણ શુ થયું તે આપણને શી ખબર પડે ? સવારની પરેડમાં પણ નહોતો આવ્યો. '

હું ઊભો થયો. સોમેશ્વર કહેઃ ' એને આપણી રૂમ ઉપર લાવજો '

હું : ' હુ એને અહીં ખેંચી જ લાવુ છુ. પણ તમે હવે થોડો વખત બહાર જાઓ, નહિ તો વાત કહેતાં એની જીભ નહિ ઉપડે. '

સોમેશ્વર : ' ચૂલે રસોઈ મૂકી છે તેનું શુ ? '

હું હસીને બોલ્યોઃ ' હવે ગઈ કાલથી એ દુઃખ તો તમે વિદાય કર્યું છે. પછી હું ચૂલા આગળ બેસીને વાત કરીશ જીવાભાઈ નજીક બેસશે તો વાંધો નથી ને ! '

સોમેશ્વર અત્યારથી વિદાય થતાં બોલ્યો 'લોને હું આ આલ્યો જીવાભાઈ શુ, ખ્રિસ્તી જહોન અડશે તો પણ હવે મારી રસોઈ અભડાવાની નથી તમે ન મળ્યા હોત તો એ દુઃખ ક્યાં સુધી ચાલત એ શી ખબર ?'

અમે બંને સામસામુ હસીને ચાલતા થયા મે નાથાભાઈને કહ્યું 'તમે ! હવે મારી સાથે ન આવશો હું જાણે વગર જાણ્યેકર્યે અચાનક જઈ ચડયો હોઉં તેમ મને એકલાને જવા દો.'

નાથાભાઈ પાછળ રહ્યો હું રૂમમાં પગ મુકતા પહેલાં બોલ્યો 'કાભાઈ ! મારી નોટ હવે મળશે કે ?'

કાયદાનો અમારે અભ્યાસ ચાલતો હતો તે અંગે મે એક નોટ તૈયાર કરી હતી

કાભાઈ એમાંથી ઉતારો કરી લેવા એને લેઈ ગયો હતો એટલે એમાં કઈ જૂઠું ન હતુ

એ સાથે મે રૂમમા ડોકિયુ કર્યું તો કાભાઈ જીવાભાઈને સમજાવતો એની સામે બેઠો હતો મે પૂછ્યુ 'શુ છે આ ? કેમ બિસ્તરો બાંધીને તૈયાર કર્યો છે ?'

કાભાઈ 'સારુ થયુ તમે આવ્યા તે હું તમને બોલાવવા આવવાનો વિચાર કરતો હતો જીવાભાઈ કશુ કારણ કહેતો નથી અને નોકરીએ ચડવાનો વખત આવ્યો ત્યારે રાજીનામુ આપે છે

મે બંનેની પાસે બેસતા જીવાભાઈને પૂછ્યુ 'કેમ, કઈ કારણ ?'

મહાપરાણે એણે અત્યાર સુધી જે આંસુ ખાળી રાખ્યાં હતા તે મારા એ સવાલ સમાં એના કાબૂ બહાર ગયાં. અને સ્નેહી જનના મૃત્યુ સમાચાર મળતા માણસથી જેમ પોક મૂકી જવાય તેમ એણે પોક મૂકી આજુબાજુના વિદ્યાર્થીઓ રડવાનો અવાજ આવતાં દોડી આવ્યા. હવે તો જીવાભાઈને કઈ કહેવુ હોય તોય કહેવાય તેવુ ન રહ્યુ

મેં એમને રૂમો નીકળી જાય ત્યાં સુધી રડી લેવા દીધા પછી હાથ ઝાલ્યો. કહ્યું 'ચાલો મારી રૂમે. તમારે જવું હોય તો હું નહિ રોકું, પણ થોડીવાર મારી સાથે ચાલો દિલ હળવું થાય પછી જજો.'

મારો આગ્રહ એ ન ઠેલી શક્યો મેં એનું બાવડું ઝાલી ઊભો કર્યો એટલે એ ઊભો થયો અને મારી સાથે આવવા લાગ્યો રિક્રુટોનું કુતૂહલ વધી ગયું હતું એટલે મારી રૂમમા ડોકિયું કરવા આવ્યા વગર ન રહ્યા હોત. પણ સોમેશ્વર બહાર દૂર ગ્લો રહ્યો પહેરો ભરી રહ્યો હતો એટલે દરેકને રૂમ ભણી ન જવાની હાથથી ઈશારત કરી રોકી રાખતો હતો

મેં જીવાભાઈને પ્રથમ પાણીનો પ્યાલો આપ્યો કહ્યું: 'એક વખત પાણી પીઓ પછી મને નિરાતે વાત કરો જો તમારે વાત ખાનગી રાખવી હશે તો તમે કહો તે સોગદ ખાઉં..'

વચ્ચે જીવાભાઈ બોલ્યો 'તમારે સોગદ ખાવાના હોતા હશે? તમે તો માગ ભલા માટે પૂછો, પૂછી મારુ ખરાબ દેખાતું હોય તો તમે બીજે વાત ન કરો એટલું હું કઇ ન સમજુ એવો ઓડો છુ? પણ સાચુ કહું છુ, એ કહેતાં મારી જીભ નહિ ઉપડે' અને એની આખમાથી, વરસીને રહી ગયેલી વાદળી ફરી વરસવા માંડે તેમ અસુ વરસવા માંડયા

મે એના ઉદ્વેગને હલકા પડવા દીધા પછી, ખીલે ન આવતા ઢોરને માલિક જેમ પપાળી, ખંજવાળી, પટાવીને ખીલે લાવવા પ્રયત્ન કરે તેમ મે એને બરડે હાથ મૂકી કહ્યુ: 'હુ સમજુ છુ. કોઈ એવી વાત પણ હોય છે કે બીજાને કહેતાં જીભ ન ઉપડે છતા દર્દ વખતે વૈદ્ય આગળ જાઘ ઉઘાડી કરવી પડે તેમ એવી વાત એકાદ જણને કહ્યા વગર છૂટકો નથી ન કહીએ તો દિલમાથી દર્દ ઓછુ ન થાય'

જીવાભાઈ· 'હું તમને કહીશ તોય મારુ દર્દ ઓછુ થવાનું નથી'

હું: 'એ તો આપણને આઘાત થાય ત્યારે એવું લાગે છે, સંસારના આઘાત એવા નથી કે વખત જતાં એ ઓછા ન થાય. આપણી આંખે જોઈએ છીએ, હિંદ–પાકિસ્તાનના ભાગલા પડ્યાથી લાખો માણસો ઘરબાર વગરનાં રઝળતાં થઈ ગયાં. સ્ત્રી બાળકોથી વિખૂટાં પડી ગયાં. કૈંક સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયા. એ બધું જાણતાં આપણે કમકમી જઈએ છીએ તો એ લોકોને શું થયું હશે? છતા એ લોકો સુખદુઃખે જીવે છે, અને આઘાત વેઠી રહ્યા છે.'

જીવાભાઈ આંચકા ખાતો ખાતો બોલ્યો: 'હું બારૈયાનો બચ્ચો, મારાથી કોઈ મારી બહેનદીકરી કે બૈરીની મશ્કરી કરે તો પણ ન વેઠાય. પછી કોઈ અત્યાચાર કરે તો એનું ધડથી માથું જુદું કરી નાખ્યા વગર મારા જીવને ચેન કેમ પડે!'

પછી મેં ધીમે ધીમે એની પાસેથી વાત કઢાવી. જીવાભાઈની વહુ ગઇ કાલે પાંચ વાગ્યાના સુમારે આવી હતી. પાંચ ગાઉ છેટે એનું ગામ હતું. ગાઉ ઉપર એની મામીનું ગામ હતું. મામાની છોકરીને ભાણો ધાવણો હતો એટલે પોતે ખબર જોવા જતી હતી. જીવાભાઈને ઘેર ગયાં મહિનો થયો એટલે એને થયું લાવને ધણીને પણ મળતી જાઉં. મામાને ગામ જતાં આ પરેડ ગ્રાઉન્ડ આગળ થઈને એ કેટલાય વખત ગઈ હતી અને પોલીસો પરેડ કરતા હોય તો રસ્તા ઉપર જોવા ઊભી પણ રહેતી હતી. એટલે આ સ્થળ એને અજાણ્યું ન હતું. તેમાં જીવાભાઈએ એને કહેલું પણ હતું કે એ પરેડ ગ્રાઉન્ડની ડાબી બાજુ નાની ઓરડીઓ દેખાય છે તેમાં પોતે રહે છે. એટલે ધણીને મળવા એ રસ્તે થઈને જતાં એને સ્વાભાવિક ઇચ્છા થાય એમાં નવું ન હતું.

એણે વાત નીકળેલી ત્યારે અમસ્તુ પૂછી લીધેલું કે બૈરાં માણસને ત્યાં આવવા દે છે ખરાં? જીવાભાઈએ કહેલું 'મળવા કોઈ આવે એમાં કંઈ વાંધો નથી. બજારમાં કોઈની મા, બહેન કે બૈરી આવી હોય છે ત્યારે ત્યાં મળવા આવે છે પણ ખરાં.' એટલે

અમથીએ પરેડ ગ્રાઉન્ડ ઓળંગી સામે ઓરડીઓની લાઈન જોઈ ત્યારે એને પ્રથમ વિચાર આવ્યો કે કોઈ ને પોતે શી રીતે પૂછશે ? નામ દેવાય નહિ એટલે બીજો બતાવશે પણ શી રીતે કે આ ઓરડીમાં રહે છે ? ત્યાં એને યાદ આવ્યું કે ગામનું નામ દેઈશ એટલે એ તરત ગોખા પડી જશે. કાચપરાના એ એક લા છે એટલે તરત બતાવનાર મળશે. અને એ રીતે પૂછી અમથીએ ધણીને શોધી કાઢ્યો. રિક્રુટો કોઈ લાલ લુગડું જુએ એટલે દૂર રહ્યા રહ્યા આંખમીચકારા કરે એ એમની ટેવ, અને તેમાં અમથી દેખાવડી એટલે એ આંખોને પૂછવું જ શું ? રૂમમાંથી બહાર નીકળી જીવાભાઇ અને અમથી પરેડ ગ્રાઉન્ડ ભણી જતાં હતાં ત્યાં અભેસંગની નજર ગઈ.

એણે ધીમે ધીમે પાછળ જઈ, બને થોડાં દૂર રહ્યાં એટલે જીવાભાઈ ને બૂમ પાડી બોલાવ્યો. જીવાભાઈ ને અને એને દોસ્તી પણ હતી. એ દોસ્તી કરવા પાછળ જીવાભાઈ ને સ્વાર્થ હતો. એ રિક્રુટ તરીકે આવ્યો એવામાં એનાથી પરેડનો ધક્કો વેઠાતો ન હતો. એ થાકી ગયો હોય છતાં પરાણે પરેડમાં ખેંચાયા કરે એટલે ભૂખ્યો થાય, એને તેથી ડ્રીલ ઇન્સ્ટ્રક્ટર ગાળો દે, વધારાની શિક્ષા કરે. થાકીને એ તે વખતે જ રાજીનામું આપીને જતો રહેતો હતો ત્યાં અભેસંગ મદદે આવી પહોંચ્યો. ડ્રીલ ઇન્સ્ટ્રક્ટરને લાંચ આપવાની ગોઠવણ એણે કરી દીધી અને પછી જીવાભાઇને થાક લાગે ત્યારે રજા મળવા લાગી. વર્કીંગ નીકળે તેમાં પણ હલકું કામ મળે. એ રાહતના બદલામાં અભેસંગ દર મહિને કંઈ ને કંઈ રકમ પડાવતો અને ડ્રીલ ઇન્સ્ટ્રક્ટરને કેટલી આપતો એ પ્રભુ જાણે, પણ જીવાભાઈ જેવા દસ માણસો પાસેથી એ પૈસા ઉઘરાવતો હતો. એ કૂકડા ખરીદતો, સારી મચ્છી ખરીદતો, એ તો જાણે ઘણાંએ નજરે જોયેલી વાત હતી એટલે એ બધું લાંચરુશ્વત પહોંચતું એ ખરું.

એટલે અભેસંગે જીવાભાઈને નજીક બોલાવીને કહ્યું કે, તમારે

જો આજની રાત એમાં રહેવું હોય તો ગૂંચાતો ના, હું ઠેકાણું કરી આપીશ.

એ સવાલ સાથે જીવાભાઈમાં પણ સાથે રહેવાની વૃત્તિ જાગી આવી. પૂછ્યું: 'ક્યાં ?' અભેસંગે કહ્યું: 'એની તારે શી પંચાત ? કાળા ચોરને ત્યાં હશે તો પણ હું ગોઠવી આપું પછી તારે એનો શો વાંધો છે ?'

અને એ રાત અમથીને લીલુડીને ત્યાં રાખવાની અભેસંગની દરખાસ્ત જીવાભાઈએ સ્વીકારી. લીલુડી અને અભેસંગનાં કરતૂકથી એ કાંઈ અજાણ્યો ન હતો. પણ એનામાં જાતિવૃત્તિ જોરમાં આવી હતી એટલે એ લોકો ગમે તેવાં હશે પણ રાતવાસો ત્યાં રહેવામાં આપણું શું બગડી જવાનું છે, એમ માની એણે હા પાડી, અને બંને જણ સાથે જઈને તે ઘડીએ અમથીને લીલુડીને ત્યાં મૂકી આવ્યા,

બંને પાછા આવતા હતા ત્યાં અભેસંગે કહ્યું: 'ઓરડીએ જઈને કોઈને વાત ન કરતો. તારી મશ્કરી કરશે. અને લીલુડીને ત્યાં રાખી છે એમ જાણશે તો દોઢડાંપણ કરશે. બધા લીલુડીને ગમે તેમ માનતા હોય પણ એ બાઈ કોઈની ઇચ્છા ના હોય તેને પરાણે ફસાવતી નથી એ મારો જાતઅનુભવ છે. અને ફસાવે છે તેને ય ફોલી ખાતી નથી તમે જે આપો તે લઈ મૂઠી વાળી દેવાની !'

જીવાભાઈને એ વાત છુપાવવાનું મન એથી થયું કે સાથીદારો જાણે તો પોતે કેવો હલકો દેખાય ? કહે કે—'બૈરીનું મોં જોઈને તું મન ન મારી શકયો તો પછી કાલ લીલુડીથી નહિ લોભાય તેની શી ખાત્રી ? અને લીલુડીએ તારી આ નબળાઈ જોઈ એટલે એ તને ફસાવ્યા વગર શાની મૂકે ?'

આ કારણે એણે નાથાભાઈને કે કાસાઈને વાત ન કરી અને છુપાવ્યું કે પોતે એને દૂર સુધી મૂકવા ગયો હતો એટલે થોડું મોડું

થયું. આઠની હાજરી પછી એણે બહાનું કાઢ્યું કે ટ્રીસ ઇન્સ્ટ્રક્ટરને કશું કામ છે એટલે મને જતી વખતે ઘેર આવી જવા કહ્યું છે એટલે હું ત્યાં જાઉં છું ઇન્સ્ટ્રક્ટર સાથેનો એનો સંબંધ બંને સાથીદારો જાણતા હતા. એ એમનું કંઈ કામકાજ પણ કરતો હતો એટલે માન્યું કે સાચું હશે.

આમ આઠ વાગે નીકળી અમથી સાથે કલાક સવાકલાક ગાળી જીવાભાઈ પાછો દસ વાગતાં તો રૂમે પાછો આવી ગયો હતો. વેઠ વગર બીજાં કામો રિક્રૂટોને સાહેબોનાં કરવાનાં હોતાં નથી એટલે કોઈએ એને પૂછ્યું પણ નહિ કે શું કામ હતું. એણે કંઇ કહ્યું પણ નહિ. રાત્રે અમથીએ કહ્યું ન હોત કે તમારી પાસે બેએક રૂપિયા વધારે હોય તો મને આપી જજો તો સવારમાં એ લીલુડીને ઘેર ગયો ન હોત. એ તો એમ જ જાણત કે અમથી સુખરૂપ મામીને ઘેર પહોંચી ગઇ હશે.

પરંતુ સવારમાં એ ત્યાં ગયો ત્યારે અમથીની આંખમાં એણે લોહીની ટશેરો જોઇ. એના મોં ઉપર અષાડની વાદળી જેવી કાળાશ છવાઇ ગઇ હતી. લીલુડી દૂધ વેચવા નીકળી ગઇ હતી. એનો ધણી ગાયોના વાડામાં હતો. એનાં બે છોકરાં ઊંઘતાં હતાં, અમથી કોઇ મરી ગયું હોય અને છેડો વાળીને બેસે તેમ બેઠી હતી. જીવાભાઈએ કંઈ જાણ્યા કર્યા વગર કહ્યું: 'કોની લાજ કાઢીને બેઠી છે ? અહીં તો કોઈ નથી.'

અમથીએ કહ્યું: 'તમારી લાજ કાઢી છે, મારું મોઢું હવે તમારે જોવા જેવું નથી રહ્યું.'

જીવાભાઈ ને ધ્રાસકો પડ્યો. એણે પૂછ્યું: 'શું થયું ?'

અમથી: 'તમે બીજી પરણી લેજો. મારો દેહ આ રાંડે અને પેલો તમારી સાથે આવ્યો હતો તે ચંડાળે બેઉં મળીને અભડાવ્યો છે.'

જીવાભાઈના મોતીયા મરી ગયા. કહ્યું: 'ચાલ છોડ. એ વાત હવે અહીં જ દાબી દે.'

પણ અમથી ઊભી ન થઇ. બોલીઃ 'મોં સીત્રી' લેવાય, કંઈ રૂદિયું ઓછું સીવી લેવાય છે? મારો દેહ અભડાયો તે ના અભડાયો ઓછો થવાનો છે?'

જીવાભાઇએ એનું બાવડું ઝાલી ઊભી કરી દીધી. મડદું કબર-માંથી બેઠું થઇને ચાલવા માંડે તેમ અમથી ચાલવા માંડી પણ એ એક જ વાકય રટતી હતી કે, 'હું હવે તમારા કામની નથી રહી!'

જીવાભાઇનું વેર બોલી ઊઠયું: 'તું અભડાઇ છે તો હું તને છાંટા નાખી પવિતર કરીશ.'

અમથીઃ 'પાણીના છાંટા નાખ્યે તો ઢેડ-ભંગી' વરણને અડી પડાયું હોય તો પવિતર થવાય. કંઈ પારકા આદમીથી દેહ અભડાયો હોય તો પાણીના છાંટા નાખ્યે પવિતર થયો સાંભળ્યો છે?,

જીવાભાઇ' 'પાણીના છાંટા નહિ, દેહ અભડાવનારના લોહીના છાંટા નાખીશ.'

અમથીને પોતાનું શરીર અભડાવનારનું લોહી છંટાય તેથી ઉદ્વેગ ઓછો તો થયો પણ પોતાનું અભડાયેલું શરીર પવિતર થાય એ ગળે ઉતર્યું ન હતું. પરંતુ એ બધું પછી જોયું જશે તું અત્યારે જ્યાં જવા નીકળી છે ત્યાં ચૂપચાપ જા. હું એ વેર ન લઉં ત્યાં સુધી તારી જેમ અભડાયેલો છું. એ રીતે અમથીને સમજાવીને જીવાભાઇ આવ્યો તો ખરો પણ એના પગ પરેડ કરવા શી રીતે મિલાવે? એ પરેડમાં ગયો નહિ એટલું જ નહિ. પણ આ જગાએ હવે તેને રાજીનામું મંજૂર થાય ત્યાં સુધી પણ ઊભું રહેવુ ન હતું. વેરતૃપ્તિ કરવા એણે નિર્ણય કર્યો હતો એટલે મહિના પછી નોકરીની વાત એને હવે કયાં હતી?

મારે એને શું સમજાવવો? શું કહેવું? ઘડીભર મને કંઈ સૂઝ ન પડી.

# [ ૧૦ ]

**અ**ને ટ્રેઇનિંગમાં આવ્યાં દોઢ મહિનો થયો હતો. રોજરોજના અનુભવો હું સરોજને લખતો હતો. પરંતુ આ પ્રસંગ લખતાં મારી આંખમાંથી પાણી આવી ગયું. સોમેશ્વરને પણ આ પ્રસંગ મેં કહ્યો ન હતો. એણે પણ કુતૂહલ દાબી રાખી આગ્રહ કર્યો ન હતો. મને એ ઓળખી ગયો હતો એટલે એને ખાત્રી હતી કે કહેવાની જરૂર હશે ત્યારે હું કહ્યા વિના નહિ રહું. સરોજને એ રીતે લખતો હતો કે એ જાણે તેમાં જીવાભાઈને વાંધો નહિ આવે. પરંતુ એ રાત્રે મારી કલમ આગળ ન ચાલી અને મેં તે દિવસ પુરતુ લખવાનુ માંડી વાળ્યું.

એ રાત્રે જીવાભાઇ ભાગી ગયો. હું પોતે પણ જાણતો હતો કે મારો રોકયો એ રોકાયો છે, પણ એની વેરની ભાવના શમી ન હતી. એ એમ ઝટ શમે એવી પણ ન હતી. છતાં મને એમ નહિ લાગેલું કે એ આમ રાતોરાત ચાલ્યો જશે.

રિક્રુટો અવારનવાર રાજીનામું આપીને કે તે પહેલાં જતા રહેવાના બનાવ બનતા હોય છે, પરંતુ આવી રીતે રાતોરાત નાસી ગયાનો દાખલો બન્યો હોય તેવી કોઈ વાત કરતું ન હતું. એ કેમ ગયો એ કોઈ જાણતું ન હતું એટલે બધાને વહેમ રહ્યાં કરતો હતો કે એનું કારણ શું ? કોઈ ગુનો એણે કર્યો ન હતો એટલે એનું ભાગી જવું એ પોલીસકેમ્પને હલાવી નાખે તેવો બનાવ પણ ન હતો. છતાં એ રાતોરાત ભાગ્યો એટલે જરૂર એણે કંઇક મોટો ગુનો

કયો હશે એમ દિલચાલ થઈ. અને એવો તે ગો ગુનો હશે એ એક જ વિચારે ખૂનના ગુના કરતાં વધુ દિલચાલ વધી પડી

હુ વિચારમાં પડયો મારે શુ કરવુ ? હું જાણતો હતો મારે તે કહેવુ કે નહિ ? કહુ છુ તો જીવાભાઈના વેર લેવાના ટકા ઘટી જઈ એનું કામ મુશ્કેલ બને છે નથી કહેતો તો ગુનો બનનાર છે તે ન અટકાવવાનો ગુનો થાય છે જીવાભાઈ વેર ન લે એમ હું ઈચ્છતો હોઉં છતા એણે મને વિશ્વાસ મૂકી વાત કહી તે જાહેર કેમ કરાય ? અર્જુનને જેમ કૃષ્ણે એનો ક્ષત્રિય ધર્મ સમજી યુદ્ધ કરવાને જે બોધ આપ્યો હતો, અને એ જ એનો ધર્મ છે એમ કહ્યું હતુ તો જીવાભાઈનો પણ એવા વેર લેવાનો ધર્મ હોય, અને એની પ્રકૃતિ એ તરફ જ પ્રેરની હોય તો એ રોકયો શી રીતે રોકાય ? તો આ હકીકત જાહેર કરવાથી એના ધર્મની આડે આવવાનુ કે બીજુ ? વળી અજમલ જેવા આતતાયીઓનો નાશ કરવાનો ગીતાએ પણ ધર્મ કહ્યો છે અહિંસાનો માર્ગ હિંસાથી બને ઊચો હોય. પરંતુ એ માર્ગે સૌ જઈ શકે તેમ ન હોય ત્યારે જીવાભાઈ જેવા હિંસાને માર્ગે જઈ એવા આતતાયીઓનો નાશ કરે એમા ખોટુ શુ ?

મને કઈ સમજ પડતી ન હતી મને થયુ કે આમા દાદાની સલાહ લેવી અને એ કહે તે રસ્તો સ્વીકારવો પણ એ સલાહ લેવાનો વખત ન રહ્યો અને મારા ઉપર સંકટ આવી પહોચ્યુ

સવા ની પરેડ વખતે ડી એસ પી સાહેબ અઠવાડિયામાં એકાદ વખત વિઝીટ કરવા આવતા, પરંતુ આજે એ દિવસ ઉપર વિઝીટ થઈ હતી છતા ફરી આવ્યા એટલે મને થયુ આ મુદ્દો આજનો વહેલો સાહેબ પાસે પહોચી ગયો કે શુ ?

હેડ ઈન્સ્ટ્રક્ટરે સાહેબને સલામી આપવા જોરથી ઓર્ડર કર્યો ‘પ્રેઝન્ટ આર્મ્સ !’ પરેડ વખતે આમે ય પોલીસો વ્યવસ્થિત હોય છે, પરંતુ સાહેબ આવે ત્યારે તો સ્ફૂર્તિનો પારો છેલ્લી ડિગ્રીએ પહોચી જતો

હોમ ઇન્સ્પેક્ટરની સુચના પ્રમાણે હેડ ઇન્સ્ટ્રક્ટરે હુકમ કર્યો એટલે જીવાભાઈની રૂમના સાથીદારો નાથાભાઈ, કાભાઈ અને ત્રીજો હું લાઈનમાંથી બહાર આવી સાહેબની સન્મુખ સલામ કરીને ખડકની જેમ ઊભા થઈ ગયા.

ડી. એસ. પી.એ નાથાભાઈને પૂછ્યું: 'તુમ્હારા સાથી કિસ લિયે રાતકો ભાગા ?'

નાથાભાઈ: 'મૈં કુછ નહિ જાનતા.'

ડી. એસ. પી.એ કાભાઈને પૂછ્યું: 'તુમ ક્યા જાનતે હો ?'

મને થયું એ પછી મને પૂછશે તો શું કહીશ ? હું તો જાણું છું. પણ મારાથી જૂઠું શી રીતે બોલાશે ?

ત્યાં કાભાઈએ પણ, 'મૈંભી કુછ નહિ જાનતા.' જવાબ દીધો એટલે કંઈ ક્રોસ કર્યા વગર સીધો મને સવાલ કર્યો: 'મૈંને સુના હૈ, તુમ્હારે સાથ ઉસને ખાનગી બાત કિયા હૈ.'

મારાથી બોલી જવાયું: 'કિયા તો હૈ સાબ .. .'

હું આગળ અટકી ગયો.

સાહેબે: 'આંખો એ ચી કહ્યું ફિર રુક કયોં ગયે?'

હું: 'મૈં ઐસી બાત નહીં કર શકતા.'

હોમ ઇન્સ્પેક્ટરની અને હેડ ઇન્સ્ટ્રક્ટરની પગની એડીએ મારા આ જવાબ સામે અર્ધી ઊંચી થઇ ગઈ. પાછળ ઊભેલા રિક્રુટોના જીવ પણ ઊંચે ચડી ગયા હતા એ વાત મને પછી સોમેશ્વરે કહી. સાહેબને જવાબ ન આપવો, એ આ દુનિયામાં નવો બનાવ હતો. એ શિસ્ત વિરુદ્ધ હતું. અને સાહેબના હુકમનો ભંગ એટલે ખલાસ!

અને વાત પણ સાચી હતી. તરત સાહેબે હુકમ કર્યો: 'અચ્છા! સબકો ઓફિસમાં લે ચલો.'

વિદાય થતી વખતે અપાતી સલામી પરેડ ગ્રાઉન્ડ ઉપરથી

રિકૃટોએ આપી અને ફરી લેફ્ટ રાઇટની પરેડ શરૂ થઈ ગઇ સાહેબની પાછળ અમે ત્રણે ગુનેગારો તરીકે પકડાયા હોઇએ તેમ લેઇ જવામાં આવતા હતા

સાહેબે પ્રથમ કાભાઈ અને નાથાભાઈ ને ઓફિસમાં બોલાવ્યા મને બહાર રાખ્યો હતો મને થયુ કે મારે લીધે એ બને જણને હેરાન થવુ પડશે કારણ કે અમે ત્રણે વાત જાણીએ છીએ પરંતુ પેલા બે જણ જૂઠુ બોલીને છુપાવે છે એમ સાહેબે જાની લીધુ હશે.

દિવસે એ બિસ્તરો બાંધી જવા તૈયાર થયો હતો ત્યારે શુ બન્યુ તે હકીકત મળી હતી. એટલે એ આધારે એ બંનેને સવાલ પૂછી રહ્યા હતા અને એના ભાંગ્યા-તૂટયા શબ્દો હુ બહાર સાભળતો હતો

બનેની તપાસ પૂરી થઈ એટલે એમને બહાર કાઢવામાં આવ્યા અને મને દાખલ કરવામાં આવ્યો પોલીસની શિસ્ત મુજબ હુ સલામી કરી એટેન્શનની સ્થિતિમા ખડો થઈ ગયો.

ડી એસ પી ' તુમ સમજતા હો, હમારા હુકમકા અનાદર કરકે તુમને પુલિસ શિસ્ત કા ભગ કિયા હૈ ?'

હુ મૈ પોલીસ શિસ્તકા ભગ કરનેકા નહી ચાહતા જો મેરા જવાબસે શિસ્તભગ હુવા હૈ તો મૈ ઇસ લિયે માફી ચાહતા હૂ મગર કિસીકી છૂપી બાત મે નહી કહી સકતા. મેં કિસીકા કહેનેવાલા નહી હૂ ઐસા સમજ કર ઉસને મૈને કહા થા.'

ડી એસ પી 'તુમ ઇસિ જવાબસે શિસ્તભગ કે સાથે ગુન્હાકો છિપાના ઔર ગુન્હા ભી કર રહા હો.'

હુઃ મૈ ઇસ બાત કો યકીન દેતા હુ કે ઉસને કિસી ગુન્હા કિયા નહી હૈ '

ડી એસ પી 'તો વો છૂપી તરહસે ભાગા કયોં ?'

હુ ' મૈ ઉસકો નહી જાને દૂ એસા ડરસે'

ડી એસ. પી ' તુમમે વો ઇતના ગભરાયા કયો ?'

હુ: 'ઉસકો મેરે સાથ ઇતની મહોબ્બતથી કે વો મેરા સબ્દ કો ઇન્કાર નહી કર શકતા, ઇસ લિયે '

ડી એસ પી ' તુમ ઇધર મહોબ્બત કરને આયા હો યા ટ્રેઇનિંગ લેને કો ?

હુ 'ટ્રેઇનિંગકી મશીનમે મહોબ્બત કા તૈલ ડાલના જરૂરી હૈ'

ડી એસ પી ' મહોબ્બત કરકે તુમ રિક્રુટોમા તેન નહિ ડાલ રહે મગર ફિતુર જગાનેકા કોશિષ કર રહે હો '

હુ 'ફિતુર જગાનેકા મેરા આશય ભી નહિ હૈ'

ડી એસ પી 'તો તુમ રિક્રુટમે કયો આયે હો ? તુમ પઢેલિખ્ખે જવાન હો ખાનદાન કુટુમ્બવાલે હો દૂસરે ધંધેમે કમા સકતે હો પુલિસમે આનેકા તુમ્હારા દૂસરા મતલબ મે નહી સમજ શકતા '

હુ મૈ એસી સમજકે સાથ આયા હુ કે દેશમે સ્વરાજ્ય આને કે બાદ સ્વતંત્ર હોના જરૂરી હૈ ઇસ લિયે પઢેલિખે જવાનો પુલિસતંત્રમે સામેલ હોવે તો દેશમે શાન્તિ કાયમ હો જાય ઔર સ્વરાજ્યમેમે સુરાજ્ય બન જાય

ડી એસ પી 'ડેઢ માસમે મૈ તુમ્હારી હિલચાલકો સમજ ગયા હુ તુમ કમ્યુનિસ્ટ પાર્ટી કા જવાન હો તુમેરી પાર્ટી કોંગ્રેસ સરકાર કો ગિરા દેકર દેશમે ફિતુર જગાને કો ચાહતી હૈ

હુ મૈ કમ્યુનિસ્ટ નહિ હુ લેકિન કોંગ્રેસમેન હુ'

ડી એસ પી 'પુલિસ તંત્રમે કમ્યુનિસ્ટ ઔર કોંગ્રેસમેન કિસીકી જરૂરત નહી હૈ ઇધર સિર્ફ પુલિસ કી જરૂરત હૈ. જો શિસ્તમે સરમાગમ તંત્રકો વ્યવસ્થિત રખ્ખે ફિર વો સરમર અંગ્રે

જકી હો, કોંગ્રેસકી હો, ઔર ફિર કિસી પાર્ટીકી હો. ઇસ લિયે તુમકો શિસ્તભંગ કે લિએ ડીસચાર્જ કિયા જાતા હૈ. ઔર ભવિષ્યમેં કુછભી ગુનાહ ઇસ બારેમેં ઉપસ્થિત હોગા તો મેં આપકો ગુનેગાર સમજકર ગિરફતાર કરુંગા.'

અને એ બોલ સાથે જ કારકુને ટાઈપ કરીને મારા છૂટા થવાનો હુકમ સાહેબની સહી માટે ટેબલ ઉપર મૂકી દીધો. સાહેબે તેમાં જોવાની દરકાર પણ કર્યા વગર સહી કરી દીધી.

હું છૂટો થયો છું એ જાણતાં બધા મને વીંટળાઈ વળશે એમ મેં જે માનેલું તેને બદલે મને કોઈ મળવા પણ ન આવ્યું.'

દરેક ફફડી ગયા કે સાહેબને જો ખબર પડે કે અમુક અમુક જણા એ વિદાય થયો ત્યારે મળવા ગયા હતા તો એ શું કરે તે શું કહેવાય! ડી. એસ. પી. એટલે પોલીસનો દેવાધિદેવ. એના હુકમનો અનાદર એટલે શું, એની જ કલ્પના કોઈને આવી શકતી ન હતી. સૌની એવી ગણતરી હતી કે મને લોકઅપમાં મૂકી દીધા વગર સાહેબ નહિ રહે. પરંતુ જ્યારે જાણ્યું કે એવું કંઈ ન કરતાં ફક્ત છૂટા કરવાની હળવી શિક્ષા કરી છે ત્યારે ઘણાને એવું પણ થયેલું કે સાહેબ જરૂર રણજીતભાઈથી એટલા તો બી ગયા. બાકી એ જગાએ બીજો કોઈ હોત તો એ લોકઅપમાં મુકી દીધા વગર ન રહે.

વળી મારે તે ઘડીએ જ ક્વાર્ટર છોડવું એવો હુકમ હતો, એટલે સુબેદાર મારી સાથે આવ્યા હતા. મારી પાસે જે પોલીસ સરસામાન હતો તે મેં એમને સુપ્રત કરી દીધો એટલે તે પોલીસ કોન્સ્ટેબલે ગણી લીધો.

હું મારો બિસ્તરો બાંધતો હતો ત્યારે સોમેશ્વરની આંખમાં જળજળિયાં આવી ગયાં હતાં તે હું જોઈ શકતો હતો. મેં બિસ્તરો લપેટી લીધા પછી એને કહ્યું: 'આ તું શું કરે છે! હું અહીં શું કરવા આવ્યો હતો એ તું શું નથી જાણતો? આજની પોલીસ

દુનિયાને મિટાવી દેઈ એને સ્થાને એક નવી દુનિયા, સ્વરાજ્યને લાયક, ગૌરવભરી અને સેવાભાવી દુનિયા સર્જવાના કોડ લેઈને હું અહીં આવ્યો હતો. કંઈ ગુલામ બની રોટલાનો બટકુ ટુકડો મેળવવા નહોતો આવ્યો. પછી હું જતો હોઉં તેથી તારે હસવું જોઈએ'

સોમેશ્વર મારા સામે મૂંગુ મૂંગુ જોઈ રહ્યો.

મને થયું એને પણ મારી સાથે વાત કરતાં સુબેદારની બીક લાગે છે કે શું? પરંતુ એ મારો ભાવ તરત એ સમજી ગયો. બોલ્યોઃ 'હું નથી બોલતો એટલે રણજીતભાઈ એવો અર્થ જો જો કરતા કે બીજા રિક્રુટોની માફક હું પણ સાહેબ શિક્ષા કરશે એ બીકે ધ્રુજી ગયો છું, પણ મારી વાચા બંધ થઈ ગઈ છે. આવ્યો'તો તો ન છૂટકે પોલીસ થઈ પેટ ભરવા, પરંતુ તમારી સાથે દોઢ મહિનો રહેવાનું થતાં દિલ ભરાઈ ગયું છે. હવે પેટ નહિ ભરાય તો ય ચિંતા નથી. પછી મને કોની બીક હોય!' અને એમ કહેતાં એની આંખમાંથી આંસુ વહી ચાલ્યાં.

મારાથી એને પ્રેમથી એવી બાથ ભીડાઇ ગઇ કે એ ચૂડ કેટલીય ક્ષણ ઢીલી ન પડી.

છેવટે અમારાં શરીર એકમેકથી છૂટાં કરતાં સોમેશ્વર બોલ્યોઃ 'ભાઈ! એક વાત માનશો?'

'શી?'

'તમે જ્યાં જાઓ ત્યાં મને લેઈ જાઓ. તમે ખેડૂત બનશો તો હું તમારો હાળી બનીશ. હું બ્રાહ્મણનો છોકરો છું. મને પેટ ભરાય એટલા ધાનથી સંતોષ થશે. દિલની ભૂખ નહોતી ઉઘડી ત્યાં સુધી માનતો કે પેટની ભૂખ વસમી છે. આજે લાગે છે પેટ ભરવું એ સહેલું છે. દિલની ભૂખ ભાંગવી અઘરી છે. તમે મારી એ ભૂખ ભાગી છે પછી હું બીજે શું કામ જાઉં?'

સુબેદાર બહાર ઊભો ઊભો કોઈ નાટક ચાલતું હોય તેમ અમારું આ દૃશ્ય નીરખી રહ્યો હતો.

મે સોમેશ્વરને કહ્યુ: 'આટલી તમારી મારા ઉપર પ્રીતિ છે એ ઓછુ નથી. આપણે જુદા પડીએ છીએ પરંતુ હવે સબંધ થયો છે એટલે કોઇ કોઈ વાર મળીશુ એટલે દિલની ભૂખ તો ભાગ્યા કરશે હું હવે જાઉ. સાહેબને આપણે માટે ખોટી થવુ પડે છે '

સુમેદારે કહ્યુ' 'હ જલ્દી કરો '

સોમેશ્વર કહે 'એક છેલ્લી વિનતિ સ્વીકારશો ?'

હું' 'શી ?'

સોમેશ્વર 'મારા હાથની ઝેલી વખત રસોઈ જમીને જાઓ '

સુબેદાર 'ગદ્ધા કયા પાગલ હો ક્યા ?' સાહેબની ખફા મરજી થઇ હતી એટને સુબેદારે ક્યારે ય જોર કરીને નહોતી દીધી તેવી ગાળ તાનમાં આવી જઇને દીધી

હુ બોલ્યો 'ફરી તમારા હાથની રસોઈ જમવા આવીશ '

બાળકના જેવા નિર્દોષ ભાવે સોમેશ્વરે હરખાઈ જતાં કહ્યું· 'સાચુ કહો છો ?'

મે એના કાનમાં બે શબ્દ કહ્યા ત્યાં સુમેદાર ગાજી ઊઠયો· રૂમમે નિકલતા હો કિ મૈ ધક્કા લગાકર નિકાલુ ?'

સોમેશ્વરનું મો હસી ઊઠયુ. એના આનંદનો પાર ન રહ્યો. મને એણે દરવાજે ઉભે વિદાય આપી. 'આવજો '

મે બહાર નીકળી ઊચો હાથ કરી હસીને કહ્યુ 'જરૂર આવીશ '

મે ક્વાર્ટર્સની બીજી બારણીએ નજર કરી તો બધા રિફ્યુટ મને જતો જોવા પોતપોતાના બારણા આગળ, અર્ધા છુપાઇને તો અર્ધા ચાહીને મારા પ્રત્યેનો પ્રેમભાવ મોં ઉપર લાવીને મૂંગા મૂગા તાકી રહ્યા હતા સોમેશ્વરને વિદાય આપતા ઊચો કરેલો હાથ મે એ સૌ ભણી ફેરવી સૌની વિદાય લીધી!

કોઈ સૈનિક મોરચા ઉપર જતો હોય તેમ મેં ખભે બિસ્તરો મુકી ઝડપથી શિસ્તબદ્ધ પગલાં માંડી કમ્પાઉન્ડ ઓળગી દીધુ અને એ સાથે રિફ્યુટોની મૂગી વેદનાએ હ્રદય ભર્યું તેવો આભાસ થયો.

# [૧૧]

**આ** તો મને પાછળથી ખબર પડી કે ગિફુરો આગળ હુ જે વાતો કરતો, અને તેની જે અસર થતી એ બધી માહિતી અભેસગ સુબેદારને આપતો તેમાંથી તે હકીકત પ્રીસ ઈન્સ્પેક્ટર, હેડ ઈન્સ્પેક્ટર, સબ ઈન્સ્પેક્ટર, હોમ ઈન્સ્પેક્ટર અને ડી એસ પી સુધી પહોંચતી

ડી એસ પી એ હુ જે દિવસ દાખલ થવા આવ્યો ત્યારથી મારી ઉપર નજર રાખવા ખાનગી સૂચના પણ આપી દીધી હતી અને તેમાં હુ '૪૨નો અડર ગ્રાઉન્ડ ચળવળનો માણસ છુ એમ જાણ્યુ ત્યારથી મને ભયંકર લેખતા હતા અભેસગને મે નાથાભાઈની ચોરી વખતે ભોંઠો પાડ્યો હતો એટલે એ દિવસથી એને મારા ઉપર ઝેર હતુ નાથાભાઈ ભલો અને સીધો હતો એટલે એ મારો મિત્ર થઈ ગયો હતો, પરંતુ અભેસગને વેર વસ્યુ હતું એમની મુખ્ય ત્રણની ટોળી હતી એ, જહોન અને રહેમુમીયાં ત્રણે ય ત્રણ ધર્મના હોવા છતાં ગુંડાધર્મમાં સરખા હતા ફક્ત અભેસગના કર્મ એના આકળા સ્વભાવને લીધે ઝટ દેખાઈ આવતા ત્યારે પેલા બંનેના છૂપાં રહેતા અને જણાતા તો પણ ઉગ્ર રૂપે નહિ.

તેમાં અહીંની પોસ્ટ ઑફિસ લૂટવામાં હુ હતો એ સમાચારથી એણે તો એમ માનેલુ કે આ બાતમીથી જરૂર ડી એસ પી સાહેબ મને કમી કરશે પણ એવુ તો કંઈ ન બન્યુ પણ સુબેદાર તરફથી એને એટલી સૂચના મળી ખરી કે તારે એના ઉપર નજર

ગખી જે હોય તે સમાચાર પૂરા પાડવા અને તે પ્રમાણે એ બધી હકીકત સુબેદાર મારફત આગળ પહોચાડતો એ સમાચાર એવા પણ ન હતા કે એ મેળવવા મુશ્કેલ હોય બાગી બધી બાજી ખુલ્લી હતી અને તે પોનીસતત્રને ખૂચે એવી છે એમ પણ મે નહિ માનેલુ

પરંતુ રિપુટોએ માગી અસરને લીધે દરેકને સભ્યતાપૂર્વક બોલાવવા ચનાવવા માડયુ એ ફેરફાર પણ અમલદારોને ગમ્યો નહિ એ લોકો પોતે જો આમ સાભળવાને ટેવાઇ જાય તો પછી અમલ દારો તરફથી પણ ટૂકારો વેઠી ન શકાય એમ એમની ગણતરી હતી એના વળતા જવાબ રૂપે હાજરી પૂરની વખતે દરેકના નામ ટૂંકાન સાથે વધારે જોરથી બોલાવવા લાગ્યા હતા મને એત્રણ જણે વાત પણ કરી હતી કે હાજરીમાં નાથા ગોકળ અને રણછોડ વાલજી જેવા ટૂકા નામ લખાય છે તે બધ કરાવવા જોઈએ હુ એમને કહેતો કે તમે બધા ધીરજ રાખો એ બધુ આપોઆપ થઇ રહેશે

બીજો ફેરફાર રૂમે રૂમે જમાલભાઈના જુદા ચોકા જેવા જે ચૂના હતા તે ૭૫ ટકા બધ થતા હતા, અને એક રૂમના એક ચૂનો થયો હતો તેમાં જરા મુશ્કેલી પડી હતી પરંતુ એક મહિનાને અંતે મોટા વર્ગે એ વાત સ્વીકારી શક્યો હતો જ્ઞાતિભેદ ભૂસાયેલો ન હતો એટલે જે ઊચી કોમના હોય તે છેવટ રસોઈ કરે અને બીજા બહારનું કામ કરી તેને મદદ કરે એમ ગોઠવ્યુ હતુ મે સાથે એવી પણ વાત કરી હતી કે શાળાઓ-કૉલેજના છાત્રાલયોમા જેમ એક રસોડે બધાને જમવાનું હોય છે તેમ છેવટ આપણે કરતા શીખીએ છીએ ખર્ચનો પ્રશ્ન હશે તો આપણે એક ટંક રોટલા અને એક ટંક ખીચડી જેવુ સાદુ ભોજન રાખીશુ પણ બધાએ સાથે બેસી જમવાનું અને એક રસોડુ ચલાવવા સહિયારો વહીવટ કરતાં શીખવુ જોઈએ વારાફરતી બધા રસોડાનો વહીવટ કરે અને મહિના આખરે જે ખર્ચ આવે તે વહેંચી લેવામાં આવે

એવુ ક્યારે થશે ? એમ ઉત્સાહવાળા ભાઈઓ પૂછતા ત્યારે હું કહેતો કે પ્રથમ આપણે અમૂહમાં રહી શકીએ છીએ તેવુ એક રૂમે એક ચૂલો કરી આમિન કરો જે લાકડાં અને કરાંડા રૂમોમા પડયા રહે છે તે બહાર રાખો. એટલે રૂમ ચોખ્ખી રહે અને એમા જીવજંતુ ભરાઈ ન રહે એ અંગે વાંધો ઊઠેલો કે તો તો ગમે તે ગમે તેના લાકડાં લેઇ જાય ?

મે કહેલું / જો આપણા ઉપર આપણે જ વિશ્વાસ નહિ મૂકીએ અને લાકડાં જેવી નજીવી વસ્તુની આપણે જ ચોરી કરતા હોઈશુ તો પછી પ્રજાની ચોરી શી રીતે અટકાવી શકીશુ ? એટલે ચોરની બીક પોલીસ રાખે એ કેમ બને ' સારી વાત તો એ છે કે કોઈ ચોરી ન કરે છતા કોઈ કરે તો એને આપણે પકડી ન પાડીએ તો પછી બારે થતી ચોરીઓ શી રીતે શોધી કાઢીશુ ? ' એ રીતે બધા સમત થયા હતા કોક કોક લાકડાં ઓછા થયાની બૂમ પણ પાડી હતી છતાં એ ગાડુ સારુ ચાલતુ હતુ

બીજો પ્રોગ્રામ દર રવિવારે રૂમ સાફ કરવાનો અને કમ્પાઉન્ડ સાફ કરવાનો હતો જો આપણે અમલદારોની વર્કીંગ કરતા હોઇએ તો પછી આપણી પોતાની વર્કીંગમાં પાછા કેમ પડીએ ? એમ એ રીતે રૂમો હુ આવ્યો તે વખતે જે અવ્યવસ્થિત હતી તેમા ૫૦ ટકા જેટલો સુધારો તો થયો હતો

આ બધાની અસર રિક્રૂટો ઉપર પડી તે એ કે વર્કીંગ કરવી એ પહેલા જે ફરજ ગણાતી તેને હવે તે વેઠ માનવા લાગ્યા એટલે પહેલા કરતા એમા દિલચોરી થવા લાગી કોઈ ના નહોતુ પાડતુ, બાગમ કામ બદલ ઠપકો મળે તો તે સાંભળી પણ લેવામા આવતો છતા દરેક જગ્યાથી સરખી ફરિયાદ હતી કે વર્કીંગ બગડતી જાય છે અને એનુ મૂળ હુ છુ એમ પણ અમલદારો જાણી ગયા હતા પરંતુ વર્કીંગ કાઢી નાખવી પોસાય તેમ ન હતી, અને એ અંગે પ્રશ્ન ઊભો કરવો પણ પોસાય તેમ ન હતો એટલે એમને એમ

ચાલ્યા કરતુ હતુ તેમા વર્કીંગ નીકળે તે વખતે કોઇ કોઇ ધીમે ધીમે બબડતા પણ ખરા કે તારી કયી વેઠ આવી? એટલે પોલીસ તંત્રમાં વર્કીંગ શબ્દ હતો તે રિક્રુટોમાં વેઠ તરીકે વપરાવા લાગ્યો હતો

અમારી મંડળીમાં સૌથી વધારે ચર્ચા થઇ હતી તે ડી એસ. પીના મુખ્ય સ્થળની હદમા ડેપ્યુટી ડી એસ પી.નો મુકામ થયો અને રૂ ૩૫૦ ફોજદારે એ મુકામમાં ખર્ચ કર્યું હતું તેની સામા ન્ય રીતે આનો બધો ખર્ચ ડેપ્યુટીના મુકામમાં થતો નથી પરંતુ ફોજદાર એમ્બીશસ હતો એટલે એણે ખુશામત કરી હતી મારો વાધો એ હતો કે આવા મુખ્ય સ્થળે જો આવા ખર્ચા થતા હોય અને તેને કોઈ જોનાર ન હોય તો બીજે શુ થતું હશે? આ વાત પણ ડી એસ પી પાસે ગઈ હતી એટલે એમને લાગ્યુ હતુ કે આવા ચગ વજિયાને આ ખાતામાથી કાઢવો જોઈએ. બાકી પોલીસોમાં જે ગુલામી ઉઠાવવાની ભાવના છે તેનો નાશ થશે તો તેથી અમલ દારોની સગવડો જોખમાશે

મને મળેલી માહિતી પ્રમાણે તો સાહેબના બકરાને મે લાકડીના બે ફટકા માર્યા તે વખતે ૮ મને બોલાવવામા આવવાનો હતો અનેસગ તે વખતે જ દોડતો બંગલે સાહેબ ાં પત્નીને મ્હોં આવ્યો હતો કે બકરાને રણજીત નામના રિક્રુટે પાચ દસ લાકડીએ લગાવી દીધી છે એ પાછળ એની એ વૃત્તિ હતી કે સાહેબરાણી તરત સાહેબ પાસે એ અગે પગલાં લેવરાવશે. મારવુ કે મરાવવુ નામ દેવુ તે કેમ્પમા મોટામાં મોટા ગુનો ગણાતો એ બકરો સાહેબની દીક રીને ઘણો વહાલો હતો વાત તો એવી હતી કે સાહેબની એ એકની એક દીકરી કાયમ માંદી રહેતી હતી અને એની પાછળ દવાના પૈસાનો પાર રહ્યો ન હતો પરંતુ આ બકરાના પાળ્યા પછી એ દીકરી માંદી ન પડી હતી બકરો કંઈ બીજેથી આવ્યો ન હતો એ દીકરીને બકરીના દૂધની જરૂર છે એમ કહેવાથી સુબેદારે બકરી

રાખી હતી, અને એને ત્રણ લવારાં આવેલાં તેમાં બે બકરીઓ હતી અને આ એક બકરો હતો એટલે એનાં પગલાં શુકનવંતાં છે એમ માની બકરો કેમ્પમા સૌનો માનીતો થઈ પડયો હતો

એ બકરાને સાહેબના હાથના મેલ જેવો એક રિક્રુટ લાઠીના ફટકા લગાવી દે એ સાહેબરાણીથી કેમ વેઠાય ? અભેસંગની વાત સાંભળતાં દીકરી તરત ઓફિસમાં દોડી અને સાહેબને ફરિયાદ કરી સાહેબના ટેબલ ઉપરની ઘટડી ગણણી ઊઠી સુબેદારને બોલાવવાનો હુકમ છૂટયો અભેસગ અને સુબેદારને ઠીક મેળ હતો એટલે એ ત્યા ઊભો રહ્યો સુબેદારને બધી વાત કરી સાહેબે એ બાબતમાં તપાસ કરવાનુ કહ્યુ

સુબેદારે આવી મને પૂછેવુ મે કહ્યુ કે રૂમમાં પેસી જઈ એણે મારી રસોઈમાં મો ઘાલ્યુ એટલે રીસમા આવીને મે બે લાઠીના ફટકા લગાવી દીધા છે. એથી વિશેષ એકય ફટકો લગાવ્યો નથી અને લગાવ્યો હોય તો મને ખોટુ કહેવાનુ કારણ નથી. મારામાં એ ગુનાની શિક્ષા વેઠવાની તાકાત ન હોત તો મે બે ફટકા પણ માર્યા ન હોત'

સુબેદારે મારો એ જવાબ અક્ષરશ ત્યા પહોચાડયો હતો તેની એવી ગણતરી હતી કે બે ફટકા એ પણ ઓછો ગુનો નથી એટલે એમાં મીઠુ મરચુ ઉમેરવાની કઇ જરૂર નથી પરતુ કોણ જાણે શાથી, કદાચ મારા છેલ્લા વાકયે અસર કરી હશે તેમ મારી ગણતરી છે—મારામાં એ ગુનાની શિક્ષા વેઠવાની તાકાત ન હોત તો મે બે ફટકા પણ માર્યા ન હોત, તેની અસરથી સાહેબે મને તે વખતે માફ કર્યો ફક્ત સુબેદાર સાથે એટલું જ કહેવડાવ્યુ કે, ફરીથી આવો ગુનો કર્યો છે તો શિક્ષા થશે

તેમાં જીવાભાઈ નો પ્રસગ બન્યો ત્યારથી અભેસગ તરાપ મારવાની તક શોધતો તાકી રહ્યો હતો એ પોતે પહેલા નંબરનો

ગુનેગાર હતો, અને કદાચ જીવાભાઈને હું મારી રૂમે લેઈ ગયો છું એ હકીકત જાણતાં એનો જીવ ઊડી ગયો હતો. તે ઘડીએ એ સુબેદાર પાસે દોડી ગયો હતો. એમાં કેટલું સાચું કે જૂઠું તે કહી શકવું મુશ્કેલ છે, ને સુબેદાર ઉપર આક્ષેપ મુકવાનું કારણ પણ નથી, છતાં અભેસંગનું આટલું બધું કામ કરી દેતો તેમાં રિફ્રુટોમાં એવી પણ અફવા હતી કે લીલુડી સાથે સુબેદારને પણ સંબંધ છે. એટલે જીવાભાઈ પાસે હું કદાચ અભેસંગ વિરુદ્ધ ફરિયાદ કરાવું તો એને કંઈ નુકસાન ન થાય તે માટેનું વાતાવરણ સુબેદારે રચી દીધું હતું. પરંતુ એ ફરિયાદ કરવામાં જીવાભાઈની આબરૂ ખુલ્લી પડતી હતી, અને જે સ્ત્રી અનિચ્છાએ બળાત્કારનો ભોગ બની હતી તેના મોં ઉપર કાલિમા ચોપડાતી હતી, એટલે ફરિયાદ કરવાની વાત તો મેં પણ એને કહી ન હતી. જીવાભાઈએ પણ એ ઇચ્છા બતાવી ન હતી. એ વેર લેવા માગતો હતો કેવી રીતે તે પણ મેં એને પૂછ્યું ન હતું. એને પોતાને પણ તેનો ખ્યાલ નહોતો. એ તરત આ દુનિયામાંથી ભાગી જઈ એ ઉપર જે કરવું હોય તે કરવા ઇચ્છતો હતો

તેમાંથી એ જતો રહ્યો—રાતોરાત. કેમ એ એક હું જાણતો હતો, બીજો અભેસંગ. પણ એ તો કોઈને ખરી વાત કહે શાનો?

તેમાં સાહેબને મારો લાગ મળી ગયો. પરેડ ગ્રાઉન્ડ ઉપર સૌની સન્મુખ મેં સાહેબના હુકમનો અનાદર કર્યો એ પોલીસની શિસ્તમાં ભયંકર ગુનો મનાતો હતો. નિમિત્ત એવું હતું કે મારૂં કઈ વળે નહિ એમ પોલીસના રૂઢિ કાયદામાં હતુ. /શિસ્તની વાત આવી એટલે ગમે તે શિક્ષા કરવાની અધિકારીને છૂટ મળતી હતી/ તેમાં વળી હું હકીકત જાણવા છતાં છુપાવતો હતો એટલે ગુનાને ટેકો આપી રહ્યો હતો એમ મારા ઉપર ગુનો હતો. એટલે એમણે મને નિમિત્ત મળતાં તરત છૂટા કરવાની તક ઝડપી લીધી.

હું વિદાય થયો તે વખતે મને જે દુઃખ થયું તે એ જ કે પોલીસની જે ટ્રેઈનિંગ અપાતી હતી તે સાચે જ પોલીસમાં પ્રાણ

રેડે તેવી હતી. એક વખત સાવ મડદા જેવા માણસ હોય તે પણ જો આ ટ્રેઈનિંગ લે તો મર્દ બની જાય એમાં શક ન હતો છતા ટ્રેઈનિંગના આ દૂધપાન સાથે શિસ્તને નામે ગુલામીનુ ધીમું ઝેર જે અપાતું હતું, વેઠ કરાવી જે ગુલામી માનસ પહેલેથી સર્જાવાતુ હતુ, ટ્રેઈનિંગની પરેડ સિવાય બીજા જીવન તરફ જે ભયકર ઉપેક્ષા સેવાતી હતી, તેનુ પરિણામ એ આવતું હતું કે પોલીસ, બહારથી જે પ્રજાને ભયકર અને કાળા કરતૂક કરનારો પણ લાગે છે તે અમલદારો આગળ એક ક્ષુદ્ર જતુ બની જતો અને તેનો અનુભવ હુ વિદાય થયો ત્યારે મે પ્રત્યક્ષ અનુભવ્યો. એક પણ માણસ, એમના અંતરમાં ઇચ્છા હોવા છતા મને મળવા આવી શક્યો નહિ ખીલે બાંધ્યુ ઢોર વાચા નથી હોતી તો છેવટ બરાડીને પણ પોતાનો ભાવ વ્યક્ત કરી શકે જ્યારે આ રિક્રૂટો એ ઢોરની જેમ હાથ ઊંચો નીચો કરીને પણ પોતાનો ભાવ વ્યક્ત કરી ન શક્યા

આવા ગુલામ માણસો પાસેથી પ્રજા રક્ષણની આશા રાખે તે શી રીતે વળે? એ બુદ્ધિપૂર્વક ગુના પકડે તેમ શી રીતે બને? બુદ્ધિનો વિકાસ નથી થયો તેવા કચડાયેલા ગરીબ માણસો રિક્રૂટીંગમા આવે છે અને આ ટ્રેઈનિંગમાં જ્યા શરીરને કસવામા આવે છે અને બુદ્ધિ કઇક હોય તો એને કચડવામાં આવે છે અને આવા સજોગોમા કોઈ લાગણી બતાવે તો તેને પણ સહી લેવામા આવતી નથી

સોમેશ્વરે મારા પ્રત્યે જે લાગણી બતાવી તે સુબેદાર તે વખતે મૂગો મૂગો જોઇ તો રહ્યો, અને છેલ્લે છેલ્લે રોફ પણ બજાવી લીધો, પરંતુ એ પ્રકરણ એટલેથી ન પત્યુ એ બધી હકીકત એણે સાહેબ આગળ સાદર કરી

સાહેબે મને પ્લેગનો ઉદર માની ડીસચાર્જના ચીપીઆ વતી પકડીને બહાર ફેંકી દીધો એટલે શાતિ અનુભવી હશે, ત્યા સુબેદાર જઈને ખબર આપ્યા કે એની સાથે રહેતા બીજા નિરુપદ્રવી ઉદરને

પણ પ્લેગ લાગુ પડયો છે. સાહેબે માન્યું કે જો આ બીજા ઉંદર પણ પકડીને બહાર ફેંકી દેવામાં નહિ આવે તો જોતજોતામ આખા કેમ્પમાં પ્લેગ ફાટી નીકળશે. એટલે પૂરતો વિચાર કરી સાહેબે સોમેશ્વરને સાંજનો ઑફીસમાં બોલાવ્યો ને પૂછ્યું: 'વો કમ્યુ નિસ્ટને તેરા કાનમેં ક્યા ઝેર ડાલા હૈ?'

સોમેશ્વર: 'કૂછ નહિ'

ડી. એસ. પી.: 'ઝૂઠ બોલતા હૈ? સુબેદારને હમકો કહા હૈ કિ વે પ્લેગકે ચૂહેને તુમકો વિદ્રોહકી બખ્ત કુછ કહા હૈ.'

સોમેશ્વર: 'વો તો હમારી દોનોંકી ગુપ્ત બાત થી.'

દાંત પીસીને ડી. એસ. પી એ કહ્યું: 'ગુપ્ત બાત? તુંભી પ્લેગકે ઉંદર હૈ. તુમકોભી નિકાલના ચાહીએ.' અને કારકુનને ઉદ્દેશીને કહ્યું: 'ડીસચાર્જકા હુકમ ટાઈપ કર દો.'

અને આમ એક દિવસમાં સાહેબે બે પ્લેગના ઉંદરોને પકડીને એમની દુનિયામાંથી બહાર ફેંકી દીધા અને કેમ્પમાં પ્લેગ ફાટી નીકળતો બચાવ્યો.

# [૧૨]

**ઓ**ચિંતો મને બિસ્તરા સાથે ઘેર આવેલો જોઇને બા અને સરોજ બંનેને નવાઈ લાગી. મારી અને સરોજની ચાર આંખો ભેગી થતાં એની આંખોએ હસી ઊઠીને કહ્યું: 'કંઇ પરાક્રમ કરીને આવ્યા લાગો છો ?'

બાના મોં ઉપર શંકા કુશંકાની છાયા છવાઈ ગઇ. પૂછ્યું: 'શું થયું, ભાઇ ?'

મારી પાસેથી બિસ્તરો લેઇ લેવા સરોજે હાથ ઊંચા કર્યા હતા એટલે એને સેવાનો લાભ આપવા માટે મેં બિસ્તરો નીચે ન મૂકતાં એને આપતાં બાને ઉદ્દેશીને કહ્યું: 'મને કાઢી મૂકવામાં આવ્યો.'

બા વિચારમાં પડી જતાં બોલી: 'શાથી ?'

હું: 'સાહેબ કહે છે કે તમે પોલીસોને ઉશ્કેરીને બળવો કરો તેવા છો માટે અમારા ખાતામાં તમારું કામ નથી.'

બા હરખાઇ જતાં બોલી: 'ચાલ નિરાંત થઇ. ટાઢા પાણીએ ખસ ગઇ.'

સરોજે મારી પાસે પાણીનો પ્યાલો મૂક્યો. મેં જોયું તો એના મોં ઉપર બાની જેમ છુટકારાનો આનંદ ન હતો. એણે પૂછ્યું: 'એવું બનવાનું શું કારણ ?'

મેં કિરીટને અત્યાર સુધી ન જોતાં પૂછ્યું: 'કિરીટ ક્યાં ગયો છે?'

બા: 'ગઈ કાલે એના દાદા આવ્યા હતા તે તેડી ગયા છે.'

હું: 'કેમ?'

બા: 'કેમ શું? એ ના તેડી જાય? હસતા હતા કે ભાણાને મારી પાસે રાખી ઉછેરવો છે એટલે એના બાપ જેવો ન થઈ જાય.'

હું અને સરોજ હસ્યાં.

મેં કટાક્ષ કરતાં કહ્યું: 'તો સાથે એમની દીકરી ય લેઈ જવી જોઇતી હતી. એ પણ મારી સાથે રહેવાથી શા રીતે સુધરશે?'

બા: 'એમાં તો હું અને તારા સસરા બને એક છીએ.'

મેં પૂછ્યું: 'સરોજ મારી પાસે રહેવાથી બગડી ગઇ એમ?'

'ના' બાએ કહ્યું: 'તને બગાડ્યો હોય તો સરોજે.' અને એના ભણી જોઇ બાએ હસીને કહ્યું: 'એનામાં બીજા ગુણ છે એટલે વહુ તરીકે સાસરામાં એનો સમાસ થાય બાકી કોઇ પણ સાસુ એને ના સાંખે. બીજી વહુઓ ઊલટી ઘણી ધંધો ના કરતો હોય તો પરાણે ધંધો કરાવે, ત્યારે આ તને જોઇએ એવી જ મળી. તારે ધંધો કરવો નહિ, આને કરવા દેવો નહિ.'

સરોજે હસવુ ખાળતાં કહ્યું: 'તમારો દીકરો ધંધો ન કરે એમાં હું શું કરું? મારે તો એ કમાય તો ઘણું ય પહેરવું ઓઢવું હોય, પણ કમાય ત્યારે ને?'

બા: 'તારે પહેરીઓઢીને મહાલવું નથી એટલેસ્તો આ દુઃખ છે.) તારી જેમ ખાદી પહેરીને સાધુડીની માફક ખતાવ જોઈ એક પણ વહુ આપણા કુટુંબમાં ઘરેણાં-જણશો વગર ફરતી હોય તો. બીજીઓ તો દેવું કરાવીને ય પહેરે છે ત્યારે તારી જણશો પેટી એમ્યાં કરે છે.')

મોં ઢાંકવું રાખીને સરોજ બોલી: 'પણ એમા હું શું કરું? દરેક સ્ત્રી ધણીને ગમે તેવું પહેરેઓઢે છે./ તમારા દીકરાને હું સાધુડી થઈને ફરું એ ગમે છે એટલે હું સાદાઈ રાખું છું.'

બા: 'અહીં તો તું પરણીને સોળમે વરસે આવી. તે પહેલાં કંઈ રણજીતને ગમે તેવું તો નહોતી પહેરતી ને? તારા બાપે જ મને કહ્યું કે અમારાં ઘરમાં આ છોડી પહેલેથી સાદી અને એવું ધાર્યું કરે એવી હઠીલી. લગ્ન વખતે જણશે પણ તું લેવા ના પાડતી હતી, પણ બાપે કહ્યું કે મારે તો બે દીકરીઓને જેટલું આપ્યું છે એટલું તને ય આપવાનું. તારે પહેરવી હોય તો પહેરજે કે ધાલી મૂકજે, એટલે બીજો ઉપાય ન રહ્યો તેમાં જણશે ય પેટીમાં લેઈ તું સાસરે આવી છે.'

આવા મીઠા પ્રસંગો કુટુંબમાં અવારનવાર બનતા, અને બનતા ત્યારે બા પણ વડીલનો બોબો મૂકી સરખાં સ્નેહીજન બની જતાં અને ખીલતાં. તેમાં રોહિત હોય ત્યારે એ ભવિષ્યમાં હું આમ કરીશ ને તેમ કરીશ કહીને બાને વધુ ખીલવતો.

સરોજ એ વાતાવરણમાં આવી જતાં હસીને બોલી: 'સાચું બોલજો બા, હું તમારી સાધુડી જેવી વહુ થઈશ એવી તમને ખબર હોત તો તમે મારી સાથે વેવિશાળ જોડયું હોત?'

બાએ તરત કહ્યું: 'ના. મને વહુ મહાલે તે જોવાનું ગમે. દીકરો ધંધો કરી કમાય અને સુખસાહ્યબી ભોગવે તેવુ ગમે.'

સરોજ: 'તો અત્યારે તમને પસ્તાવો થાય છે?'

જાણે સરોજ શંકાશીલ બનીને પૂછતી હોય તેમ માની બા પોતાનો ભાવ વ્યક્ત કરતાં બોલ્યાં: 'તને સરોજ એવી શંકા છે કે મને પસ્તાવો થાય છે? મેં હમણાં તો કહ્યું કે તારામાં એવા ગુણ છે એટલે તો તું દીકરી જેવી બની રહી છે. પછી મને પસ્તાવો શું કામ થાય? ઊલટો તમને બધાંને જોઈને આનંદ થાય છે. ઘેર ઘેર

વહુસાસુના કકાસ છે ત્યારે આપણે ઘેર સાસુવહુ માદીકરી બની ગયાં છે.'

સરોજ: 'એ તો તમારામાં ગુણ છે એટલે.'

બા: 'મારામાં નહિ તારામાં છે, એટલે તો ઘરમાં બધાં તારી વશ થઈ ગયાં છે. ગઈ કાલે કિરીટ ગયો ત્યારે મેં તને જવાનું કેમ નહિ કહ્યું હોય, કહે જોઈએ?'

સરોજ: 'મારે જવું નહોતું.'

બા: 'સાચું પૂછો તો મારા બેય દીકરા બહાર ગયા હોય છે તે આગળથી વેઠાય છે, પણ તારા વગર મને નથી ગમતું. તું સાંભર્યા કરે છે. મારી સરોજ આમ કરતી, ને તેમ કરતી. એથી બીજાં બૈરાં મારી મશ્કરી પણ કરે છે કે એમ કરી કરીને તમે વહુ અને દીકરીને બગાડી નાખ્યાં બાકી છોકરા ઘરે વળગી જઈ કમાતા ના થયા હોત!'

મારી ધીરજનો અંત આવ્યો. બોલ્યો: 'હવે મારી વાત સાંભળવી છે કે નહિ?'

બા: 'શી?'

હું: 'મને કેમ છૂટો કર્યો તે વાત એ કિરીટની વાત નીકળતાં રહી ગઈને.'

બા આનંદમાં આવી જતાં: 'મારે એ બધું જાણીને શી જરૂર છે? જ્યાં ત્યાં સાહેબે તને કાઢી મૂક્યો એટલું જાણ્યું અને તું બિસ્તરો લઈ ઘેર આવ્યો એ જ બહુ થઈ ગયું.' અને સરોજને ઉદ્દેશીને કહ્યું: 'તારા બાપને કાગળ લખી દેજે એટલે એ જાણે એટલે એમના જીવને પણ આનંદ રહે. એવા હલકા વાતાવરણમાં તું રહે તે કંઈ સારું કહેવાતું હશે? આવી સેવા તે વળી કેવી હશે? સાહેબ ઘરનું પાણી ભરાવે તેવું કામ તે વળી બધું હશે જ શું?'

હું 'સરોજે એકેએક કાગળ વાચી સભળાવ્યો લાગે છે'

બા· 'એક વાર એ વાચી જાય તે જુદુ અને ફરી હું મારી જાતે વાચી જાઉં તે જુદુ'

હુ હસીને બોલ્યો 'તુલસીદાસના દુહા જેટલી એમાં મઝા પડતી ખરી?

બા 'મઝા શ, મારુ લોહી બળી જતું હતુ એવા હલકા વરણ ભેગુ આપણાથી શી રીતે રહેવાય? તુ જ કહે, એકે ય ધધો એમનો સારો છે ખરો? પછી એમને શી રીતે કોઈ સુધારે?

હુ 'સારી સોબત મળે એટલે બધા સુધરે છે'

બા 'જો સુધરતા હોત તો ગગાજીની સોબતથી દરિયો ન સુધરત? પણ એ તો ખારો ને ખારો રહે છે, અને ગગાજીનું પાણી પણ એની સોબતથી ખારુ થઈ જાય છે'

મે અને સરોજે દાંત કાઢવા બાનુ આ રૂપક અમે આજે પહેલવહેલુ સાભળ્યુ મે કહ્યુ 'આવો સરસ દાખલો તમને ક્યાથી જડ્યો?

બા કેમ, ખોટો છે?'

હુ 'સરસ છે માટે તો પૂછુ છુ'

બા 'કાલે જ મદિરમા મહારાજે આ દાખલો કહ્યો હતો. દુર્જન એ દરિયા જેવો છે સજ્જન એ ગગાજી જેવો છે માટે જ દુર્જનનો સગ સજ્જનને ન કરવાનું શાસ્ત્રમા કહ્યુ છે'

મને થયુ 'પોલીસખાતાના તત્ર કરતાં મદિરોનું આ તત્ર ક્યા ઓછુ ભયકર છે?' એ વિચાર આવતા મે પૂછ્યુ 'મોહન-લાલજી મહારાજ આવુ કહેતા હતા?

બા 'ના, ના, એમનામાં આટલુ ઊડુ જ્ઞાન ક્યાં છે? જ્ઞાન-ચદજી કરી એક નવા મહારાજ પદર દિવસથી કથા કરવા આવ્યા

છે. ભારે જ્ઞાની છે. સરોજને પણ હું ત્રેત્રણ દિવસ આગ્રહ કરીને ત્યાં લેઈ ગઈ હતી.'

હું: 'મહેરબાની કરી એને ના લેઇ જશો......'

'કેમ ?'

'એ આ શાસ્ત્ર સમજી જશે તો એ ગંગાજી છે એટલે મારો દરિયાનો સંગ નહિ કરે.'

બા ગંભીર થઈ બોલ્યાઃ 'રણજીત ! તને મંદિરો અને મહારાજો ના ગમતા હોય તો તારે ના જવું. પણ એમની નિંદા કરવાનું સારું નહિ એમ મેં તને કેટલી વખત કહ્યું હશે ?'

હું: 'એ જ્ઞાનચંદ્રજી મહારાજને આજ સાંભળવા જાઓ ત્યારે એટલું પૂછજો કે દુર્જન દુર્જનતા ન મૂકે એટલે સજ્જને એની સજ્જનતા મૂકી દેવી શું !'

બા: 'એ સજ્જનતા મૂકી દેવાનું ક્યારે કહે છે !'

હું: 'ત્યારે બીજું શું કહે છે ? સજ્જન દુર્જનને સુધારવા પ્રયત્ન ન કરે તો પછી એ સજ્જન શાનો ? દુર્જનથી અળગાઈ જઈને દૂર રહે તે સજ્જન કહેવાય કે સ્વાર્થી ?'

બા એ વાત ઉપર ટાપલો ઊંધો પાડતાં બોલ્યાં: 'તને બોલવામાં કોઈ નહિ પહોંચે. મારે શું, તને ફાવે તેમ કરજે ને.'

તે પછી હું અને સરોજ મળ્યાં એટલે એણે મને પૂછ્યું: 'સાહેબ આગળ તમે શિસ્તભંગ વહોરીને પણ જે પગલું ભર્યું તે વ્યાજબી કર્યું છે. જીવાભાઈએ વિશ્વાસ મૂકી તમને એની આબરૂની વાત કરી તે ઉઘાડી ન જ પડાય એ બધું હું કબૂલ રાખું છું. પણ હવે શું ?'

હું લુખ્ખા વદને બોલ્યોઃ 'હવે શું વળી ? મેં દાદાના કહેવાથી એમાં પડવાની તૈયારી બતાવી. પડયો પણ ખરો, પરંતુ એ તંત્ર

સુધરવા ન માગતું હોય અને સુધારવા જનારને સંધરવું ન હોય તો આપણે આપણે રસ્તે અને એ એને રસ્તે.'

સરોજ : 'એટલે ?'

હું : 'એટલે પહેલાં જે યોજના હતી તે પ્રમાણે ખેડૂત થવું.'

સરોજ : 'છેલ્લો પ્રસંગ જે બન્યો તે દાદાને તમે લખ્યો છે ?'

હું : 'ક્યાંથી લખું ? છૂટો થઈને તો સીધો ઘેર આવું છું. ત્યાં તો મને તરત કમ્પાઉન્ડ છોડી જવાનો માર્શલ ઓર્ડર હતો. હવે અહીંથી નિરાંતે એ બધું લખી જણાવીશ.'

સરોજ : 'શું લખશો ?'

હું : 'મેં તને જે કહ્યું તે અક્ષરશઃ'

સરોજ : 'એટલેથી તમારું કામ પૂરું થાય છે ?'

હું : 'તો શું બાકી રહે છે ?'

સરોજ : 'બધુંય.'

હું : 'બધુંય એટલે ?'

સરોજ : 'દાદાને તમે કહ્યું હોય કે પાંચ વરસ હું પોલીસ-ખાતાને આપીશ, તો તમારે એટલાં તો પૂરાં કરવાં જ જોઈએ.'

હું હસીને કટાક્ષ કરતાં બોલ્યો : 'ડી. એસ. પી.ને મારી જરૂર નથી. પછી કહે તો તારો પોલીસ થઈને રહું !'

એ કટાક્ષથી પણ ગંભીરતાનો ભંગ થવા દીધા વિના સરોજ બોલી : 'આ દલીલ તમે હૃદયપૂર્વક કરો છો ?'

હું : 'હૃદયપૂર્વક વળી કેવી ?'

સરોજ : 'હૃદયને ઓળખતા નહિ હો, ખરું ?'

હું : 'હૃદયને ન ઓળખતો હોઉં તો પછી જીવું જ શી રીતે ?'

સરોજ: 'જેમાંથી લોહી વહે છે તે હૃદયની વાત હું કરતી નથી.'

હું: 'તો શું શરીરમાં પાણી વહેવડાવે તેવું બીજું હૃદય છે ખરું!'

સરોજ: 'પાણી નહિ પ્રેમ. લોહી નહીં પણ સાત્વિકતા. જેની તંદુરસ્તીને લીધે તમારો અને મારો, બાનો અને આપણો, રોહિતભાઈ અને આપણો સૌનો સંબંધ નિરોગી છે.'

હું હસી પડતાં બોલ્યો: 'સરોજ, સાચું કહું છું. જ્ઞાનચંદ્રજી મહારાજની જગાએ તું કથા કરવા બેસે તે જરૂરનું છે.' અને હું તેની પાસે જરા ખસ્યો.

સરોજે જમણો હાથ મારા ખભે મૂકી મને નજીક આવતો રોકતાં કહ્યું: 'તમારા હૃદયમાંથી પ્રેમનો પ્રવાહ ઝડપથી વહેવા માંડ્યો છે તે હું સમજી ગઈ. પરંતુ તે માટે તમારે મારી નજીક આવવાની કંઈ જરૂર નથી. તમે ઘેર નહોતા છતાં દૂર રહી રહી હું એ વહેતા પ્રવાહને જોઈ શકતી હતી, તો તમે બેત્રણ ફૂટ દૂર છો એથી મને એ પ્રેમનો આસ્વાદ કરતાં વાંધો નથી આવવાનો.'

હું એનું વચન રાખીને ત્યાંથી આગળ ન વધતાં બોલ્યો: 'સાચે જ સરોજ, બા કહે છે તેમ તું સાધુડી છે. તને પ્રેમનો આસ્વાદ લેતાં અને લેવડાવતાં આવડે છે તે ખરું, પણ એમાં ભૂસકા મારી તરવાની મોજ માણતાં નથી આવડતું.'

સરોજ: 'જે પ્રેમનો રસ લેવા ફાંફાં મારે છે, તેને નથી મળતો ખરો પ્રેમનો આસ્વાદ અને ઉલટું ઘણીવાર અસંયમના ઊંડા ખાડામાં પડી ડૂબી મરે છે. સંયમનો આનંદ એ જ પ્રેમનો ખરો આસ્વાદ છે. અને એ છે માટે તો હું સાધુડી થઈ શકી ને તમને હૃદયની વાત કરી શકું છું. તમે પણ બુદ્ધિના વિલાસમાં પડી ન જતાં કર્તવ્યના રણસંગ્રામમાં ઝૂઝી શકો છો.'

હું હસીને બોલ્યો: 'હસવામાં તો સંયમનો ભંગ નથી થતો ને?'

સરોજ : 'ના, હાસ્ય એ તો સંયમનો સેફ્ટી-વાલ્વ છે. સંયમની હવા હૃદયટ્યુબમાં વધારે લાગતી હોય અને તેથી પેંક્ચર પડવાની ધાસ્તી હોય ત્યારે હાસ્યનો સેફ્ટી વાલ્વ ખુલ્લો કરવાથી સંયમની હવા કાબૂમાં આવી જાય છે.'

હું એ કબૂલ કરતાં બોલ્યો : 'એ તારું કહેવું સાચું છે. જ્યારે જ્યારે તારી યાદ મને સતાવતી હોય છે, ત્યારે તારાં સ્મરણો યાદ લાવી હું ખડખડ હસું છું અને પેલી યાદ સતાવતી જંપી જાય છે.'

સરોજ મીઠું હસીને બોલી : 'એવું જ બીજા ક્ષેત્રમાં પણ છે. જ્યારે જ્યારે કર્તવ્યની અસિધાર ઉપર ચાલવું કઠિન થઈ પડે ત્યારે હાસ્યનો સેફ્ટી વાલ્વ માણસ પાસે હોય તો એ કઠિનતા તરી પાર ઉતરે. માટે જ કહું છું કે તમે તમારું વચન પાળ્યું એમ કહી બુદ્ધિની લુચ્ચાઈનો ભોગ બની હૃદયને છેતરો નહિ. પાંચ વરસ તમે પોલીસખાતાને સેવા આપવા બંધાયા છો એટલે શરીરથી એ સેવા કરી શકો એવા હો ત્યાં સુધી એમાંથી છટકબારી ન શોધાય.'

હું : 'સરોજ, આ બધું ડહાપણ કયી વિદ્યાપીઠમાંથી ભણી આવી?'

સરોજ : 'સ્ત્રી ડહાપણ લેઈને જ જન્મે છે. એ એને ભણવા જવાનું હોતું નથી. ફક્ત પુરુષે આજે એને કલોરોફોર્મ આપી બેભાન બનાવી છે એટલે એ પુરુષની કેવળ ભોક્તા બનવા માટે જન્મી હોય તેમ મહાલવામાં પડી ગઈ છે.'

હસીને મેં પૂછ્યું : 'એ કલોરોફોર્મે તને કેમ નથી બેભાન કરી?'

સરોજ : 'એ પુરુષને કલોરોફોર્મ સૂંઘાડતાં નથી આવડયું.'

હું : 'એ પુરુષની બિનઆવડતનો લાભ લેઈ તે સ્ત્રી ઊલટી એને તો કલોરોફોર્મ નથી સૂંઘાડી રહી ને?'

સરોજ : 'સૂંઘાડી તો જરૂર રહી છે. પણ એ સૂંઘવું એ પુરુષને ગમે છે માટે. અત્યાચાર તરીકે નહિ, પ્રેરણા તરીકે.'

હુ · 'એ સ્ત્રી ત્યા જ ભૂની પડે છે'

સરોજ 'કેવી રીતે?'

હુ 'સ્ત્રી માને છે કે હુ પ્રેરણા આપુ છુ '

સરોજ 'અને?'

હુ: 'પુરુષ માને છે કે સ્ત્રીના ડહાપણને વિકસવા દેવા માટે એને પ્રેરણા આપવાનુ નિમિત્ત બનવા દેવી જોઈએ'

સરોજ 'એટલે? શુ તને એની નથી કરવાના? પાચ વર્ષ દાદાને કહ્યા પ્રમાણે પૂરાં કરવા માગો છો?'

હુ 'તો શુ હું ભાગી જાઉ તેવો ?રુ છુ? કોંગ્રેસ સરકાર હોય કે રામરાજ્ય હોય પરતુ એ ચક્રો ચલાવનારને જ્યા સુધી મશીનરીમાં કયા કચરો ભરાયેલો છે અને મશીનરી સરખી રીતે ચલાવવામાં એ શી રીતે અડચણરૂપ છે તે એમને ખબર ન પડે ત્યાં સુધી એ કચરો કાઢે કોણ? અને ડાયવરો જ્યા કચરો સાફ કરવા ન માગતા હોય ત્યાં સુધી પ્રધાનોને ખબર પણ શી પડે? એટલે ડી એમ પી ડ્રાયવર તરીકે એનુ જૂનુ એન્જિન બદલવા ન માગે એ ચાલવા કેમ દેવાય? એ માટે છે. સુધી લડી લેવુ જોઈએ હવે કઈ પરદેશી તત્ર નથી કે એ બૂમની કોઈ દાદ ન દે અને તેમા દાદા જેવા વશિષ્ઠ મુનિ મારફત જૂના એન્જિન સામે ફરિયાદ જાય એટલે પ્રધાનોને વહેલી તકે એ કચરો દૂર કર્યે જ છૂટકો'

સરોજ 'એટલે તમે દાદા મારફત આગળ લડી લેવા માગો છો એમ ને?'

હું 'ત્યારે શુ હું સરોજનુ મો જોઈ ઘેર બેસી રહેવા માગુ છુ?'

સરોજ એટલે અત્યાર સુધી તમે નાટક ભજવી મને બનાવતા એમને ',

હું : 'તું તો કહે છે કે સ્ત્રી ડહાપણનો વારસો લેઇને જન્મે છે, પછી નાટક સમજી કેમ ન શકી ?'

સરોજ : 'પોલીસ થવા જનારને ટ્રેઇનિંગમાં આવું સરસ નાટક ભજવવાની ટ્રેઇનિંગ પણ અપાતી હશે તેની મને ખબર નહિ એટલે છેતરાઇ.'

હું : 'પોલીસને આજે નાટક ભજવતાં નથી આવડતું તેનું તો આ દુ:ખ છે. પોલીસતંત્ર જે દિવસે નાટકની પણ ટ્રેઇનિંગ લેશે ત્યારે એને ગુનાઓ પકડવા સહેલ થઇ પડશે.'

સરોજ 'અને બીજાંને બનાવવાં પણ સહેલ થઇ પડશે, એમ કહીને પૂરું શું કામ નથી કરતા ?'

હું : 'એ તો તું જેમ કહે છે કે સ્ત્રી ડહાપણ લેઇને જન્મે છે, તેમ હું કહું છું કે પુરુષ પ્રેરણા લેઇને જન્મે છે. એ પ્રેરણાને પરવશ બની સ્ત્રી એનું ડહાપણ ભૂલી જઇ પુરુષ પાછળ ગાંડી બને છે અને દોષ કાઢે છે પુરુષનો, કે એ ક્લોરોફૉર્મ સુંઘાડી સ્ત્રીને બેભાન બનાવે છે !'

અને અમે બંને એટલા સુધી ખડખડ હસી પડયાં કે બાએ નીચેથી ઠપકો આપ્યો 'આ તે તમે શું માંડયું !'

## [ ૧૩ ]

બીજે દિવસે હું દાદાને મળવા જવા તૈયાર થયો હતો ત્યાં સોમેશ્વર ઘેર આવી પહોંચ્યો. એને પણ છૂટો કરશે એવો મને ખ્યાલ પણ આવેલો નહિ એટલે મેં એને જોતાં નવાઈ પામતાં કહ્યું: 'અરે! તમે ક્યાંથી આવી પહોંચ્યા!'

અને મેં એને આવકાર આપવાનો વિવેક ભૂલી બા અને સરોજને કહ્યું: 'મારા સાથીદાર સોમેશ્વરભાઇ તે આ.'

સોમેશ્વરે બંને સામે હાથ જોડી જય જય કર્યા. બા અને સરોજ એ વિધિ પતાવતાં આવકાર આપતાં બંને સાથે બોલ્યાં: 'આવો ભાઈ.'

સોમેશ્વર મારી સાથે હીંચકા ઉપર બેઠો. સરોજે પાણીનો પ્યાલો એમના હાથમાં આપતાં કહ્યું· 'બ્રાહ્મણિયા પાણી નથી, ચાલશે ને?'

સોમેશ્વર હસી પડયો.

મેં પૂછ્યું: 'તમે એકાએક કેમ?'

સોમેશ્વર: 'સાહેબે મને પણ સાંજે છૂટો કર્યો. હું ઘેર ન જતાં ત્યાં ગામમાં જ બિસ્તરો રાખી દઈ રાતે સર્ફ રહી, સીધો અહીં તમારી પાસે આવ્યો છું.' અને એણે કેવી રીતે છૂટા કરવાનો પ્રસંગ બન્યો તે કહ્યો.

સરોજથી આ અન્યાય ન સહેવાયો હોય તેમ એ બોલી ઊઠી- 'સ્વરાજ્ય આવ્યા પછી પણ નોકરશાહીની એની એ તુમાખી છે !'

મારા સહવાસથી ટેવાયેલા સોમેશ્વરે કહ્યું: 'એમાં સ્વરાજ્ય શું કરે ? આ અન્યાયો ચાલે છે એ પોલીસની દુનિયા વગર બીજું કોણ જાણે છે ? અને પોલીસની દુનિયા કેટલી કચડાયેલી છે તેનો ભાઈએ ગઈ કાલે જ છેલ્લો અનુભવ કર્યો. એક પણ માણસ એમને બીકનો માર્યો વિદાય આપવા ન આવી શક્યો.'

સરોજ સાપ ફૂફાડો મારે તેમ બોલી: 'અને તમે ભાવભરી વિદાય આપી એટલે છૂટા કર્યાં એ એનો અંતમ!'

સોમેશ્વર: 'હું પણ કંઈ એ લોકો કરતાં વીર નથી. ભાઈની સાથે દોઢ મહિનાનો સહવાસ ન થયો હોત તો હું પણ બીજાની જેમ વિદાય આપવા ન આવત. અને આમાંય મેં ક્યાં મોટી ધાડ મારી છે ? એક રૂમમાં હતા એટલે એ બધું બની શક્યું. છતાં એવું ન બને તો પછી મારામાં અને જડ પથ્થરમાં ફેર શો ?'

સરોજ હસીને બોલી- 'તમારા સ્નેહની વાત કરતા કાલે રણજીતભાઈની આંખમાં પાણી આવી ગયું હતું. એ જોઈને અને તમે કાળ જેવા લાગ્યા હતા.'

સોમેશ્વર આ એક વાક્યે નવાઇ પામ્યો, અને આઘાત પણ પામ્યો. એની દુનિયામાં પતિપત્ની એકબીજાના નામ દેતા ન હતાં. છતા સુધરેલા લોકો દે છે તે વાત એણે સાંભળી પણ હતી. પરંતુ એ નામ કોઈ બહેન ભાઈનું દે તેમ સરોજે 'રણજીતભાઈ' કહ્યું એટલે એ નવાઇ પામ્યો, અને પોતે કેમ કાળ જેવો લાગ્યો એ ભયે આઘાત પામ્યો.

સોમેશ્વરના માનસને સમજતો હું તરત બોલી ઊઠ્યો- 'તમે સરોજબહેનની વાતથી ગભરાતા નહિ એને બીજાને ગભરાવી મા-

વાની ટેવ છે. તમે કાળ જોવા તો કંઈ લાગ્યા નથી, ઊલટા તમને પણ સાહેબે કમી કર્યા એટલે દુઃખ થયું હશે.'

સોમેશ્વર કંઈ બોલ્યાચાલ્યા વગર બા સામે તાકી રહ્યો હતો. એને થયું કે આ બંને જણ બા જેવાં વડીલ બેઠાં છે છતાં કેમનું વર્તી રહ્યાં છે! અને બાને પણ એથી નવાઈ ન લાગતી હોય તેમ આઘાત અનુભવ્યા વગર સાંભળી રહેલાં જોઈ એ ટગર ટગર જોઇ રહ્યો હતો.

બાને થયું, એને બિચારાને નોકરી ગયાનો આઘાત થયો હશે અને આ બંને જણ એ અંગે કંઇ દિલાસો આપતાં નથી એટલે એ આશ્વાસન આપતાં બોલ્યાં: 'ભાઇ! નોકરી ગઇ તેનું દુઃખ ના લાવવું. રણજીતના પત્રો વાંચીને મને તો થાય છે કે સારું થયું; નરકમાંથી છૂટયા. બ્રાહ્મણનો ઊંચો અવતાર જે ભગવાને આપ્યો છે તે ઓછો કંઈ ભૂખ્યો રાખશે!'

સોમેશ્વર બાને સંબોધતો બોલ્યો: 'મને માજી, નોકરીની ચિંતા જ નથી. ઊલટો હું તો તે વખતે જ ભાઇને કહેતો હતો કે મને તમારી સાથે લેઇ જાઓ. તમે ખેડૂત બનશો તો હું હાળી બનીશ......'

બા ભડકી જતાં બોલ્યાં: 'અરે ભાઇલા! તમે પાછા રણજીતની વાટે કયાં ચડો છો? એ એનો અવતાર બગાડવા બેઠો છે ત્યાં ભેગો તમારો ય બગાડશે.'

સોમેશ્વર: 'માજી! એમના માટે એવું કહેવાય! એ તો ઊલટા બીજાઓનો અવતાર સુધરે તે માટે મથે છે.'

બા: 'પણ બીજાઓનો અવતાર સુધારવો હોય તો પોતાનો બગાડવો જ પડે ને! પોલીસવાળાને સુધારવા જાય તેમાં એને શો ફાયદો! એનો અવતાર બગડે કે બીજું!'

એ વાતમાં સંમત થતાં સોમેશ્વર બોલ્યોઃ 'એ વાત સાચી, તમારી કહેવી સાચી છે. હું ક્યારનો ટગર ટગર તમારા બધાંની સામે જોયા કરું છું તે આ જ. રણછોડભાઈની સોબતે લાગેલું તો ખરું કે એ સંસ્કારી છે તેમ એમનું ઘર પણ સંસ્કારી હશે. સરોજબહેનના પત્રો વાંચીને મને એમ જ થયા કરતું કે જાણે ક્યારે એમનાં દર્શન કરું!'

સરોજ વચ્ચે એને રોકતાં બોલીઃ 'હક', હક', મને કંઈ મંદિરની મૂર્તિ તો નથી માની બેઠા ને?'

સોમેશ્વરઃ 'મંદિરની મૂર્તિનાં તો હું બ્રાહ્મણ છું એટલે બાળપણથી દર્શન કરતો આવ્યો છું, પણ એ લક્ષ્મીજીની મૂર્તિમાં મને તમારાં જેવાં ક્યારેય દર્શન થયાં ન હતાં.'

બાએ ટેકો પૂરાવતાં કહ્યું: 'એ તો સોમેશ્વરભાઈ, તમારું કહેવું સાચું છે. મારી સરોજ લક્ષ્મીનો અવતાર છે એમાં ના નહિ.'

મેં મજાક કરતાં કહ્યું: 'અને એ એના રણછોડજીના કહ્યામાં નથી રહેતી એ પણ બા એટલું સાચું નથી?'

સરોજે દાવ પૂરો કર્યો: 'પણ લક્ષ્મીજી હોય ત્યારે રણછોડજીના કહ્યામાં રહેને? એ નથી રહેતી એનો અર્થ જ એ કે એ લક્ષ્મીજી નથી.'

સોમેશ્વરનો સંકોચ પણ હવે ઊડી ગયો હતો એટલે એ બોલી ઊઠ્યો: 'નહિ સરોજબહેન, એ વાત હું સ્વીકારી લઉં તો બ્રાહ્મણનો દીકરો ન કહેવાઉં, લક્ષ્મીજી ક્યારેય રણછોડજીના કહ્યામાં નથી રહ્યાં. ઊલટ રણછોડજીને લક્ષ્મીજીના કહ્યામાં રહેવું પડ્યું છે. અને જ્યારે જ્યારે એ અંગે વાદવિવાદ થયો છે ત્યારે પરિણામમાં રણછોડજી હાર્યા છે અને લક્ષ્મીજી જીત્યાં છે!'

અમે બધાંએ દાંત કાઢ્યા. બાએ મીઠું મોં જ માત્ર મલકાવ્યું. અને કહ્યું: 'તમે ભાઈ, લોટ માગવા આવે છે તેવા સાવ અભણ બ્રાહ્મણ નથી. લાગો છો સંસ્કારી. તો પછી પોલીસખાતામાં શું કામ ગયા

હતા? સાહેબે તમને છૂટા કર્યા એ વેરભાવે ભગવાન મળ્યા એમ જ માનો'

સોમેશ્વર 'હું એવું જ માનું છુ, માજી! નહિ તો સીધો ઘેર જવાને બદલે આ સમાચારની વધાઈ ખાવા આવ્યો શુ કામ હોત?'

સરોજ અત્યાર સુધી માનતી હતી કે એ પોતે છૂટો થયો તે અંગે જણાવી કઈ પ્રયત્ન બને તો કરવાની આશાએ આવ્યો હશે એટલે એ તરત બોલી 'નોકરી ગઈ એથી તમે રાજી થયા છો?'

સોમેશ્વર 'ઘણો રાજી, અને તે કારણે હું એક વિનતી કરવા જ આવ્યો છુ'

સરોજ 'શી?'

સોમેશ્વર 'રણજીતભાઈ વિદાય થતી વખતે મને કાનમાં એક વાત કહેતા ગયા હતા મને તે ઘડીએ એ ગમી ગઈ હતી મને હવે થાય છે કે એ ગદવાડમા હાથ ઘાલવાની જરૂર નથી સાહેબે છૂટા કર્યા તે ભલું થયુ ભાગી જ જાગ હવે પાછુ એમાં જવુ નથી'

બા એ વાત જાણતાં ન હતા એટલે મારા સામે જોઈને બોલી ઊઠ્યાં 'હજુ પાછી ધમાલ ચાલુ રાખવાનો છે કે શુ?'

મે કહ્યુ એ તો સોમેશ્વરભાઈને દુ ખ થતું હતું એટલે મે ક્હેલુ કે હુ ફરી આવીશ

સોમેશ્વરે બાને સમજાવવાની દલીલ સાચી માની લેતાં કહ્યુ 'ત્યારે તો મને નિરાત વળી હવે તો હુ તમે જ્યાં જશો ત્યાં સાથે આવીશ'

પેલી વાત દાબી દેવા સરોજે મૂળ વાતનુ અનુસધાન કરતાં કહ્યુ 'હવે તમે બને સાથે રહો તે હુ બનવા દેવાની નહિ'

નવાઈ ન પામતાં સોમેશ્વર બોલ્યો તમે હસો છો એ હુ હવે સમજી ગયો છુ.'

મરોજ 'હસતી નથી, ગભીરતાથી વાત કરુ છુ તમારી સાથે દોઢ મહિનો ન્હા એટલામા તમારુ સ્મરણ કહેતા એમની આખમા પાણી આવી ગયુ અને મારી સાથે લગ્ન થયા સાત વર્સ થયાં, પણ તમે સાચુ બોલજો મને યાદ કરીને કોઈ વખત એમની આખમા પાણી આવેલુ તમે જોયુ છે ?'

સોમેશ્વર 'જૂઠુ નહિ બોલુ તમારા એ એટલા વખાણ કરતા કે મને થાય છે કોઈ પુરુષ આવાં વખાણ વહુના નહિ કરતો હોય'

સરોજ વખાણ તો માણસ બનાવટી પણ કરતો હોય છે

હુ 'તો આસુ પણ બનાવટી ક્યા નથી હોતા ?

સરોજ 'પુરુષનાં આસુ બનાવટી નથી હોતા, સ્ત્રીના બનાવટી હોય છે એમ તમે મારો વિરોધ કરીને કાયમ કહ્યા કરો છો, તો પછી તમારા આસુ બનાવટી છે એમ શી રીતે ?

હુ 'તો વખાણ બનાવટી શી રીતે ?'

સરોજ 'એ જ પણ તમારુ કહેલું છે સ્ત્રીનાં આસુ જેમ બનાવટી કે તેમ પુરુષના વખાણ બનાવટી છે સ્ત્રીના વખાણ જેમ સાચાં હોય છે તેમ પુરુષના આંસુ પણ સાચા હોય છે સ્ત્રી અને પુરુષમાં આ મૂળભૂત પ્રકૃતિ ભેદ છે એમ તમે જ કહ્યા કરો છો '

સોમેશ્વર વચ્ચે બોલ્યો એ ખરુ હશે કે ખોટુ એ નથી કહી શકતો, પણ મે મારી માના મારા બાપા પ્રત્યેના સાચાં આસુ પણ જોયાં છે, મારા બાપાના મારી મા પ્રત્યેના સાચાં વખાણ પણ જોયા છે'

સરોજ કહે 'પણ તમે એક વસ્તુ એમા ધ્યાન રાખી છે ?'

સોમેશ્વર 'શી ?'

સરોજ 'તમારી બા જ્યારે આંસુ સારતા હશે ત્યારે એમના વખાણ કરતાં કરતા રડતા હશે

સોમેશ્વરઃ 'હા, એ તો ખરું'. એમના ગુણ સંભાર્યા કરે અને આંખમાં પાણી આવી જાય.'

સરોજ. 'અને તમારા પિતા જ્યારે એમનાં વખાણ કરતા હશે ત્યારે એ ગળગળા થઈ જતા હશે.'

સોમેશ્વરે નવાઈ પામતાં પૂછ્યું: 'ખરેખર સાચું છે. મને પોતાને પણ શરમ આવી જતી કે બાપા આ ઉંમરે ગળગળા થઈ જતાં શરમાતા નહિ હોય!' અને સહેજ અટકીને એણે કહ્યું: 'પણ તમે આ બધું અનુમાન શી રીતે કર્યું?'

સરોજે મારા સામે જોઈ પ્રહાર કરતાં કહ્યું: "સ્ત્રીપુરુષમાં આ જ પ્રકૃતિ ભેદ છે. સ્ત્રી જ્યારે રિસાઇને, ખિજાઈને કે હઠને તાબે થઇ આંસુ સારે છે ત્યારે એ બનાવટી આંસુ હોય છે. પરંતુ એ પ્રેમથી આંસુ સારતી હોય છે ત્યારે એ સાચાં હોય છે. એની નિશાની એ કે બનાવટી આંસુ સારતી સ્ત્રી બીજાના દોષો સંભારતી સંભારતી ડૂસકાં ભરતી હોય છે, સાચાં આંસુ પાડતી સ્ત્રી બીજાનાં વખાણ કરતી કરતી હીબકાં ભરતી હોય છે."

બાને થયું કે હવે અહીંથી ઊઠવું સારું એટલે એ બહાર ગયાં.

મેં એ અંગે ટકોર કરતાં સરોજને કહ્યું: 'તારા જૂઠાણાના વિરોધમાં બા બિચારાં વૉક આઉટ કરી ગયાં.'

સરોજે બૂમ પાડી: 'બા, પાછાં આવો. સાક્ષી આપો—આમાં મારું જૂઠાણું છે?' પણ બા અંદર આવ્યા વગર બોલ્યાં: 'મારે તમારામાં સાક્ષી નથી પૂરવી. સોમેશ્વરભાઈની સાક્ષી લ્યો.'

મેં કહ્યું: 'એક વખત પૂરું થવા દો. પછી હકીકતની ઊલટ તપાસ કરીશું.'

સરોજ: 'સ્ત્રીનાં સાચાં જૂઠાં આંસુ પારખવાની આ જેમ રીત છે તેમ પુરુષનાં સાચાં ખોટાં વખાણ પારખવાની રીત છે. પુરુષ

જ્યારે ખુશામત કરવા કે સ્વાર્થ સાધવા કોઈના વખાણ કરતો હોય હોય છે ત્યારે એ કાં તો હસતો હસતો વખાણ કરતો હોય છે, કે કા બનાવટી ગભીરતા લાવીને પણ સાચે જ એ પ્રેમથી પ્રેરાઈ સદ્ગુણના વખાણ કરતો હોય છે ત્યારે એ ગળગળો થઈ નમ્ર બની જાય છે કા એની આખમા ઝળઝળિયા આવી જાય છે' અને સરોજે મને તક આપવા દીધા વગર તરત ઉમેર્યું 'એ માટે સાક્ષીની કે ઊલટ તપાસની પણ જરૂર નથી સોમેશ્વરભાઈના મારી સન્મુખ વખાણ કરતી વખતે તમારી આખમા ઝળઝળિયા આવી ગયા હતા એટલે એ વખાણ સાચા હતા મારાં વખાણ સોમેશ્વરભાઈ પાસે કરતી વખતે એવુ કઈ નહોતુ થયુ એટલે એ વખાણ ખોટા હતા

સોમેશ્વર તરત બોલી ઊઠ્યો 'એવુ ખોટુ સરોજબહેન મારાથી નહિ બોલાય તમારી વાત કરતાં પણ એ નમ્ર બની જતા હતા'

સરોજ કહે 'છતા તમારી ઉપર એમનો દોઢ મહિનામા એટલો પ્રેમ વધી ગયો છે કે મારો સાત વર્ષનો પ્રેમ હાર્યો છે એટલે તમે એમની સાથે રહો તેમાં મને જોખમ લાગે છે કદાચ તમારા પાછળ ગાંડા થઈ જાય અને મને રખડાવે એટલે મે તો એમને પાછા કોઈ ઉપાયે પોલીસ ખાતામા ધકેલવા તૈયાર કર્યા છે તમે ન આવ્યા હોત તો એ દાનાને મળવા ઘેરથી નીકળી પણ ગયા હોત'

સોમેશ્વર 'મને કઈ સમજાતુ નથી હમણા તો ના કહેતા હતા ને?

હુ ધીમેથી બોલ્યો 'આને એ નથી ગમતુ માટે એવુ કહ્યુ હતુ'

સોમેશ્વર 'એટલે જવાનુ એ નક્કી?'

સરોજ 'હા'

સોમેશ્વર ઊભો થઈ સરોજના પગે પડવા જતા બોલ્યો 'હુ તમારે પગે પડુ,'

સરોજે અને મે એને પકડી લીધો હાથ ઝાલી એને ફરી ખુરશીએ બેસાડતા મે કહ્યુ: 'આ શુ ગાંડપણ કરો છો!'

સોમેશ્વર ભક્તિભાવ ભરી આંખે સરોજ સામે તાકી રહીને બોલ્યોઃ 'ગાંડપણુ નથી કરતો, મારું હૈયું વ્યક્ત કરું છું. તમારા જેવા સજ્જન માણસોએ શું કામ એ કાદવમાં હાથ ખરડવા જોઈએ ? પ્રભુએ તમને શું નથી આપ્યું ?'

સરોજ દલીલ કરતાં બોલી : 'આપ્યું છે માટે જ ખર્ચવાનું છે.'

સોમેશ્વર : 'ખર્ચવાનું ના નથી કહેતો. ભાઈ ખેડૂત થશે તેમાં પણ લોકોની સેવા થશે. પોલીસખાતા કરતાં મોટી સેવા થશે. !'

હું બોલ્યો : 'એ તમારું કહેવું સાચું છે. હું કંઇ આખી જિંદગી એ ખાતામાં રહેવાનો પણ નથી.'

સોમેશ્વર : 'ગોકુળ જેવું આ ઘર જ્યાં સુધી નહોતું જોયું, લક્ષ્મી જેવાં સરોજબહેનને નહોતાં જોયાં, જશોદા જેવાં બાને નહોતાં જોયાં ત્યાં સુધી તમે પોલીસમાં હતા તે મને ફક્ત ખૂંચતું હતું. આ બધાનાં દર્શન કર્યા પછી એક ક્ષણ પણ તમે એમાં રહો તે મારાથી સહેવાશે નહિ.'

સરોજ : 'શાથી ?'

સોમેશ્વરના મોંમાં એનું એ વાક્ય ગૂંજી રહ્યું : 'પ્રભુએ તમને શું નથી આપ્યું ?'

સરોજ કહે : 'સોમેશ્વરભાઇ ! મારી એક વાત જરા ધ્યાન દેઇ સાંભળી લ્યો. ખરી સેવા જ એનું નામ કે ભગવાને જે શક્તિ આપણને આપી હોય તે બીજાના હિત માટે ખર્ચી નાંખવી. નાણું ખર્ચે ઘટી જાય છે, અને ગમે તેવો દાનેશ્વરી હોય પણ એ છેવટ દાન કરતાં થાકે; જ્યારે શક્તિનું દાન એવું છે કે એ ખર્ચતાં વધે છે અને માણસ મરતાં સુધી એ દાન કર્યા કરે છે. ધનનું દાન એવું છે કે એનું દાન કરવાથી બીજાનું હિત થાય જ એવું કોઇ ચોક્કસ નથી. હિતને બદલે એનો દુરુપયોગ પણ થાય પરંતુ શક્તિનું દાન એવું છે કે એથી બીજાનું ભલું થાય જ.'

સહેજ અટકીને સરોજે આગળ કહ્યું: 'આજે લોકો કુદરતે આપેલી શક્તિનું દાન કરવાને બદલે એ શક્તિનો ધન કમાવામાં દુરુપયોગ કરી રહ્યા છે અને એ રીતે મેળવેલ અનીતિના ધનનું દાન કરે છે. આને દાન કહેવું હોય તો એ કનિષ્ટ દાન છે. ઉત્તમ દાન સીધી શક્તિનું દાન કરવુ તે. લડાઇના સમયમાં ધનના દાનથી લશ્કરને નિભાવી શકાય અને જીત પણ મેળવી શકાય. પરંતુ દેશના–રચના કાળમાં ધનનું દાન ઝાઝું કારગત ન નીવડે. શક્તિનું દાન દરેક આપે તો જ દેશ ઊંચો આવે. સ્વરાજ્ય મળ્યું છે, પરંતુ સુરાજ્ય સ્થપાવાનો આધાર પ્રજા આમ સીધુ શક્તિનું દાન કેટલું કરે છે તે ઉપર આધાર છે. એટલે રણજીતભાઇ જ પાંચ વરસ સીધી શક્તિનું દાન કરવા પોલીસખાતામાં જાય એટલું જ નહિ, પણ તમારા જેવા એમના પ્રિયપાત્ર પણ એમની સાથે મદદમાં જાય તેવી હું તમને વિનંતિ કરું છું.'

સરોજને પગે લાગવાનો પ્રયત્ન સફળ નહિ થાય એમ માની સોમેશ્વર તરત બે હાથ જોડી ભક્તિભાવપૂર્વક બોલ્યો 'તમે બહેન, લક્ષ્મીનો અવતાર છો એમ માનવામાં મારી ભૂલ થઈ. તમે સાક્ષાત સરસ્વતીનો અવતાર છો. સાક્ષાત સરસ્વતી સિવાય બીજાના આ બોલ ન હોય. હું હવે વાદવિવાદ નહિ કરું. જ્યાં રણજીતભાઈ ત્યાં હું!'

# [ ૧૮ ]

હું અને સોમેશ્વર દાદાને મળ્યા જે બન્યુ હતું તે વર્ણવીને કહી બતાવ્યુ અને મેં કહ્યું દાદા ! આપ કહો પણ આવા જીવનમા કોણ જોડાય ?'

દાદા 'મને પોતાને ખબર નહિ કે આ તંત્ર આટલી હદે હશે સાભળેલુ ઘણુ પોલીસો સાથે પરિચય થયેલો એટલે એમણે એ ખાતાના દુર્ગુણો કહેલા પણ ખરા, પણ એ બિચારા તમારી જેવી ભાવના અને દૃષ્ટિ લઈને ગએલા નહિ એટલે એમને નાના પ્રસગો ખૂચે પણ નહિ પરતુ તમે કહો છો તેવુ જ હોય તો કોઈ પણ ભાવના શાળી યુવકને મોકલતા પહેલાં વિચાર કરવો પડે '

સોમેશ્વર 'દાદા ! એ તો રણજીતભાઈ જ ટકી રહે બાકી એમના જેવા સુખી ઘરનો બીજો કોઈ જુવાન આવ્યો હોય તો બીજે દહાડે છેલ્લી સલામ કરી વિદાય થાય એવા કગાળને બીજા ક્ષેત્ર ક્યાં ઓછા છે તે આમા પડે ?'

દાદા 'પણ હવે તો , ય આ ક્ષેત્રમા સુધારા થાય ત્યા સુધી ોઈને સલાહ નહિ આપુ. આવા વાતાવરણમાં તો શેલગી જે પ્રવૃત્તિને વેગ આપવો છે તે ખલાસ થઈ જાય

આમ વાતચીત થયા પછી દાદાએ હુ કયી દૃષ્ટિથી દાખલ થયો હતો અને તે પછી દોઢ મહિનામાં મે ટ્રેઇનિંગમાં શુ અનુભવ્યુ તેનુ વિગતવાર લેખીત લીધુ સોમેશ્વર પાસે એ પ્રમાણે ટ્રેનિંગમાં

આવતાં કેવી મનોદશા હતી અને અંદર આવ્યા પછી મારી સાથેની મોબતથી શી અસર થઇ અને એને કેવી રીતે છૂટો કર્યો તે લેખીત લેઈ લીધુ અને કહ્યું: 'હવે તમારુ કામ પૂરૂં થયુ છે હુ એ યોગ્ય જગાએ મોકલી બધુ પતાવી દઇશ ફક્ત આમાનો એક અક્ષર જૂઠો નથી એવી તમારી ખાત્રી ઉપર ચાલુ છુ.. ..'

હુ બોલ્યો 'એ માટે મારા ઉપર વિશ્વાસ રાખજો મતભેદ હોવાને કારણે મે અતિશયોક્તિનો એક શબ્દ લખ્યો નથી. સરકારી કોર્ટબાજી પ્રમાણે પુરાવાના અભાવે એ સાબિત ન થઈ શકે એવુ અમુકમા બને ખરુ'

દાદા 'એની કઈ ચિંતા નહિ આપણે જૂઠા ન હોવા જોઇએ એટલે બસ'

હુ 'એનો નિકાલ ન આવે ત્યા સુધી અમે બીજો વિચાર નહિ કરીએ'

દાદા 'હવે તમે માન સિપાઈ છો મારી પાસે કામનો પાર નથી એટલે તમારે બનેએ હું બતાવુ એ કામ કરવાનુ છે લોકો ઉપર દુકાળનો ભયકર ભય ઝઝૂમે છે ત્યા સિપાઈઓને હુ કામ વગરના બેસાડી મૂકુ એ કેમ બને?'

હુ: 'મે તો આપને પાચ વરસ આપ્યા છે એમ માનુ છુ જે કહેશો તે એ દરમિયાન કરવા તૈયાર છુ'

સોમેશ્વર કઈ ન બોલ્યો એટલે દાદાએ એને પૂછ્યુ: 'તમે પણ રહેશો ને?'

સોમેશ્વર: 'હુ તો આપની સાથે કામ કરવામા ધન્યભાગ્ય માનુ છું.'

મે કહ્યુ 'અહી રહેવુ પડશે તે ગણતરીએ હુ નથી આવ્યો એટલે મારે એક દિવસ ઘેર જઇ આવવુ પડશે મારા નાના ભાઈને

મેં પરમ દિવસે મળવા બોલાવ્યો છે એટલે હું પછી આવી પહોંચીશ.'

દાદા: 'એક દિવસ વહેલામોડા આવશો તેનો કંઈ વાંધો નહિ. પણ આ તો સરકારી સવાલો. નિકાલ થતાં પાંચ છ મહિના પણ નીકળી જાય એટલે તેટલો વખત તમે ઘેર બેસી રહો તે કેમ ચાલે?'

હું: 'આપણી સરકાર તો પણ આટલો વિલંબ થાય?'

દાદા: 'મારી ગણતરી પ્રમાણે તરત અમલ થશે એમ માનું છું. પરંતુ કોઇ બાબતમાં અનુમાન કરવાનું થાય ત્યારે વધારેમાં વધારે શક્યતાવાળું કરીને ચાલવું એટલે આપણને અધીરાઇ આવી ન જાય.'

હું: 'મને એમાં કંઇ વાંધો નથી.'

સોમેશ્વર: 'જેટલું મોડું થશે તેટલું સારું. એટલો વખત આપનો સહવાસ મળશે.'

દાદા હસીને બોલ્યા: 'સેવામાં ય આવો સ્વાર્થ તાકીએ તે સારુ નહિ, હોં. બાકી પછી આશા એવી રાખી હોય અને ઓછું રહેવાનું મળે એટલે દુઃખ થાય. આવી આસક્તિ સેવામાં માણસનું પતન કરે છે'

આમ નક્કી થતાં સોમેશ્વર તો ત્યાં જ રોકાઇ ગયો અને હું ઘેર આવ્યો. મને થયું—મારા કરતા વધારે અડગ તો એ છે. છૂટીને ઘેર પણ ગયો નથી. જવાની ઇચ્છા પણ બતાવી નહિ અને પત્રથી પતાવી એ મોરચા ઉપર ચાલુ રહ્યો.

રોહિત ગાડીએથી આવ્યો એવો બીજી કંઈ વાત ન કરતાં બોલ્યો: 'તમારા પોલીસકેમ્પમાં અમેસંગ કરીને કોઈ પોલીસ છે?'

મેં કહ્યુ: 'કેમ? તું એને ક્યાંથી ઓળખે?'

રોહિત થેલીમાંથી છાપું આપતાં બોલ્યો: 'એનું અને એક રબારણ બાઈનું નાક કપાયાના સમાચાર છે

હું તરત સમજી ગયો: 'જીવાભાઈએ એનું ધાર્યું કર્યું!' અને મેં તરત પેપરમાં જોવા આંખો માંડી. ત્રીજા પાન ઉપર મોટા અક્ષરે મથાળું હતું.

**પોલીસ અને રબારણ બાઇનાં કપાયેલાં નાક!**

અમારા ખાસ ખબરપત્રી તરફથી. તા. ૧૪

ટ્રેઈનિંગના પોલીસ રિક્રુટોમાં ફરજ ઉપર રહેતા કૉન્સ્ટેબલ અભેસંગ અને તેની બાજુમાં આવેલા પરામાં રહેતી રબારણ બાઈ લીલુડીનાં ગઇ રાતે નાક કપાયાં છે. એ અંગે સત્તાવાર માહિતી મળતી નથી, પરંતુ કોઈએ અદાવતને લીધે એ બંનેનાં એક સાથે કાપ્યાનો શક છે. નાક કપાવા પાછળનું કારણ જાણવા મળતું નથી, પરંતુ ઊડતી વાતો એવી સંભળાય છે કે લીલુડી જાતે ખરાબ ચાલચલગતની છે અને પરામાં પોલીસની રહેમ નજર નીચે અનીતિનું પાંજરું ચલાવે છે. અભેસંગને એની સાથે આડો સંબંધ હતો એવી ઊડતી વાતો સંભળાય છે. એટલે એ બંનેના દુશ્મને અદાવતને કારણે નાક કાપ્યાં હોવાનો પૂરતો સંભવ છે. અભેસંગનું નાક પણ એ રાત્રે કપાયું છે એટલે એ તે વખતે પોલીસ ક્વાર્ટર્સમાં ન હતો એમ માનવાને કારણ મળે છે. એટલે બંને જણ એ રાત્રે સાથે હોવાં જોઈએ એમ શક જાય તો નવાઇ નહિ. એ રીતે બંને અંગે જે ઉડતી વાતો સંભળાય છે તે સાચી હોવાનો પૂરતો સંભવ છે. નાક કાપનાર કાપેલાં નાક સાથે લેઈ ગયો છે. આ અંગે પોલીસ ચાંપતી તપાસ ચલાવી રહી છે. જો ગુનેગાર પકડાશે તો ભયંકર કાવત્રા ઉપર પ્રકાશ પડશે એમ લાગે છે.'

મેં રોહિતને એ અંગેની બધી વિગત કહી. એ ખિજાઈ ગયો બોલ્યો: 'આવી બાઈને સાહેબ કામ કરવા રાખે એ તો ભયંકર કહેવાય. પોલીસ અમલદાર થઈને આટલો નજીક આવો ધંધો ચલાવવા છતાં એ ન જાણતો હોય તો એ પોલીસ અમલદાર થવા

લાયક નથી અને જાણીને ચાલવા દેતો હોય તો એનો ગુનો માફ થઇ શકે તેવો નથી '

સરોજ 'મને એ કરતાં જીવાભાઈનો વિચાર આવે છે એક સાધારણ માણસનું જીવન આમાં રોળાઈ ગયુ આવુ વેર લેનાર પોલીસના હાથમાં ઝટ પકડાય તેમ મનાય નહિ એટલે એ છુપાતો ફરશે તેમાંથી એ ચોરી-લૂટ કરનાર ટોળીમાં ભળી ગયો તો પછી એક ભયંકર ડાકુ બની જશે '

હુ 'નર્યો એનો વિચાર શુ કામ કરે છે ? અમથીનુ જીવન ધૂળ થશે કે નહિ ? એના પેટમાં છ માસનું બાળક છે બળાત્કાર થવાથી એ ધણી સાથે પણ જીવવાની ના પાડતી હતી તે ઓછુ ભૂંડું જીવન કોઈની સાથે માડે ?'

સરોજ 'તમે તે વખતે ભૂલ કરી એ આવેશમા હતો એ તમે જાણતા હતા એટલે તમારી રૂમમા જ એને રાખવો જોઇતો હતો '

રોહિત 'એ બધી ગાધીવાદી ફિલસૂફીની કઈ જરૂર નથી. એણે જે કર્યુ છે તે બરાબર કયુ છે એવાં ગૂર્ડાંતત્ત્વોને તો આવી શારીરિક સજા થવી જોઈએ '

સરોજ 'પણ એથી એને પોતાને પણ સજા થઇ તેનું શુ ? એને છુપાતા ફરવુ પડશે અને એ રીતે ધણીધણિયાણીની જિંદગી ધૂળમાં મળશે '

રોહિત 'વેરમાં નફાતોટાનો હિસાબ ન હોય. નર્યો ખોટનો વેપાર હોય તો ય એ મર્દ માણસ હોય તો કરવો જોઇએ.'

સરોજ 'તમે આ જગાએ હો તો શુ કરો ?'

રોહિત ગોળીબાર કરી બંનેના જીવ જ લઉ '

સરોજ 'પછી તમે જેલમાં જાઓ અને પત્ની ઘેર આંસુ સારે '

રોહિત 'એ અમુ સાંગવામાં જે આનંદ આવે તે અત્યાચાર મૂગા સહી લેઈ બાયલા બનવામાં ન હોય તે ખ્યાલમા રાખજો'

હુ 'હવે જે વસ્તુ બની ગઈ તેની ચર્ચા કર્યા કરતા હવે આમાં શુ કરવુ જોઇએ તે વાત કરો તો ઉપયોગી ગણાય મને વહેમ છે કે પોલીસ મારા ઉપર પણ ગુનો ઊભો થાય તો વોરંટ કાઢે'

રોહિત 'તમારા ઉપર શાથી?'

હુ 'ડી એસ પીએ મને કહ્યુ હતુ કે જો કંઈ ગુનો આમાથી બનશે તો તમને પણ ગુનેગાર ગણીશ'

'ગણ્યુ, ગણ્યુ હવે' રોહિત ઉશ્કેરાઈ જતા ગાજ્યો અહી હુ હોઉ ને કોઈ પોલીસ ફરકે તો સીધો જવા ન દઉ સાલા, ગુનેગારો એ છે અને બીજાને પકડવા આવે!'

સરોજે કઇ વિચાર કરી લીધો હોય તેમ કહ્યુ: જો પોલીસ તમને પકડે તો હુ આપણુ પોણા ભાગનુ કામ સફળ થયુ માનુ'

રોહિત બોલ્યો તમે ભાભી, 'જરમા હતા તે હવે રહ્યાં નથી ક્રાંતિમાર્ગી સાહિત્ય વાચવાને બદલે વ્યાસજીઓ કથા કરે તેવુ ગાધી, ટોલ્સ્ટોય કોનફ્યુસિયસ જેવા સતોનું લખાણુ વાંચ્યુ એટલે તમે ગુનાના એકરાગમા માનતા થઇ ગયાં | જગતમા ગુનાની વ્યાખ્યા જોવા જાઓ તો નિર્બળતા નિર્બળ એ ગુનેગાર, સબળ એને આચો આ યુદ્ધનો દાખલો—મિત્રરાજ્યો જીત્યાં એટલે ધરીરાજ્યો ગુનેગાર ગણાયા જો એને બદલે ધરીરાજ્યો જીત્યા હોત તો મિત્ર ગજ્યો ગુનેગાર ગણાત હવે તમારે થોડુ કમ્યુનિસ્ટ સાહિત્ય વાચવાની જરૂર છે'

સરોજ હસીને બોલી: 'કમ્યુનિસ્ટની તો હુ પત્ની છુ પછી એ સાહિત્ય મે નથી વાંચ્યુ એમ કેમ કહો છો?

રોહિત. કોણ કમ્યુનિસ્ટ? રણજીતભાઇ?'

સરોજ: 'એમના ડી. એસ. પી. સાહેબે કહ્યું કે તમે કમ્યુનિસ્ટ છો અને સિપાઇઓમાં બળવો કરાવવા માગો છો.'

રોહિત: 'ડી. એસ. પી. બિચારાને કમ્યુનિસ્ટ કેવા હોય તેનું જ ભાન નથી. કમ્યુનિસ્ટ તે વળી આમ ભાઈની પેઠે રિક્રૂટ થઈને સેવો વણવા જતા હશે? પોલીસને સુધારવાની જરૂર નથી. પ્રજા પાસે બળવો કરાવી તંત્ર તોડી નાખવું એ કમ્યુનિસ્ટનું કામ છે. ભાઇ ઉપર મહાત્માજીની નોઆખલીના પ્રસંગની ભારે અસર થઈ અને એ કૉલેજમાં આગળ ન ગયા એટલે ગાંધીવાદી બની ગયા. તેમાં દાદા મળ્યા એટલે હવે પૂરા સનાતની બની ગયા.'

સરોજ: 'એટલે ગાંધીજીનો રસ્તો બરાબર નથી?'

રોહિત: 'સ્વરાજ્ય નહોતું મળ્યું અને આપણી પાસે બીજી શક્તિ ન હતી ત્યાં સુધી સત્યાગ્રહની લાકડાની તરવાર બરાબર હતી. છતાં '૪૨માં ભાઈ એ તરવારથી સ્વરાજ્ય મળે તેમ માનતા નહોતા. અને આજે મળ્યું છે તે આપણી તાકાતથી નહિ, આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિને લીધે આપણી તાકાતથી મળ્યું હોત તો આવા ડી. એસ. પી. આ આજે નોકરીમાં હોય?'

સરોજ હસીને: 'કૉલેજમાં તમે આનો જ અભ્યાસ કરતા લાગો છો?'

રોહિત: 'કૉલેજમાં ન ગયો હોત તો ભાઈની પેઠે હું પણ મૂડીવાદી અર્થરચનાને ટકાવી રાખે તેવી આજની કૉંગ્રેસ નિતિમાંથી બહાર નીકળી શક્યો ન હોતઃ હું તો માનું છું કે કૉલેજની કેળવણી વગર માણસને સ્વતંત્ર વિચાર કરવાની બુદ્ધિ ખીલે નહિ.'

સરોજ: 'બુદ્ધિ ખીલતી હશે એ ખરું. પણ એ ધીરજ ખોઇ બેસે છે. એટલે જ આજનો કૉલેજનો વર્ગ અધીરો બની કમ્યુનિસ્ટ પ્રવૃત્તિ તરફ વળતો જાય છે.'

રોહિત : 'તમે ભાભી, હજુ એક જીવાભાઈ, ડી. એસ. પી, અભેસંગ અને લીલુડીના કિસ્સા જાણો છો એટલે શાંત બેઠાં છો. આજે જે મૂડીવાદી શોષણ ચાલી રહ્યું છે તેનો ચિતાર તમને આવે તો તમે પોતે પણ આજની વ્યવસ્થાને સળગાવી મૂકવા ખડાં થઈ જાઓ.'

મેં સરોજને કહ્યું : 'એની સાથે ચર્ચા કરીને શું શું તારવવા માગે છે ? એ તારા વિચાર સાથે સંમત થવાનો નથી, ને તું એના વિચાર સાથે સંમત થવાની નથી.'

રોહિત : 'તમે જ કહો મોટાભાઈ, આજનું આ તંત્ર સુધારવાનો તમારો પ્રયત્ન આચમનીએ દરિયો ઉલેચવા જેવો નથી શું ?'

હું : 'ઋષિ દરિયાને આચમની કરી પી ગયા હતા એનું શું ?'

રોહિત : 'એ પુરાણનાં ગપ્પાં માનવા જેટલા તમે અંધશ્રદ્ધાળુ થતા જાઓ છો કે શું ? પુરાણ સુધી દૂર શું કરવા જાઓ છો ? એવો પ્રયત્ન કરવા જતાં મહાત્માજી ગોળીએ વિંધાયા એ જુઓને.'

હું : 'બસ ! મારે તારી સાથે ચર્ચામાં નથી ઉતરવું. મેં તને અમસ્તો મળવા માટે બોલાવ્યો હતો. તારી વિચારસરણી પ્રમાણે મારે વર્તવું હોત તો હું રિક્રૂટમાં દાખલ થયો ત્યારે બોલાવત, તેં વિરોધ કર્યો ત્યારે એ અંગે દલીલ કરી હોત. પરંતુ હું માનું છું કે દરેક ક્ષેત્રમાં શ્રદ્ધાનો સવાલ મુખ્ય રહેવાનો. તને શ્રદ્ધા કમ્યુનિસ્ટમાં છે એટલે તું એ વાદને દેવ માનવાનો. હુ ગાંધીવાદને દેવ માનવાનો. અને જ્યાં સુધી આપણા બંનેની શ્રદ્ધા કોઈનું હથિયાર બની ન હોય ત્યાં સુધી એથી ભડકવાની જરૂર નથી. ભિન્ન ધર્મો તેમજ ભિન્ન વાદો તાત્ત્વિક રીતે એક બીજાના દુશ્મન નથી. દરેકના રસ્તા છેવટ તો માનવનું કલ્યાણ કરવા માટે જ યોજાયા હોય છે. પરંતુ એ રસ્તાઓ વચ્ચે સ્વાર્થથી પ્રેરિત ટોળકીઓ કાંટા વેરે છે ત્યારે અનર્થ ઊભો થાય છે.'

સરોજ મોં મલકાવીને બોલી • ' મને ના મ્હીને તમે ઉનટા વાદવિવાદમા પડયા '

હુ 'ચાલો જવા દો એ વાત તુ તુ કહેતી હતી– હુ પમ્ડાઉ તો પોણા ભાગનુ કામ શી રીતે સફળ થાય ?

સરોજ 'કોર્ટમા કેસ ચાલે તેમા આ બધુ વાતાવરણ ખુલ્લુ થાય એટલે પ્રજામા આ તત્ર વિષે પૂરેપૂરો પ્રચાર થાય'

ગોહિલ 'એમ જો સરકારી તત્રને સડોવવુ હોય તો માગ પ્રોફેસર મિ ચશ્માવાળા છે તે વકીલ તરીકે સરસ કામ આપશે એ પોતે આજીવિકા માટે અમારી કોલેજમા અડવાડિયામાં છ પિરિયડ લે છે અને બાકીનો વખત ગરીબોના કેસ લડે છે સરકારી તત્રના અન્યાય હોય તેવા કેસ લડે છે એ આવે તો તમારા ડી. એસ પી ની સુદ્ધાં સુરતી ઉડાડી દે!'

હુ 'પરતુ ડી એસ. પી કાચા નથી કે આ કેસમાં એ સડોવાતા હોય તો લાગુ થવા દે એવુ હોત તો જેણે નાક કાપ્યાં અને શા કારણે કાપ્યા તે વિગત શક ઉપરથી પણ પોલીસે લીધી હોત અને ખબરપત્રીએ નોંધી હોત હજુ સુધી કોઈ તપાસ કરવા આવ્યુ નથી એટલે કેસ થવાનો સભવ ઓછો લાગે છે એ બધુ બહાર આવે તો લીલુડીના અને અને અમેરસંગનાં કરતૂક ઉવાડાં પડે અને બીજા ગુનામાં સડોવાય તે કારણે એ કેસ દબાઈ પણ જાય.'

ગોહિલ 'એવુ હોય તો જીવાભાઈને હાજર કરીને એ ખુલ્લો કરે એ ગુનો કબૂલી પોલીસ સ્ટેશને હાજર થાય એટલે ડી એસ. પી કયાં જાય ?

હુ 'એવી તો જીવાભાઈની તૈયારી ન હોય ને એમા તો એની સ્ત્રી ઉપરનો અત્યાચાર ખુલ્લો થાય અને એ પ્રસગ તો એ જાહેર કરવા માગતો નથી માટે આમ છૂપુ વેર લીધુ '

સરોજ : 'એ તો એની ઇચ્છા પર છોડવું જોઈએ. પણ એ બીજે રસ્તે દોરવાઈ જઈ કાયમનો ગુનેગાર ન બની જાય તે માટે તમારે એને મળવું જોઈએ. એનો શો વિચાર છે તે જાણી લેવો જોઇએ. તમે કહો છો તેમ અભેસંગ ચૂપ રહેશે તો એને કંઈ થશે નહિ. થોડો વખત એને આપણે આશરો આપીએ. એના ઉપર ક્યાં વારંટ છે કે એને સંઘરવો તે ગુનો ઠરે છે?'

હું : 'તારુ એ કહેવું સાચું છે. હું એને ગામ કાલે જઈ આવું. બીજું શું ત્યારે?'

એ દિવસે અમે એ નિર્ણય કર્યો હતો. આવતી કાલે હું જવાનો હતો અને રાત્રે દસ વાગે મારું ઘર પૂછતો જીવાભાઈ જાતે આવીને ઊભો રહ્યો!

[ ૧૫ ]

જીવાભાઈને આટલો જલદી વેર વાળવાનો મોકો શી રીતે મળી ગયો એ જ જાણવાનું કુતૂહલ અમને સૌને હતું એણે એનું લાંબું ચોકૂ વર્ણન કર્યા વગર એટલું જ કહ્યું કે, 'માણસ મરણિયો થાય એટલે લોકોનો એ વિચાર કરતો નથી મોકો ન મળે તોય એ ઝંપલાવે છે અને મરણિયા થયેલા આગળ જીવીને જીતવા માગનારો ફાવતો પણ નથી.'

એની એ વાત સાચી પણ હતી: અભેસંગ લીલુડીના ઘરમાં પેઠો ત્યારે એ એકલો છરો લેઈને અંદર ઘુસી ગયેલો હતો. લીલુડીનું એક જુદું ખાલી ઘર હતું જેમાં રાત્રે એ નીચ ધંધા કરતી. ધણી અને બાળકો સૂઈ રહ્યાં હોય અને એ ઊઠીને બીજા ઘરમાં જતી, ધણી જાણતો પણ ખરો પરંતુ નિરુપાય હતો. અભેસંગની દોસ્તીને લીધે આ બધુ જીવાભાઈ જાણતો. એને અને અમથીને લીલુડીએ એ જ ઘરમાં એકાંત આપી હતી અને એ જ ઘરમાં એના ઉપર અત્યાચાર પણ ગુજર્યો હતો. એ ઘર એક ખંડનું ને નાનુ હતું. માળિયુ હતું તેના ઉપર વધારાનું ઘાસ ભરી મૂકાતું. એમાંથી કંઈ ચોરી થાય એવું હતું નહિ એટલે એને દિવસે તાળા વગર ઠાલું વાસી મૂકવામાં આવતું. લીલુડીના પેંધેલા દિવસે પણ આવતા જતા હોય તો એ બેસતા અને ચાપાણી કરતા એટલે એ બારણું કોઈ અજાણ્યો ઉઘાડે તો એથી ફળિયાવાળાને નવાઈ લાગે એવું ન હતું.

જીવાભાઈ છાનોમાનો એ ઘરના માળીઆ ઉપર ચડી ગયો હતો. અને પછી રાતે અભેસંગ આવ્યો ત્યારે એ છરો લેઈને નીચે

ઉતરી આવ્યો. અભેસંગ પીધેલો હતો અને વાસનાવૃત્તિ ભોગવીને શિથિલ થઈને સૂતો હતો તે વખતે જીવાભાઈએ હુમલો કર્યો. એણે તો ઊંઘતાં માણુસના નાકકાનમાંથી ઘરેણાં કાઢી લે તેવી સહજ રીતે બંનેના નાકના ટેરવાં કચકચ કરતાં કાપી લીધાં. એને પોતાને પણ નવાઈ લાગી કે આ કામ આટલું સહેલાઈથી શી રીતે બની ગયું. બંને જણે ઊંહકારા ભર્યા પણ ચીસ પાડી નહિ. અભેસંગે વેર લેવા એના હાથમાંથી છરો ઝૂંટવી લેઈ એને સામે ઘા કરવા પ્રયત્ન કર્યો પણ એમાં ન ફાવ્યો અને અભેસંગે છરાની અણી ખભામાં ઘોંચી દીધી. લીલુડી નાક દાબીને દર્દ છુપાવવા મથામણ કરી રહી હતી એટલે એણે ઉંહકારા ભરવામાં રોકાઈ જતાં બીજો સામનો ન કર્યો. જીવાભાઈની તો ગણતરી હતી કે બંને જણ પોતા ઉપર તૂટી પડશે. પરંતુ એનું કહેવું છે કે મરણિયો થયો એટલે એને એ બધા વિચારની પડી હોતી નથી. અને એ રીતે એ ત્યાંથી સહિસલામત નાસી છૂટયો. અને બંને બૂમ પાડી શક્યાં નહિ.

રોહિતે એને શાબાશી આપી અને કહ્યું કે, 'મોટાભાઈ કહે છતાં ગુનો કબૂલ કરી જાતે પોલીસમાં હાજર થવાનું ગાંડપણ ન કરીશ. એ બધા રસ્તા મહાત્માજીના હતા અને એમની પાછળ એ જાય એ જ સારું છે. તને પકડાઈ જવાની બીક હોય તો મારી સાથે ચાલ. અમારી હોસ્ટેલમાં રાત્રે રોન ફરનાર માણુસ જોઈએ છે તેમાં તને રખાવી લઈશ. ત્યાં તને કોઈ શોધવા આવનાર નથી.'

જીવાભાઈએ અમારા ત્રણેની સામે વારાફરતી જોઈ લીધા પછી કહ્યું : 'હું તો રણજીતભાઈ કહે એ કરવાનો છું.'

હું પોતે પણ નવાઈ પામ્યો. સરોજ પણ વિચારમાં પડી ગઈ. રોહિત બોલી ઊઠયો : 'અભણ માણુસોનું આ જ દુઃખ છે. એક જણની ઉપર શ્રદ્ધા ચોંટી એટલે દેખતે ડોળે કૂવામાં પડે.'

જીવાભાઈ: 'શ્રદ્ધા ના કેમ ચોટે? રણજીતભાઈએ મારી આબરૂ સાચવવા સાહેબે છૂટા કર્યા છતાં વાત ખુલ્લી ન કરી. એમની પાછળ સોમેશ્વરભાઈ પણ ઘેર બેઠા.'

રોહિત: 'એમાં એમણે નવાઈ શું કરી છે? તમે વિશ્વાસ મૂકી ખાનગી વાત કરી એટલે એ તો એમનો ધર્મ છે કે માથું જાય છતાં ન કહેવાય.'

જીવાભાઈ: 'તમારા એ મોટાભાઈ છે એટલે તમને એ સાધારણ માણસ લાગતા હશે. મને તો એ દેવ દેખાય છે. એમને લીધે તો મેં તે ઘડીએ જ અભેસંગનું નાક કાપી ન લીધું. મને કંઈ સજાની બીક નહોતી લાગતી. પરંતુ પોલીસની નોકરીમાં હોઉં અને ગુનો કરું એ રણજીતભાઈની સોબતને લીધે સારું નહિ લાગેલું. એમને એમ થાય કે રોજ મારો બોધ સાંભળી દશશેરો હલાવતો હતો અને કર્યું તો આણે આ જ!'

જીવાભાઈનો મારા પ્રત્યેનો આ ભક્તિભાવ જોઈ રોહિત સમજી ગયો કે એની સાથે દલીલ કરવાનો કંઈ અર્થ નથી. એટલે મારી સાથે દલીલમા ઉતરતાં પહેલાં સરોજને ન્યાયાધીશ નીમતાં એ બોલ્યો: 'જુઓ ભાભી, મંડનમિશ્ર અને શંકરાચાર્ય વચ્ચે વાદવિવાદ થયો ત્યારે સરસ્વતીએ જેવી તટસ્થતા જાળવી પતિ વિરુદ્ધ પણ ચુકાદો આપતાં વિચાર સરખો નહોતો કર્યો તેવો ચુકાદો તમારે આ પ્રશ્નમાં આપવો પડશે.'

સરોજના ગાલમાં ગલ પડયા. એ બોલી: 'મારે સરસ્વતી નથી થવુ.'

રોહિત: 'પણ મારે તમને સરસ્વતી બનાવવાં છે. અને બનવુ પડશે.'

હું: 'તારે જે દલીલ કરવી હોય તે કરને.'

રોહિતઃ 'તમે ગાંધીવાદી થઈને જીવાભાઈને પોલીસમાં હાજર થવાની સલાહ ન આપશો.'

હુંઃ 'કારણ?'

રોહિતઃ 'જીવાભાઈએ કશું ખોટું કર્યું નથી. ઊલટ એણે વેર લીધું ન હોત તો ખોટું ગણાત.'

હુંઃ 'એમ દરેક કાયદો હાથમાં લે અને પોતાનો ન્યાયાધીશ પોતે બની પોતાની ઈચ્છા પ્રમાણે શિક્ષા કરે તેમાં ન્યાય અને વ્યવસ્થા બંને જળવાય ખરાં?'

રોહિતઃ 'આમાં જળવાયાં છે કે નહિ? આપણે સામાન્ય વાત કરતા નથી, જીવાભાઈના એક વિશિષ્ઠ દાખલાની વાત કરીએ છીએ.'

હુંઃ 'કાયદો સર્વસામાન્ય હોય છે તેમાં વિશિષ્ઠતાના ભેદ હોતા નથી. એટલે જીવાભાઈને જે અન્યાય થયો છે તે સામે મારો વાંધો નથી......'

રોહિતઃ 'અન્યાય કે અત્યાચાર?'

હુંઃ 'અત્યાચાર.'

રોહિતઃ 'એ અત્યાચારનો ન્યાય તમારો કાયદો કરી શકત? જીવાભાઈ સાક્ષીપુરાવા ક્યાંથી લાવત? અને એથી ન્યાય મેળવવા જતાં વધારાની બદનામી થાત તે ન્યાય કરતાં અન્યાય કરત કે બીજું? એ કરતાં જે ન્યાય એમણે જાતે કર્યો છે તે યોગ્ય છે. ગુનેગારોએ પણ એ ન્યાય માથે ચડાવ્યો છે. કારણ કે, નહિ તો એમને ઓળખ્યા હતા એટલે પકડાવવા નામ આપ્યું હોત. પરંતુ ગુનેગારો પણ જો શિક્ષા સહી લેવા તૈયાર હોય તો ચીકણાશ કરવાનું કારણ નથી. 'મેરી ભી ચૂપ ઔર તેરી ભી ચૂપ' એમ આ વાત દાબી દો. જીવાભાઈને મારી સાથે આવવા દો.

'જીવાભાઇને તારી સાથે આવવું હોય તો હું ના

\

— જીવાભાઈ: 'એમ તો મારે જ્યાં જવું હોત ત્યાં હું જઇ શકયો હોત. પરંતુ તમે કહો તે કરવા હું તૈયાર છું માટે તો અહીં આવ્યો છું. તમે કહેશો તો પોલીસમાં હાજર થવા તમારી આગળ થઇશ.'

હું: 'પણ એથી તમારે જે વાત ખાનગી રાખવી છે તે કેમ છાની રહેશે?'

જીવાભાઈ: 'એ વાત હું જાહેર નહિ કરું. કહીશ કે ગુનો મેં કર્યો છે જે શિક્ષા કરવી હોય તે કરો.'

હુ: 'પણ અમેસંગ જાહેર કરે તો તું શું કરે? એની આબરૂ તો આમે ય નથી. હું તો માનું છું કે પોલીસકેમ્પની આબરૂ જાય તે કારણે જ આ ગુનો પણ દબાવી રાખ્યો હશે. બાકી નાક કપાયા પછી એને અને લીલુડીને કયી આબરૂ બાકી રહી હતી કે તમને પકડાવે નહિ?'

જીવાભાઈ ચૂપ રહ્યો.

રોહિત બોલ્યો: 'તમે મોટાભાઈ, તમારી રીતે બીજાને ન માપો. અત્યાચાર થયો એનો આઘાત અમથીને કેટલો થયો તે તમે જાણો છો. માંડ એ એમાંથી બેઠી થતી હોય ત્યાં તમે એ વાતની દાંડી પીટાવો એટલે એ જીવશે શી રીતે? દરેક પોતે માનેલી આબરૂમાં જીવે છે.'

જીવાભાઇ: 'એ વાત ખુલ્લી થાય તો એ કોઈ રીતે જીવ કાઢી નાખે એ વાત સાચી.'

હું: 'તો પછી તમે અહીં આવ્યા શું કામ?'

જીવાભાઇ: 'મને એણે મોકલ્યો. કહે—તમારે લીધે એમને આટલું વેઠવું તો તમારે એ કહે તેમ કરવું જોઈએ. તમે ગાંધીવાળા

છો એ મેં એને કહ્યું હતું એટલે એ કહે—ગુનો કબૂલવાનો કહે તો કબૂલજો. સજા વેઠી લેજો. મારી ચિંતા કરશો નહિ. પણ બીજી વાત ના કરતા.'

અમે ત્રણે ય જીવાભાઈ સામે તાકી રહ્યાં.

સરોજે ચુકાદો આપ્યો: 'હાલ પૂરતું જીવાભાઈએ રોહિતભાઈ સાથે જવું.'

રોહિતને પોતાનો અર્ધો વિજય લાગ્યો હોય તેમ એણે કહ્યું: હાલ પૂરતું એટલે શું? હજુ આ પ્રશ્ન ઉપર ફરી વિચાર કરતાં નિર્ણય બદલાય તેમ માનો છો?'

સરોજે હસીને કહ્યું: 'એ ચર્ચા અત્યારે હું કરવા માગતી નથી. જીવાભાઈ હવે તમારી પાસે રહેવાના છે. તમારામાં એમને શ્રદ્ધા બેસશે તો તો 'હાલ પૂરતું' જેવું કંઈ રહેશે નહિ.'

રાતે ત્રણ વાગે ઊઠીને રોહિત અને જીવાભાઈ વિદાય થયા. અમારા સ્ટેશનથી ગાડીએ ન બેસતાં સાત ગાઉ દૂરથી બેસવાનું નક્કી કર્યું હતું એટલે ગુનાનો આખો પ્રદેશ વટાવી જવાનો હતો એટલે પકડાવાનો ભય ઓછો રહે. જો કે ભય બહુ હતો નહિ છતાં ચેતતા રહેવું સારું એમ માનીને એ પગલું લીધું હતું. જીવાભાઈએ રોહિતને ઘણો આગ્રહ કર્યો હતો કે તમે મારે લીધે શું કામ ચાલો છો, સવારે નિરાંતે ગાડીએ આવજો હું એકલો ચાલ્યો જઈશ અને એ સ્ટેશને તમને ગાડીમાં ભેગો થઈશ. પરંતુ રોહિતે એનું માન્યું ન હતું અને બંને ત્રણ વાગે વિદાય થયા હતા.

એ ગયા પછી મેં સરોજને કહ્યું: 'તું આવો ચુકાદો આપશે એમ મેં નહિ માનેલું'.

સરોજ દીવો ધીમો કરતાં બોલી: 'જીવાભાઈની જગાએ તમે હોત તો આવો ચુકાદો ન આપત.'

હુ: 'મારો એવો વિચાર હતો કે એને દાદા પાસે લઈ જવો અને એ જે કહે તે કરવું.'

સરોજ: 'એ જ બરાબર છે, અને દાદા ગુનો કબુલ કરી પોલીસમાં હાજર થવા જ સલાહ આપે. પરંતુ મેં જોયું કે હજુ તેનામાં જેમ વેર લેવાની તીવ્ર ભાવના હતી. તેમ બળાત્કાર થવાથી સ્ત્રીની અને પોતાની આબરૂ ગઈ છે તેવી તીવ્ર વેદના પણ છે. એટલે એ સ્થિતિમાં જો એ હકીકત ઉઘાડી પડે તો અમથી જીવ કાઢી નાખે અને કરુણતા સર્જાય. એ કરતાં આજે એ અમથી પ્રત્યે આવો બનાવ બનવા છતાં પહેલાં જેટલું હેત રાખે છે એને પોષણ મળે તે કરવા જેવું છે.'

હું: 'એમાં અમથીનો શો દોષ તે જીવાભાઈ એને તિરસ્કારી કાઢે?'

સરોજ: 'સ્ત્રીનો દોષ તો કશો નહિ પરંતુ પુરુષ એ સંજોગોમાં સ્ત્રીને અસ્પૃશ્ય માની ત્યજી દે છે.'

હું: 'ક્વચિત કિસ્સામાં એવું બને.'

સરોજ: 'આપણી આંખો આગળ કરુણાંત નાટક ચાલે છે છતાં કોક કિસ્સામાં કહો છો? અપહૃત સ્ત્રીઓ પાછી એમના મૂળ ધણી પાસે જવાનો ઇન્કાર કરે છે અને જ્યાં છે ત્યાં રહેવા દો એમ કાકલુદીઓ કરે છે એના મૂળમાં શું છે? એને ખાત્રી છે કે એને આ સંજોગોમાં પહેલાંના જેવું સ્થાન પતિ તરફથી કે કુટુંબ તરફથી મળવાનું નથી આ પુરુષમાનસ અને સમાજની સ્થિતિ હોય ત્યાં જીવાભાઈ પાસે ગુનો કબુલાવ્યા કરતાં અમથી સાથેનું એનું જીવન સુખી થાય એમાં વધારે શ્રેય રહેલું છે.'

હું કંઈ ન બોલ્યો.

સરોજે કહ્યું: 'અને એક દિવસ એની તીવ્ર વેદના આપણા સહવાસે કે અનુભવે ઓછી થશે અને ગુનો કબુલાવવો હશે તો એને

માટે કોઇ દિવસ વખત વહી ગયો એવું ઓછું બનવાનું છે? અને આપણાં ગજમાપ એણે સ્વીકારવાં એવુંય શું કામ? એ એક ગુનામાંથી અનેક ગુનામાં સરી પડી ડાકુ ન બની જાય તે જોવાનું આપણું કામ. અને તે માટે તો એને સહારો આપવા મેં રોહિતભાઈ સાથે એમને જવા કહ્યું.'

મેં એ ગુના અંગે બીજા દિવસે પોલીસ કેસ નોંધાવેલો તેમાં ખાનગી રીતે તપાસ કરાવી ત્યારે એમાં જે હકીકત નોંધાઈ હતી તે છાપાના હેવાલ કરતાં જુદી પડતી હતી.

પોલીસે કેસ નોંધેલો તેમાં વિગત લખી હતી કે, ં જહામાં એક લૂંટફાટ કરતી અને નિર્દોષ પ્રજાજનને રંજાડ કરતી ટોળી ઊભી થઇ છે. એ અવારનવાર ચોરીઓ કરે છે, રસ્તે જતા વટેમાર્ગુઓને લૂંટે છે. પોલીસ એમને પકડવા પ્રયત્ન કરે છે પણ હજુ સુધી એનો પત્તો લાગ્યો નથી. તેમાં આજે એ ટોળીએ નવો રંજાડ શરૂ કર્યો છે......પરાની રબારણ બાઇ લીલુડી રાત્રે એનાં ઢોરને નીરણ નીરવા વાડામાં ગઈ હતી, ત્યારે/એ ટોળીના એક સભ્યે એ બાઈનું નાક કાપી લીધું હતું. એ જ ટોળી ત્યાંથી કેમ્પ ભણી આવી હતી, અને પોલીસ સ્ટેશનના રિક્રુટોના ક્વાર્ટર્સ આગળ રાત્રે રોન ફરવા નીકળેલા પોલીસ કોન્સ્ટેબલ અભેસંગ ઉપર ઓચિંતો હુમલો કરી એનું નાક પણ કાપી લીધું હતું!

હું આ જૂઠાણું સાંભળી ખડખડ હસ્યો.

સમાચાર લાવનાર ભાઈએ કહ્યું: 'એક બીજા પણ સમાચાર છે.'

હું: 'શું?'

ભાઈ: 'હું પોલીસ સ્ટેશને ગયો, ત્યારે વાત થતી હતી કે, ડી. એસ. પી. ની બદલીનો તાર ક્યાંક ઉપરથી આવ્યો છે.'

હું નવાઈ પામ્યો, પણ એ ભાવ બહાર જણાવા ન દેતાં કહ્યું: 'શા કારણથી બદલી થઇ તે ખબર પડી છે?'

ભાઈઃ 'ના, બધાંને નવાઈ લાગી છે. ડી. એસ. પી. ડીસ્ટ્રીક્ટમાં જવા તૈયાર થયા હતા અને તાર આવ્યો એટલે બંધ રાખ્યું છે.'

એ વાત એ ભાઈ સાથે મેં આગળ ન ચર્ચી. આમ સાહેબની બદલી થશે એવું તો મેં કલ્પેલું પણ નહિ. ઊપલું તંત્ર આટલું ઝડપી હશે તેનો પણ મને ખ્યાલ ન હતો. હું એ બધું જાણવા સાથે ઉપર થઈ રહ્યો.

સામે દોડતા આવ્યા. મેં રસ્તામાંથી સોમેશ્વરને ચેતવ્યો હતો કે જોજે એ વખતે ગુસ્સે થઈ બોલી ન જતો કે, તમારા જેવા બાયલાઓનો આવકાર અમારે નથી જોઈતો!

સોમેશ્વરે દિલની વાત કરતાં કહ્યું: 'હું તો એ લોકોને સંભળાવવાનો જ. સો જણામાંથી એક પણ મરદ ન નીકળ્યો એને ચાબુક ન મારીએ તો એ સમજે શું?'

હું: 'એમનામાં આટલી નિર્બળતા છે માટે આપણે જઈએ છીએ. બાકી આપણે દાદા પાસે રહીને કામ ન કરત?'

એટલે સોમેશ્વરે એ આવકાર વખતે એવું કંઈ ન બોલતાં કહ્યું; 'મને શાબાશી આપવાની કંઈ જરૂર નથી. બધો જશ રણજીતભાઈનો છે એટલે જય પોકારવી હોય તો......'

હું: 'હં...હં...' કરતો રહ્યો અને સોમેશ્વરે એ વાક્ય ત્યાં અટકાવી હાથ ઊંચો કરતાં પોકાર કર્યો: 'રણજીતભાઈની જય'

સૌ રિક્રુટોએ પડઘો પાડ્યો : 'રણજીતભાઈની જય.'

મેં રોકતાં કહ્યું: 'મારી જય ન હોય. જય તો આપણા દેશની હોય. અને તે સાથે મેં મોટેથી જય બોલાવી; 'જય હિંદ!'

અને સૌએ પહેલાં કરતાં જોરથી, ત્રણ વખત પોકાર કર્યો: 'જય હિંદ ! જય હિંદ ! જય હિંદ !'

એટલા વખતમાં તો સુબેદાર આવી પહોંચ્યા. મારા સામે સ્નેહી તરીકેનું મોં મલકાવી કહ્યું: 'તમારે એક નંબરની રૂમમાં રહેવાનું છે.'

મેં કહ્યું: 'એ રૂમમાં તો અમેમંગ રહેતા હતા ને!'

રિક્રુટોમાંથી એક જણ બોલી ઊઠ્યું : 'એ રાજીનામું આપી છૂટા થયો છે.'

હું : 'પણ એ જગાએ બીજા કૉન્સ્ટેબલ આવવાના હશે ને?'

સુબેદાર : 'સાહેબે એ જગા પૂરવાની ના પાડી છે, રિકૂટો ઉપર ધ્યાન રાખવા કોન્સ્ટેબલની જરૂર નથી.'

મેં કહ્યું: 'અમે તો અમારી પહેલાની રૂમમાં રહીશું.'

સુબેદારથી બોલી જવાયું : 'એ કરતાં આ સારી છે.'

'એ તો હું જાણું છું. બીજી રૂમો કરતાં પણ વધારે સારી છે એટલે જ અમારે એમાં નથી રહેવું.' મેં વિનયથી કહ્યું.

સુબેદાર : 'કારણ ?'

હું : 'બીજા રિકૂટો કરતાં વધારે સગવડ ભોગવવાનો મને અધિકાર નથી.'

મોટા ભાગના રિકૂટો બોલી ઊઠયાઃ 'તમે એમાં રહો એથી અમે રાજી છીએ.'

હું : 'તમે રાજી હો પરંતુ હું રાજી નથી તેનું શું ? મારી જે ભેદભાવ સામે લડાઈ છે તેનો હું ભોગ બનું એ કેમ બને?'

સુબેદાર : 'તમારી એ રૂમ બીજાઓને આપી છે.'

હું 'એમની પહેલી રૂમમાં બદલી કરો, અમે અમારી રૂમમાં જઈશું.'

એક જણ બોલ્યો : 'એ તો ભાઈ, ઘોડાનો તબેલો છે. એમાં તાપે શેકાઈ જવાય છે !'

હું : 'આપણી સ્થિતિ ઘોડા કરતાં સારી છે ? ગધેડા પ્રત્યે જે જાતનો વર્તાવ રખાય છે તેવો વર્તાવ આપણા પ્રત્યે રખાય છે, પછી ગધેડાને ઘોડાનો તબેલો મળે એ તો ઘણું સારું કહેવાય'

કોઈ હસી શક્યું નહિ. સુબેદાર મનમાં સમસમી રહ્યો. અને નિરુપાય થઇ એણે અમારી રૂમ ખાલી કરાવી અને અમે અમારી અસલ જગાએ મુકામ કર્યો, અને અમે પ્રથમની માફક વિધિ કરી અમારો પોલીસી સરસામાન લેઈ આવ્યા. પરંતુ આ વખતે જે

વર્તાવ હતો તે જુદો હતો. સ્ટોરકિપર દરેક વસ્તુ આપતી વખતે ખુશામત કરતો હોય તેમ પૂછતો હતો—તમને ફાવશે ને? બંધ બેસશે ને? લાવો બીજું બદલી આપું?

મને થયું કે ચમત્કારને નમસ્કાર કરવાનું મૂકી આપણે આપણી ફરજને નમસ્કાર કરવાનું કરતા નહિ થઈએ ત્યાં સુધી કશો અર્થ નથી.

ડી. એસ. પી. મિ. દારૂવાળાએ હું હાજર થતી વખતે એમની સમક્ષ રજૂ થયો ત્યારે કહ્યું હતું કે તમારી સાથે મારે બીજી પણ વાતો કરવી છે એટલે ઓફીસ ટાઇમ પછી બંગલે આવો.

મેં પૂછ્યું: 'ક્યારે આવું?'

મિ. દારૂવાળા: 'સાડા ૭ વાગે, પરેડ પછી તમને અનુકૂળ છે?'

હું: 'આપ હુકમ કરો તે વખતે મારે આવવું જોઈએ. એમાં અનુકૂળતાનો ક્યાં સવાલ છે!'

મિ. દારૂવાળા: 'એ તો બરાબર છે. પરંતુ જ્યાં સુધી અનુકૂળતા સચવાતી હોય ત્યાં સુધી સાચવવા પ્રયત્ન કરવો જોઈએ.'

મેં કહ્યું: 'આવીશ'

આ વાર્તાલાપ વખતે સોમેશ્વર પણ સાથે હતો. એટલે એણે નાટકની ઢબે અભિનય કરીને રિકુટોને કહ્યું ત્યારે એમને એક વખત તો સાચું પણ ન લાગ્યું. પરંતુ જે એટમ બોમ્બ પડ્યો હતો તેના અનુભવ પછી એમને ખોટું માનવાનું કારણ ન હતું.

સોમેશ્વરને ખાનગીમાં બધા પૂછતા હતા: 'રણજીતભાઈએ એવું શું કર્યું કે સાહેબની બદલી થઈ ગઈ, નવા સાહેબે એમને હાજર થવાનો હુકમ કર્યો અને આમ વિનયથી વર્તે છે?'

સોમેશ્વરે કહેલું: 'રણજીતભાઈ કોણ છે એ જ આપણે જાણતા નથી. હું એમને ઘેર ન ગયો હોત તો મને પણ ખબર ન પડત. એ તો સુખી ઘરના માણસ છે. અને દાદાના કહેવાથી પાંચ વરસ વોલન્ટિયર તરીકે દેશની સેવા કરવા જોડાયા છે.'

એક જણ: 'દાદા કોણ?'

સોમેશ્વર: 'ગુજરાતમાં દાદા શું દસવીસ છે? આખું ગુજરાત જેમને દાદા કહે છે તેમને પણ હજુ ઓળખતા નથી?'

બીજો એક જણ: 'કિશોરભાઈ દાદા ને?'

ત્રીજો: 'એ દાદાના કહેવાથી રણજીતભાઇ આવ્યા હોય તો પછી એમનો વાળ કોણ વાંકો કરી શકે?'

પછી તો રિક્રુટો એકદમ નિર્ભય બની ગયા. દાદાનું ગુજરાતમાં શું સ્થાન છે તે નાના છોકરાથી અજાણ્યું ન હતું. સાહેબ મને સાડાછ વાગે બોલાવી શી વાત કરશે તે જાણવા બધાનું કુતૂહલ વધી ગયું. સાહેબ સાથે મારે અર્ધો કલાક વાત થઇ અને રાત્રે આઠ વાગે હાજરી પછી સભા રાખવી અને તેમાં સાહેબ આવશે મેં બધાને જણાવ્યું ત્યારે ઊલટું વધુ કુતૂહલ વધી ગયું. સૌ પૂછવા લાગ્યા: 'એ વખતે શું કરવાનું છે તે તમે તો જાણતા હશો ને?'

મેં કહ્યું: 'સાહેબે થોડી વાત કરી છે. પરંતુ વિગતે બધું એ આપણી સમક્ષ તે વખતે રજૂ કરશે. આપણે સામાન્ય રીતે જે જે વાંધા અંગે ચર્ચા કરતા હતા તેનો પૂરેપૂરા નિકાલ આવી ગયો છે. વર્ણાંગ આપણા કેમ્પમાંથી નીકળી જશે એટલું જ નહિ પણ સરકારે દરેક કેમ્પમાં સરક્યુલર કાઢીને જણાવી દીધુ છે કે પોલીસ કે રિક્રુટ પાસે કોઇ ખાનગી કામ કરવાનું નથી. અને જે કરાવશે તેને સખ્ત શિક્ષા થશે.'

બધા બોલ્યા: 'આ તો ખરી દાદા પાણીએ ખસ ગઈ. રણજીતભાઈ! તમે આવીને તો અમારું દળદળ કાઢી નાખ્યું.'

હું: 'આવું તમે માનો છો તે જ ખોટું છે. સ્વરાજ્ય આવ્યું ત્યારથી આપણું દળદળ નીકળી ગયું છે. હવે તો એ વખતની જે ઉધઇ અને બાવાં બાઝેલાં હોય તે દૂર સાફ કરવાનાં છે. પછી

આપણે એ સાફ ન કરીએ તો સરકાર શુ કરે ? આપણી સાથે થતો કોઈ અન્યાય હવે આપણે નિભાવી લેવાની જરૂર નથી સરકાર એ માંગવા તૈયાર છે મે એ જાણ્યુ એટલે ગેરમાયદેસર ચાલતું બધ કરવાનો એણે હુકમ કર્યો એમાં મે કઇ કર્યું, નથી. છતાં આભાર માનવો હોય તો દાદાનો અને સરકારનો માનવો જોઇએ'

રણછોડભાઇ 'એ ખરુ', પણ દાદા અને સરકાર પાસે અમારી ફરિયાદ લેઈ જનાર તમે એટલે અમે તમને ઓળખીએ'

મે ધ્યાનમાં રાખ્યુ હતું. હું આવ્યો ત્યારે રણછોડભાઇને મારે જે પરિચય હતો તે પ્રમાણે એ પ્રથમ દોડી આવવા જોઈતા હતા પરતુ એ સૌની પાછળ હતા અને બહુ થોડુ એ મારી સાથે બોલ્યા હતા તે પ્રસગ મળતાં પૂછ્યુ 'કેમ તમે, રણછોડભાઈ ચૂપ લાગો છો ?'

રણછોડભાઈએ તરત કહ્યુ 'શુ મોઢુ લેઇને સારે બોલુ?'

નવાઇ પામતાં મે પૂછ્યુ 'એમ કેમ બોલો છો ?'

'ત્યારે બીજુ શુ કહું ?' રણછોડભાઇ બોલ્યા 'આજે તમે જીત્યા અને પાછા આવ્યા ત્યારે મોટી મોટી વાતો કરીએ એનો શો અર્થ ? તમારી જય બોલાવીએ એમાં શો માલ ? અમારુ પાણી તો તમે અહીથી વિદાય થયા તે ઘડીએ અમે રાંડીરાંડની માફક બારણા ગોખે ભરાઇ ગયા ત્યારે મપાઇ ગયુ હતુ'

મે કહ્યુ 'એવુ કોઈએ મનમા ન લાવવુ તમે બધા અહી નોકરી કરી રોટલો મેળવવાની આશાએ આવ્યા છો સાહેબની ખફગી વહોરવાની તમારી તૈયારી ન હોય તે હુ સમજુ છુ તમે બધા ઉઘાડી રીતે મને નહોતા વિદાય આપી શક્યા પણ તમારા સૌની મને મૂગી લાગણીની વિદાય મળી હતી એમ બારણા આગળ દરેક રૂમે તમે ઊભા રહી મારી સામે ટગર ટગર તાકી રહ્યા હતા તે

જોતાં મેં સમજી લીધું હતું. અને તેથી મેં હાથ ઊંચો કરી તમારી વિદાય લીધી હતી.'

નાથાભાઈ: 'તમે ભાઇ, ઠેઠ સુધી કહેલું નહિ કે દાદાને લીધે તમે આવ્યા છો, બાકી અમે સાહેબથી એમ ફફડી ન જાત.'

હું: 'આપણે દરેકે પોતાની હિંમત ઉપર ઝૂઝવું જોઇએ. આપણને બીજાની મદદ હોય તે બરાબર છે—સારું છે પરંતુ એથી આપણી તાકાત ન હોય તે ન ચાલે. દરેક પળે દાદાને કંઈ કહેવા ન જવાય. સરકારને ફરિયાદ કર્યા ન કરાય. એ બધાં તો તો સંકટ સમયની સાંકળ કહેવાય. બાકી આપણામાં એવી તાકાત પેદા કરવી જોઇએ કે સામાની આપણને અન્યાય કરવાની હિંમત ન ચાલે. આજે આપણે એવા નિર્બળ છીએ કે ઓફીસનો ઝાડુવાળો અને સાહેબને બંગલે કામ માંજનારી પણ હલકા માની તુમાખીભેર હુકમ કરે છે અને આપણે તે ઊઠાવીએ છીએ! પણ હવે એ સ્થિતિ ગઈ છે. આપણી પાસે ફરજ ઉપરાંત કોઈ કામ લેવાનું નથી. અને કોઇ લેવા જાય તો તેની વિનયપૂર્વક ઇન્કાર કરવાનો છે. એ બધી હકીકત સાહેબ આજની સભામાં મૂકવાના છે. તે વખતે બધા કારકુનો અને પોલીસ અમલદારોને હાજર રહેવા જણાવેલું છે એટલે સૌ હવે કેમ વર્તવુ તે જાણી જશે. છતા કોઈ જૂની ટેવ ન ભૂલે તો એને તાબે થઈને આપણે પોષવી નહિ એ આપણી ફરજ છે.' અને મેં એ પતાવતાં કહ્યુ' 'બીજી એક વાત, આપણા જમાલભાઈના રૂમે રૂમે જુદા ચૂલા છે તે પણ નીકળી જાય છે. એક રસોડુ ચલાવવામાં આવશે તેનો વહીવટ આપણે ચુંટીએ તે માણસોએ કરવાનો છે.

રણછોડભાઈ બોલી ઊઠયા' 'બીજા કોને અમારે ચુટવાનો છે વળી? તમને અમે અત્યારે ચૂટયા.'

હું: 'એવું તમે એક જણ કહો તે ન ચાલે. દરેકને પોતપોતાનો મત આપવાનો અધિકાર છે.'

બીજા પણ બોલી ઊઠયાઃ 'અમે બધા તમને ચુંટીએ છીએ.'

હું: 'આ વખત હું કે સોમેશ્વર ચુંટાવા માગતા નથી.'

નાથાભાઈ: 'કારણ?'

હું: 'કારણ એટલું કે અમે આ ફેરફારના નિમિત્ત બન્યા છીએ એટલે એ જશનું ફળ અમે સ્વિકારવા તૈયાર નથી. હું જે ચુંટાશે તેને મદદ કરીશ.'

રણછોડભાઈ 'એવું તો ના બને.'

હું: 'બનવું જોઈએ. બાકી જે લડે તે ભોગવે એવું થાય, તો પાછું જે વિષચક્ર આપણે તોડવા માગીએ છીએ તે નવા રૂપે રચાય એટલું જ.'

રણછોડભાઈ: 'તો પછી કોને ચુંટવા?'

હું: 'ત્રણ જણને ચુંટીશું. એક હિંદુ હોય, એક મુસલમાન હોય અને એક ખ્રિસ્તી હોય ત્રણે જણે પોતપોતાના માણસોની ભિન્ન રુચી પ્રમાણે રસોઇનું સામ્ય ગોઠવવા પ્રયત્ન કરે.'

અને જ્યારે બધાંના કહેવાથી મેં રહેમુમીયાં, જહોન અને રણછોડભાઈની દરખાસ્ત મૂકી ત્યારે સૌને નવાઈ લાગી. ખુદ રહેમુમીયાં અને જહોનને મનમાં થયું કે આ માણસ કે જેને આપણે ક્યારેય સહકાર નથી આપ્યો તેના નામ મૂકે છે! અને તે સાથે વહેમ પણ ગયો કે હું તેમને ફસાવવા તો નહિ માગતો હોઉં? અભેસંગ જવાથી એમની શક્તિ હરાઇ ગઈ હતી એટલે એ બંને બોલી ઊઠયાઃ 'ના ના, અમારે ચુંટાવું નથી.'

મેં કહ્યું: 'તમને વાંધો શું છે?'

એ વાંધો તો શુ બતાવે? અમને એનો અનુભવ નથી એમ કહ્યું એટલે મેં જણાયું: 'અનુભવ તો આમાંથી કોને છે? દરેકને નવો અનુભવ લેવાનો છે. એક વખત તમે કામ કરો, નહિ ફાવે

તો પછી બદલી નાખીશુ' અને એ રીતે રસોડાખાતામાં એ ત્રણ જણને અમે બધાએ ચુટ્યા—એ ચુટ્યા એમ પણ કહેવાય

મિ. દારૂવાળા મને કાઈ જુદી જ વ્યક્તિ લાગ્યા મિટીગ વખતે એમણે અમલદારો કે પોતાને માટે ખુરશીઓ ગોઠવવાની નથી એમ સુબેદારને કહી દીધુ હતુ નીચે શેતરજીઓ પાથરી હતી અમલદારોને બેસવા માટે બેત્રણ ગાદલા પાથરી તકીઆ મૂકવામા આવ્યા હતા દરેક અમલદાર ઘરના ખાનગી પોષાકમાં આવ્યા હતા

મિ દારૂવાળા વચ્ચે બેઠા, બાજુમા ગ્રેડ પ્રમાણે બીજા બેઠા કારકુનો એમની આગળ બેઠા પોલીસ કૉન્સ્ટેબલો પછી, અને ઠેઠ રિક્રુટો તેમા હુ સૌથી છેલ્લી લાઈનમા બેઠો હતો

સાહેબે પછી સ્વરાજ્યના નવા તત્ર પ્રમાણે પોલીસતત્રે પણ સ્વાધીન દેશના એક જવાબદાર અને અગત્યના તત્ર તરીકે દક્ષતા-પૂર્વક અને ગુલામીમાનસનો ત્યાગ કરી કામ કરવાનુ છે તેનો ખ્યાલ આપ્યો, અને એ સભા વચ્ચે એમણે જણાવ્યુ કે, ગઈકાલ આપણે બધાએ ભૂલી જવાની છે હવેથી કોઈ પોલીસ કે રિક્રુટ પાસેથી ખાનગી કામ કરાવવાનુ નથી એવો કોઇ પ્રયત્ન કરે તો એની ફરિયાદ મારી પાસે સીધી કરવાનુ હુ આ ખુલી સભામા જાહેર કરુ છુ કોઈ બીજી વ્યક્તિ મારે નામે કામ કરાવે તો પણ તે માનવાનુ નથી

સાહેબે જે રીતે વાત મૂકી હતી તેથી મને અનહદ આનદ થયો હતો મે પોતે કલ્પ્યુ ન હતુ તેવુ વાતાવરણ સર્જાયુ હતુ તે પછી સાહેબ પોતે બોલ્યા 'રણજીતભાઈ ક્યાં છે?'

હુ મારી જગાએ ઊભો થયો

સાહેબ 'તમારે કઇ કહેવુ છે?'

હું: 'મારે આપ સાહેબનો આભાર માની એક વાત કહેવાની છે.'

સાહેબ: 'મારો આભાર માનવાનો હોય નહિ. આ જાતની સ્પષ્ટતા કરવી એ મારી ફરજ છે અને તે મેં બજાવી છે. તમારે જે કહેવું હોય તે ખુશીથી અહીં આવીને કહો એટલે બધા સાંભળી શકે.'

હું આગલી હરોળમાં ગયો અને એક ખૂણે ઊભો રહી સાહેબનો આભાર માની લીધા પછી બોલ્યો: 'પોલીસ ટ્રેઇનિંગમાં જે કોર્સ છે અને જે શિસ્ત છે, એ પ્રાણવાન પોલીસ સર્જી શકે તેવાં છે એમાં બે મત નથી એવો મને દોઢ મહિનામાં અનુભવ થઈ ગયો છે. પરંતુ એ સાથે પોલીસ એ પ્રજાનો એક સેવક છે એને નાગરિક પ્રત્યે બજાવવાની એની ફરજો અંગે, એની સાથે વર્તવાના વિનય–વ્યવહાર સંબંધી, તેમ જ પરદેશની પોલીસ અંગેનું વિશેષ જ્ઞાન મળે તે જરૂરનું છે. એનો પરીક્ષામાં સમાવેશ કરવાની જરૂર નથી. પરંતુ એ અંગે અવારનવાર પોલીસઅમલદારસાહેબો વ્યાખ્યાન આપે, પોતાના અનુભવો કહે, તેમ જ પ્રાંતના આગેવાન પુરુષોને આમંત્રી એમનો લાભ પોલીસને અપાવવો જોઈએ. આજે પોલીસની દુનિયા એવી જુદી છે કે એની બહારની દુનિયાનો એને મોટે ભાગે ખ્યાલ નથી. એ બેઉ દુનિયા સંધાય અને એક બીજાને સમજે તેવો પૂલ બધાવાની જરૂર છે પ્રાંતમાં ફરવા નીકળતા આપણા માનનીય પ્રધાનો પધારે ત્યારે એમનાં વ્યાખ્યાન પણ રખાય. જો આવું વાતાવરણ સર્જાય તો રિક્રૂટોમાં આજે જે લઘુતાગ્રંથિ છે, પોલીસો શિસ્તને નામે ગુલામી કર્યા કરે છે તે દૂર થાય. આમાં હું કેટલો સાચો છું એ જુદી વાત છે પણ મને આશા છે કે આથી પોલીસમાં જાગૃતિ આવશે, અને એનામાં જેટલી જાગૃતિ આવશે તેટલું પ્રજામાં એનું સ્થાન ઊંચું આવશે, અને એ સ્થાન ઊંચું આવતાં અમુક વર્ગ જે સૂગને લીધે આમાં દાખલ થતો નથી તે પણ આવવા માંડશે.'

મારા એ વિચારને આવકારતાં સાહેબે કહ્યું 'આપણે એ આખ્યાનોની શુભ શરૂઆત દાદા સાહેબથી જ કરીએ.'

અને એ સાથે પાછળ સોમેશ્વર અને તેની આજુબાજુનાઓએ તાળી પાડી એટલે બધાએ તાળીઓ પાડી એ સૂચનાને વધાવી લીધી

વંદેમાતરમ ગવાયા પછી સભા બરખાસ્ત થઈ અને હું રૂમમાં ગયો ત્યારે સોમેશ્વર મને ભેટી પડતાં બોલ્યો· 'મને આનું સ્વપ્નું ય નહિ આવેલું !'

મેં કહ્યુંઃ 'મને પણ સ્વપ્ન જેવું જ લાગે છે !'

# [ ૧૭ ]

છ મહિનાની પોલીસ ટ્રેઈનિંગ પૂરી થતાં પોલીસ કોન્સ્ટેબલ તરીકે અમારી જુદે જુદે સ્થળે નિમણુંક કરવામાં આવી, મને નીકુરના પોલીસ સ્ટેશને મૂકવામાં આવ્યો હતો. નવા શિરસ્તા મુજબ દરેક ટુકડી નોકરી ઉપર જતી ત્યારે ડી. એસ. પી. વિદાય સંદેશો આપતા. તે વખતે પોલીસની ફરજ યાદ આપી પ્રજાની સેવા કરવાનો આદેશ આપવામાં આવતો. આ વિધિ ૧૫-૨૦ મિનિટ ચાલતો.

અમારી ટુકડીને એ રીતે ડી. એસ. પી. એ બોલાવી સામાન્ય સદેશો આપ્યા પછી મને કહ્યુ: 'રણજીતભાઈ! તમને મેં પોલીસો જે થાણાને શિક્ષા તરીકેનું ગણે છે એવા ડીફોલ્ટર પોલીસ સ્ટેશને મૂકયા છે. એ મૂકવા પાછળ મારો ઉદ્દેશ તમારી શક્તિનો ઉપયોગ કરવાનો છે. સામાન્ય રીતે જે પોલીસો વિરુદ્ધ ફરિયાદો હોય છે તેમને શિક્ષા તરીકે રેલ્વેની સગવડ વગરના એક ખૂણાના થાણે મૂકવામાં આવે છે. એટલે એ આખા સ્ટાફને તમારા સંસ્કાર પડે અને સુધરે એવી મારી ઈચ્છા છે. વળી એ પ્રદેશ પછાત, તોફાની અને સરહદનો હોઈ પર જિલ્લામાં ગુનાઓ છુપાવવામાં આવે છે. એટલે પ્રજાને પણ તમે ઉપયોગી થઈ પડશો. આમ બેવડો ઉદ્દેશ રાખી મેં તમારી નિમણુંક કરી છે. તમને વાંધો નથી ને?'

હું બોલ્યો: 'ના, સાહેબ, એમાં મને વાંધો શું હોય? હું નોકરી કરવા આવ્યો છું એટલે ગમે તે સ્થળે જવામાં મને વાંધો

નથી, અગવડથી હુ ડરતો નથી એટલે ખાતું એ સ્ટેશનને હાર્ડેસ્ટર ગણતું હોય તો ભલે, હું એવુ ગણતો નથી '

સાહેબે મોં ઉપર હાસ્ય લાવતા કહ્યુ 'સચ, મે તમારી પાસે આ જ જવાબની આશા રાખી હતી તમે તમારા કાર્યમાં સફળ થાઓ તેમ ઈચ્છુ છુ.'

અમે રૂમ ઉપર આવ્યા એટલે સોમેશ્વરે કહ્યું 'ભાઈ, તમે નથી માનતા પણ આ મીઠાબોલો ડી એસ. પી. બહારથી દેખાય છે એટલો અદરથી ચોખ્ખો નથી, તમને ડીફીક્લ્ટર સ્ટેશને મૂકીને પણ એણે બહારથી મીઠી વાત કરી છે પણ અદરથી એણે તમને શિક્ષા જ કરી છે '

હુ 'એવુ શાથી?'

નીકરનું સ્ટેશન ઘણું તોફાની છે ગુનાઓ પણ ભયકર અને વિચિત્ર બનતા હોય છે એટલે એવા લોકોમા તમને મૂકી એ આફતમા નાખવા માગે છે ત્યાં તો ફોજદાર પણ એવો ખધો છે કે તમને ખરાબ કરવાનો લાગ મળે તો છોડે નહિ આમ પ્રથમના ડી એસ. પી. એ જે પગલું સીધુ ભર્યું હતું, તેવુ જ આ આડકતરી રીતે ભરે છે એટલો જ ફેર છે '

હુ બોલ્યો: 'એવુ હોય તો પણ ડરવાનું શુ કારણ છે? શક્તિની કસોટી કઠણ કામમા જ થાય છે એટલે એ તક આપી તે બદલ એમનો આભાર માનવો જોઈએ '

આમ મે સોમેશ્વરને તો કહેતા તો કહ્યું, પરંતુ બકરુ લઈ જતા બ્રાહ્મણને ત્રણ વખત ટોકવાથી જેમ સદેહ પડયો હતો અને બકરાને કૂતરુ માની લીધુ હતું એમ મારુ પણ થયુ ડી એસ પી એ આ વાર્તા સાથે જે રીતે વર્તવા માંડયુ હતુ તે જોતા મને એમ જ

થયુ હતુ કે પોલીસ અધિકારીઓ જો આવા હોય તો આખું ખાતું થોડા વખતમા સુધરી જાય. પરંતુ બીજી બાજુ, એ જ ઓફીસમાંથી અદિલનો ઉદ્દગાર કે, આ ડી. એસ. પી જેવો પહોંચેલો કોઇ અમલદાર નથી. આવતાંની સાથે સારી છાપ પાડવા, અને સેક્રેટરિયેટમાં દાદા જેવા વાત કરે કે આ અમલદાર સારો છે તો સારો ચાન્સ મળે તે કારણે આવી પાઘડી તેણે બદલી છે!

વળી એ ડીસ્ટ્રીકટમાં નીકળતા ત્યારે અહીં કેમ્પમાં જે સુધારાપણુ બતાવ્યુ હતું તે આચરતા નહતા એવી વાતો ઓફીસમાં એ અદિલનો બેગા એનાં સમર્થનમાં આવતી હતી. અમુક જગાના મુકામમા ફોજદારને આટલુ ખર્ચ થયુ અને અમુક જગાએ આટલું ખર્ચ થયુ, એવી વાત ચાલ્યાં કરતી શુ સાચુ એ કહેવુ મારે માટે શકય ન હતું

પરંતુ એ બધા વાતાવરણે અસર કરી હોય તેમ સોમેશ્વરની વાતથી મને શંકા તો આવી કે, સાહેબે શુ સાચે જ મને શિક્ષા કરવાની વૃત્તિથી ત્યાં મૂકયો હશે?

સોમેશ્વરે કહ્યુ 'સાહેબની દાનત પરીક્ષા કરી જોવી છે!'

મેં ઉત્સુકતાથી પૂછ્યું: 'શી રીતે?'

સોમેશ્વર: 'તમે જઇને વિનંતિ કરો કે આપે જે દૃષ્ટિથી મને કામ સોંપ્યુ છે તે છે તો ઉત્તમ. પણ મારી સાથે મને ઉપયોગી થાય એવો જોડીદાર હોય તો સુગમતા પડે, માટે સોમેશ્વરની ત્યાં નિમણૂંક કરી આપો'

મને પણ એ વિચાર ગમી ગયો. બોલ્યો: 'આપણે બને સાથે હોઈએ તો તો ઘણુ સારુ.'

સોમેશ્વર: 'તો જાઓ સાહેબ પાસેને કરો માગણી. શુ કરે છે તે તો ખબર પડે'

પ્રથમ ક્ષણે મને એવી માગણી કરવાનો વિચાર આવી ગયો. પરંતુ બીજી ક્ષણે બીજો જ વિચાર આવ્યો. તે જણાવતાં મેં કહ્યું: 'ના, ના, એવી નિર્બળતા બતાવવાનું આપણે શું કારણ છે? આપણે એવો ભાર શું કામ લેઈને ફરીએ કે આખું તંત્ર આપણે સુધારી નાખવાના છીએ? બનશે તેટલું કરવું.'

સોમેશ્વર: 'તમારો સ્વભાવ હું ન જાણતો હોઉં ત્યારને? અને તેટલું તમે કરવાના નહિ, પણ બધું કરવા બાથ બીડવાના અને તેમાં ગુંડાતત્ત્વો સાથે કામ લેવાના.'

મેં દલીલ ન કરતાં કહ્યું: 'ત્યાં ગયા વગર કંઈ વિચારો કરવાનો કશો અર્થ નથી.'

પરંતુ આમ કહેવા માત્રથી વિચારો ઓછા બંધ થાય છે? મને એ અંગે વિચારો આવતા હતા તેમ સોમેશ્વરને પણ એ જ ચિંતા થતી હતી. જુદા પડતી વખતે એણે મને એનું એ જ કહ્યું: 'તમે ભાઈ ત્યાં ચેતીને ચાલજો.'

મેં કહ્યું: 'તમે મારી ફીકર ન કરશો. હુ તમને અવારનવાર સમાચાર જણાવતો રહીશ.'

નીકુરના પોલીસ થાણામાં હુ ગયો ત્યારે એક આધેડ રબારણ બાઈ ફોજદાર સાહેબને મળી બહાર પોલીસ સાથે વાત કરતી હતી. એના શબ્દો મારા કાને પડ્યા—આજ ૭ દહાડા થયા, છોડીનો પત્તો નથી. અને તે સાથે મે બાઇ સામે તાકીને જોયું. કંઈક એને જોઈ હોય તેવો ચહેરો લાગ્યો મેં મારી સ્મૃતિને દોડાવી જોઇ ત્યાં તરત યાદ આવ્યું—લીલુડીના જેવી મોંફાળ છે. અને મનમાં સવાલ થયો—એની મા કદાચ હોય તો?

મેં બૈનો વાતમાં વચ્ચે પૂછ્યું: 'લીલુડીની વાત કરો છો?'

એ બાઈએ તરત મારા સામે જોઈ પૂછ્યું: ''લીલુડીને તમે ક્યાંથી ઓળખો ?'

મેં કહ્યું: 'કેમ્પમાં રહેનાર પોલીસ લીલુડીને ના ઓળખે એવું ના બને.'

બાઇ ઝંખવાણી પડી ગઈ, બોલી: 'એ છોડીએ તો મારું નાક કાપ્યું છે. મેં એની સાથે તો સંબંધે ય રાખ્યો નથી. કોકે મને કહ્યું કે એનું નાક કાપી નાખ્યું, ત્યારે મને થયું—એને એ શિક્ષા થયા જેવી હતી. આ તો મારી નાની છોડીની વાત છે, ભાઇ. એક આણું સાસરે વળાવેલીય છે. સોળ વર્ષની છે. એનો ૭ દહાડાથી પત્તો નથી.'

મેં પૂછ્યું: 'લીલુડીની માફક ખરાબ સોબતમાં ચડી હતી ?'

બે હાથ જોડી બાઈ બોલી: 'નારે ભાઇસા'બ ! એ તો ઊંચી આંખ કરે એવી નથી. રાત્રે બહાર સૂતેલી ત્યાંથી ઊંઘતી ઊંડાવી ગયા છે.'

મને તરત આ સ્ટેશનની હદમાં થતા અપહરણના બનાવો યાદ આવ્યા. હું મૂંગો રહ્યો કારણ કે મને એ અંગે કંઈ વાત કરવાનો અધિકાર ન હતો. યાદ પણ આવ્યું કે પરિસ્થિતિ જાણ્યા વગર મારે કોઇ કામમાં પડવાની જરૂર ન હતી.

જે પોલીસ એની સાથે વાત વાત કરતો હતો તે એને ઉદ્દેશી મારા અંગે બોલ્યો: 'આજે નવા પોલીસ થઈને આવ્યા છે. સીધા ચાલ્યા આવે છે.'

બાઈ અમને બંનેને ઉદ્દેશી બોલી: 'તમારાં બધાંનો દિયા દોસ તો છોડી હાથ આવે, બાકી...'

મારી સાથેના પોલીસે કહ્યું: 'અમે તો ચિઠ્ઠીના ચાકર, બાઈ. સાહેબ કહે એટલું અમારે તો કરવાનું.'

બાઈ: 'સાહેબે કહ્યું છે કે હું પાકી તપાસ કરાવું છું. તારી છોડી કોઈ હિસાબે શોધી કાઢીશું.'

પેલો પોલીસ: 'સાહેબે કહ્યું હોય તો પછી નિરાંતે ઘેર જા. વહેલો મોડો પત્તો મળ્યા વગર નહિ રહે.'

બાઈ થોડે દૂર ગઈ એટલે પેલા પોલીસે મને કહ્યું: 'લીલુડીને તમે ઓળખો છો, એની આ સગી બેન છે. એની પાછળ અહીં ગામના જુવાનિયા ઓછા ફરતા ન હતા. તળાવ ખોદાવાનું કામ નીકળ્યું એમાં એ કામ કરતી ત્યાંથી ખરાબ છંદે ચડી અને એની જાતે ભાગી ગઈ છે અને આ બાઈ બીજાં ઉપર આળ મૂકે છે.'

હું મારા સ્વભાવ પ્રમાણે બોલી ઊઠયો: 'એની મેળે ભાગી ગઈ હોય છતાં પરણેલી છે એટલે ગુનો તો ખરો ને?'

પેલો પોલીસ: 'ગુનો થતો હોય તો પણ એના ધણીએ ફરિયાદ કરવી જોઈએ. માને શું આમાં?'

હું: 'માને ઘેરથી ગઈ એટલે એ જ ફરિયાદ કરે ને?'

પોલીસ: 'તમે હજુ આમાં ઊંડું જાણતા નથી. એનો ધણી નાનો છે એટલે એ સાસરે જતી ન હતી. આ બધા લોક બહારથી દેખાય ભોળા પણ અંદરથી મેલનો પાર નહિ.'

હુ વાતને માંડી વાળતાં બોલ્યો. 'આ તો મારો સ્વભાવ પૂછપરછીઓ એટલે, બાકી એ બાઈ અને એની છોડી કૂવામાં પડે તોય આપણે એની શી પંચાત?' અને એ ભાઈ પહેરાની ફરજ ઉપર હતો એટલે મેં મારો હુકમ એમને આપ્યો. એ લઈને એ ભાઈ અંદર ફોજદાર સાહેબ પાસે ગયો. અને અંદર જવાનો હુકમ

લઈને એ બહાર આવ્યા હું પોલીસના નિયમ મુજબ સલામ કરીને ફોજદાર આગળ એટેન્શનની સ્થિતિમાં ઊભો રહ્યો.

મોહનસીંગ ફોજદારનું શરીર પ્રભાવશાળી હતું. ગુનેગારો ધ્રૂજે એવી આંખમાં ખુન્નસ હતું. મારા તરફ તુચ્છકારભરી નજર નાખી બેચાર સવાલો પૂછી રાઈટરને મારું કામ સુપ્રત કર્યું. રાઈટરે મારી નવી નિમણૂક અંગે જે નોંધ કરવાની હતી તે કરી અને રૂમ નંબર ૧૧ નો, જે પોલીસ કોન્સ્ટેબલની બદલી થતાં હું એ જગાએ આવ્યો હતો એ રૂમનો ચાર્જ મને સોંપ્યો હું સાહેબને સલામ કરી બહાર નીકળ્યો ત્યારે મને માલુમ પડયુ હતું કે બન્નેએ દારૂ પીધેલ હતો. ફોજદાર સાહેબ વધુ વાતચીત કરે એવી સ્થિતિમાં પણ ન હતા રાઈટરે થોડો પીધો હતો.

બીજી ક્ષણે મને થયું કે ગમે તે હો, મારે હમણાં મૂગા મૂગા કામ કરવું રહ્યું. અને સરસામાન ઊંચકી હું મારી ઓરડીએ ગયો. સરસામાનમાં, એક પેટીમાં કપડાં અને જરૂરી વાસણો લાવ્યો હતો, તે અને એક બિસ્તરો હતો એ બન્ને ઊંચકીને હું રૂમ ઉપર આવ્યો ત્યારે રૂમની વરંડામાં બકરી ઊભી હતી અને મને જોતાં એણે લીંડીઓ અને પેશાબ કર્યો. એની દોરી બારણાની સાંકળે બાંધી હતી એટલે મે એને છોડીને તગડી મૂકી તે સાથે થયું—શું લોક છે ? જાણે આ રુમમાં કોઇ આવનાર ન હોય તેમ ચાર દિવસ જગા ખાલી પડી તેમાં બકરી બાંધીને કેવી ગંદકી કરી મૂકી છે !

મે રૂમ ઉઘાડી જનાર પોલીસ હેડમુનીમનિ પિત્રાઈ હોય તેમ રૂમમાં લીંપેલું ન હતું ખાડા એવા હતા કે વાંઢા વગર આવું ઘર થાય નહિ એમ મેં માની લીધું સાધારણ ઘરના રસોડા જેવડી રૂમ હતી પાછળ નાનો વાડો હતો આગળ માથા સુધી ચણીને પાંજરું બનાવી મૂકેલી વરંડા હતી બહાર ખુલ્લું ચોગાન હતું અને

લાઇનબંધ લીમડા ઉછેરેલા હતા એટલે ઠંડો પવન આવતો હતો એટલે એ જગાનો મોકળાશથી ઉપયોગ થાય એટલી નિરાંત હતી.

મને થોડો અનુભવ થયો હતો એટલે મારા બિસ્તરામાં સાવરણી, દોરડું અને તાડપત્રીની બનાવેલી ડોલ હતી, જે વાળીને મૂકી દેવાય અને પાણી પણ કાઢી શકાય. એટલે ગામમાં એક ભાઈ ઓળખીતા હતા તેમના ભણી જવાનો રસ્તામાં વિચાર કરેલો, તે માંડી વાળી રૂમ સાફ કરવામાં અને જ્યાં ખાડા હતા ત્યાં પાણી છાંટી તે આવતી કાલે માટીથી પૂરી દેવાય તેમ વિચારી મેં સાવરણી કાઢવા બિસ્તરો છોડ્યો.

પરંતુ છૂટી થયેલી બકરી માલિકના ઘરમાં આવી એટલે એ બાઇ સમજી કે છોકરાંએ મારી બકરી છોડી મૂકી. એટલે બહાર નીકળતાં એણે મણની ગાળ જોખી: 'મારા ભાઈના સાળા, કોણે મારી બકરી છોડી મૂકી ?' બકરી છોડી મૂકીને એ વરંડામાં છોકરાં રમવા ભરાયાં હશે માની એણે અંદર ડોકિયું કર્યું. અને તે સાથે રૂમ ઉઘાડી જોતાં એ ભાંડી પડીને પોતાની રૂમ ભણી ચાલી ગઈ. એણે ગાળ ભાંડી તે વખતે મારી નજર બહાર મંડાઈ હતી એટલે એની અને મારી નજર એક થતાં એ બિચારી છોભીલી પડી ગઈ હતી.

એનો ધણી રૂમમાં હતો એટલે એ જાણતાં આવી પહોંચ્યો. મારી નિમણૂંક થઈ છે એમ એ લોકોને ખબર પડી હતી. મારા અંગે એ લોકો બધી વાત જાણતા હતા એટલે અંદર આવતાં એણે કહ્યું–તમે આવી ગયા ? સારું થયું. બકરીને છોકરાંએ છોડી મૂકી હશે એમ જાણીને ઘરમાંથી 'એ' બોલી હતી.

મેં કહ્યું : ' એનો કશો વાંધો નથી. એમને શી ખબર કે રૂમનો માલિક આવ્યો છે ? એ તો એમ જ હોય. '

એ બોલ્યો: 'તમે રૂમ શું કરવા સાફ કરો છો? હમણાં હું 'એને' કહું છું, સાફ કરી આપશે.'

મેં કહ્યું: 'ના, એ તો હું કરી લઈશ.' અને એના આગ્રહ છતાં મેં રૂમ સાફ કરી. માધુએ મદદ કરી. અને એની પત્ની પુંજી મારા માટે પાણી ભરી લાવી. એ રાત્રે મોડા સુધી પોલીસો સાથે વાતો કરી હું દસ વાગે સૂઈ ગયો. રસ્તામાં અથડામણ થઈ હતી, એટલે લીમડાના ઠંડા પવનમાં ઊંઘ તરત આવી ગઈ હતી, પરંતુ એક વાગે ત્રાહ ખાઈની ચીસાચીસ સાંભળી જાગી ગયો. ચીસો પોલીસ ક્વાર્ટર્સમાંથી આવતી હતી.

[૧૮]

પોલીસ સ્ટેશનમાં ત્રીસ ક્વાર્ટર્સ હતા. પંદર પંદરની બે સામસામી લાઈન્સ હતી. એમાં પ્રજાનું રક્ષણ કરવા માટે ત્રીસ પોલીસ રહેતા હતા. છતાં એ જ પોલીસ ક્વાર્ટર્સમાંની એક રૂમમાંથી હૃદય ચીરાઈ જાય તેવી એક સ્ત્રીની ચીસો આવતી હતી છતાં કોઈ સળવળતું ન હતું. સીમમાં કોઇ શિયાળવું રડતું હોય અને માણસ જેમ શાંતિથી એ સહી લે તેવું મને વાતાવરણ લાગ્યું. હું પથારીમાંથી ઊઠી એ લાઈનમાં આઘોપાછો થતો હતો પરંતુ કોઇ બીજું આવે તો હું એને પૂછું ને?

ઉંવટ મારી ધીરજનો અંત આવ્યો એટલે મેં માધુને ધામેથી ખૂમ પાડી. એ જાગતો જ હતો એટલે મારા બોલ સામો એ આવ્યો. એની વહુને ધીરજ ન રહી એટલે એ પણ પાછળ ને પાછળ આવી પહોંચી. માધુ મને કંઈ કહે તે પહેલાં એ બોલી ઊઠી: 'જુઓ સાહેબ, તમારી વાત અમે બધાં જાણીએ છીએ. મોટા સાહેબને પણ તમારે લીધે જવું પડયું એવા તમે બહાદૂર છો. ઘરના સુખી છો. મોટાના દીકરા છો. પણ તમારી વાટે 'એ' કંઇક કરે તો એમની નોકરી જાય અને અમારો રોટલો ટળે.'

કોઇ હાલતું ન હતું એટલે વાતમાં મર્મ હતો એતો હું સમજી ગયો હતો પરંતુ પુંજી આટલી બી ગઈ હતી એમ જોતાં મેં બંનેને મારી રૂમમાં બોલાવતાં કહ્યું: 'તમે ગભરાઓ નહિ. હું કંઈ કોઈને

ખરાબ કરવા અહીં નથી આવ્યો. મારે એટલું જ જાણવું છે કે આ શું છે! કેમ કોઈ બોલતું નથી? એક બાઇ આમ ચીસો નાખતી હોય છતાં એના ધણીને કેમ કોઈ કંઈ કહેતું નથી?'

પુંજીને વહેમ આવ્યો એટલે એ બહાર ડોકિયું કરી આવી, રખેને કોઈ કાન માંડી પોતાની વાત સાંભળતું તો નથી!

માધુ: 'એ બાઇ આદમની પરણેતર નથી. હિંદુ બાઈ છે અને ભોળવીને નસાડેલી તે આ કસાઇવાડે ગાય બંધાઇ છે.'

હું: 'કેટલા વખતથી અહીં છે?'

પુંજી: 'મહિનો થયો હશે.'

હું: 'રોજ આમ ચીસો પાડે છે?'

પુંજી: 'પહેલું અઠવાડિયું આવી ચીસો પાડેલી પણ કોઈ એની વહારે નહિ ગયેલું. એટલે હવે પછી આદમ દારૂ પીને એને મારે અને ન વેઠાય ત્યારે જ બૂમો પાડે છે. પણ આદમ જાતનો એવો છે કે એને મારી નાખે તો પણ કોઇ એને છોડાવા ન જાય.'

માધુ: 'આજ તો હું માનું છું કે તમારે લીધે એ બાઇ વધારે ચીસો પાડે છે.'

હું ઝબકી ગયો. બોલ્યો: 'મારે લીધે એટલે શું?'

પુંજી: 'એવું ય હોય, તમે સારા છો, અને ખોટું ચાલવા દો તેવા નથી, એ બધી વાતો થયેલી એણે પણ સાંભળી હશે એટલે તમે એને દુઃખમાંથી છોડાવશો એવી આશાએ ચીસો પાડતી હશે'

હું: 'બાઇ ક્યાંની છે?'

માધુ: 'વાત મેં કહી છે એવું બહાર ન જવું જોઈએ.'

પુંજી: 'હા, સાહેબ. અમારો રોટલો આમાં છે.'

હું: 'મને તમે સાહેબ ના કહેતાં. હું ય માધુભાઈ જેવો પોલીસ છું. હું તમને મુશ્કેલીમાં નહિ મૂકું એની ખાત્રી રાખજો.'

માધુ: 'તમે જો છાપામાં વાંચ્યું હોય તો, અમદાવાદ જિલ્લાના અસલાલી ગામની એક વાણિયણ વાઘરી સાથે નાસી ગઈ છે એવું ત્રણ મહિના ઉપર આવ્યું હતું.'

મેં વાંચ્યું ન હતું એટલે કહ્યું: 'આવ્યું હશે.'

માધુ: 'એ વાણિયણને વાઘરી કેટલો વખત રાખી શકે? એ વાઘરી આ બાજુ નાસી આવેલો. પરંતુ એ વાત ફૂટી ગઈ વાઘરીને એ બાઇ સાથે પકડયો. ઘરેણાં લેઇ લીધાં અને બાઈને કબજે કરી એને ધમકી આપીને કાઢી મૂકયો. અને ત્યાંથી એ બાઈને આદમે ઘરમાં ઘાલી છે. ગમે તેવી વાણિયણ, વાઘરી જોડે ભાગી ગયેલી હોય, પણ મુસલમાનના ઘરમાં પેસતાં એનો જીવ કેમ ચાલે? એને દારૂ પીવા જોઈએ, માસ ખાવા જોઈએ. એક મહિનામાંજ અધીં સુકાઈ ગઈ છે.'

હું: 'પણ આદમે એક બાઇને આમ ગેરકાયદેસર ઘરમાં ઘાલી તે ફોજદારે ચાલવા કેમ દીધું?'

પુંજી બોલી: સાહે તમે અહીં રહેશો એટલે બધુ એની મેળે સમજાશે. અમારી મોઢે શું કામ બોલાવો છો?'

હું પણ વધુ આગ્રહ ન કરતાં બોલ્યો: સારુ, તમતમારે હવે જાઓ.' પેલી બાઇની ચીસો બંધ થઈ ગઈ હતી એટલે હું પણ વિચાર કરતો પથારીમાં પડયો. અમારી વાતચીતને કોઇએ જાણી નથી એવી ખાત્રી થતાં પુંજી નિરાંતનો શ્વાસ લેઈ એની રૂમમાં ચાલી ગઈ.

પરંતુ ત્રણ વાગે ફરી એ બાઈની ચીસો શરૂ થઈ. રાત્રે એક વાગે હું માનું છું કે આદમને કદાચ મારી બીક હોય કે આ વિચિત્ર માણસ આવ્યો છે એટલે એણે ત્રાસ ગુજારવામાં મર્યાદા રાખી હોય, પરંતુ દરરોજની જેમ એ વખતે બાઈએ ચીસો પાડી છતાં હું પણ મૌન રહ્યો એટલે નિર્ભય બની એણે આ બીજો જોરદાર હુમલો શરૂ કર્યો હોય એમ મેં માન્યું.

મારી ઈચ્છા હતી કે થોડો વખત મૂંગા રહી મારે પરિસ્થિતિનો અભ્યાસ કરવો. પરંતુ એક ગરીબ ગાય કસાઈવાડે છુટકારા માટે ચીસો નાખતી હોય ત્યારે હું મારી ગણતરી પ્રમાણે ચૂપ શી રીતે રહી શકું? અને જ્યારે એ બાઈ કેવળ મારી આશાએ જ આમ છુટકારો મેળવવા ઘા નાખતી હોય ત્યારે મારું હૈયું ઝાલ્યું પણ શી રીતે રહે!

હું ઊભો થયો હાથમાં ડાંગ લીધી અને ૨૧ નંબરની જે રૂમમાંથી ચીસો આવતી હતી તેને બારણે જઈને મેં પડકાર કર્યો: 'આદમ બારણું ખોલો'

મેં પડકાર કર્યો હતો એટલે પોતપોતાની રૂમમાં જે જાગતા હતા એમને મારો અવાજ તરત જ કાને પડયો હતો. પોતાને પક્ષે મદદ આવી પહોંચેલી જોતાં બાઈએ કારમી ચીસ નાખી. હું ફફડી ગયો. મને ફાસ્કો પડયો કે એ રાક્ષસ કદાચ ઝનૂનમાં આવીને એને ઘા કરશે તો!

અને મારો એ ફ્રાસ્કો ખોટો પણ ન હતો મારા પડકાર સમો એ ખુણામાં મૂકેલી બંદૂક ઊઠાવવા ગયો. એ સાથે જ બાઈએ કારમી ચીસ પાડી હતી, પરંતુ સાથે બારણાની સાંકળ ખોલી નાખવાની ચપળતા બતાવી એટલે એ બચી ગઈ. દોડીને એ મારી પાછળ આવીને ભરાઈ ગઈ. આદમ બંદૂક લઈને પાછળ આવ્યો, પણ વચ્ચે

મને અડગ ઊભેલો જોઇ એ અટક્યો, કાદુ મકરાણી જેવો જ આદમનો દેખાવ હતો. પ્રથમ ક્ષણે મારાં રોમાંચ પણ ખડાં થઇ ગયાં. પરંતુ તરત સ્વસ્થતા જાળવતાં બીજી પળે મેં એના હાથની બંદૂક પકડી લીધી અને નળીનું મોં ઊંચું કર્યું.

આદમ મારા હાથમાંથી બંદૂક ઝૂંટવવા જતો હતો, પરંતુ મેં એનો લાગ ન ફાવવા દેતાં કહ્યું: 'જો આદમ, તારે અને મારે કંઇ વેર નથી. આ બહેને હૈયું ફાટી જાય એવી ચીસો ન નાખી હોત તો મારે અહીં આવવું ન પડત. તું આટલેથી આગળ વધવાનું અટકી જઇશ તો હું તને જતો કરીશ. બાકી તું એમ ના જાણતો કે આ બધા પોલીસ તારી ગુંડાગીરીથી ચૂપ બેસી રહ્યા છે તેમ હુંયે બેસી રહીશ.'

આદમ મારા હાથમાં બંદૂક છોડી દઇને રૂમ બહાર નીકળી ગયો. એ ફોજદાર પાસે જઇ રહ્યો હતો એમ મેં અનુમાન કરી લીધું. મેં પેલી બાઇને કહ્યું 'ચાલ બહેન, મારી રૂમમાં.'

એ બહેન બોલી: 'ના, તમે જાઓ. મેં ચીસો પાડી એ ભૂલ કરી. એ તમને હેરાન કરશે, મારે લીધે તમને હું શું કામ દુઃખી કરું?'

મેં એને હુકમ કરતાં કહ્યું: 'એ ગાંડપણ કરવાનો આ વખત નથી. કસાઇને ત્યાંથી છૂટવું હોય તો આગળ થા. મારી ચિંતા હું કરું એવો છું.

તરત એ બહેને આગળ ડગ માંડ્યું. બાજુના ક્વાર્ટર્સનાં બારણાં ઉઘડયાં હતાં. પરંતુ એ બધા બીતા હતા એટલે મારે એમને બોલાવીને શું કામ હતું? છતાં એટલામાંથી બે જણ હિંમતવાળા નીકળ્યા. એ મારી રૂમે આવ્યા. કહે: 'અમારા પેટમાંય ઘણી લાય હતી, અમે તમારા પક્ષમાં છીએ. અમે ગરીબ માણસો, કાય-

દારૂમાં પીલાઈ જઈએ એટલે બોલતા ન હતા. બાકી થાણામાં અન્યાય ઓછો નથી. ફોજદારની ઓથ છે એટલે આદમ એટલો બધો ફાટી ગયો છે. દેવ ઉપડી ગઈ છે તેમાં પણ આ લોકોનો હાથ છે.'

મને ખ્યાલ ન આવ્યો. બોલ્યો: 'કયી દેવ?'

એક જણ: 'કેમ કયી? લીલુડીની બહેન.'

હું: 'આ ખૂણામાં (પ્રદેશ) બધા આવા જ ધંધા ચાલે છે કે શું?'

બીજો: 'આ તો પારોરામાં પહેલી પૂણી છે. અહીં રહેશો એટલે આખા નરકનો ખ્યાલ આવશે.'

હું: 'તમે બે જણ મારી મદદમાં રહેશો તો ય બસ છે. મારે ઘણુ ય શાંતિથી રહેવુ હોય છે, પણ પરિસ્થિતિ એવી આવીને ઊભી રહે છે કે મારાથી ઝંપલાવ્યા વગર રહી શકાતું નથી.'

અમારી આ વાતચીત ચાલતી હતી ત્યાં આદમે ફોજદારને જઈને ફરિયાદ કરી એટલે ડયુટી ઉપરનો પોલીસ આવ્યો. મને કહેવા લાગ્યો: 'બાઈને સાહેબને ઘેર મોકલો. બાસાહેબે કહ્યું છે કે, એને હું મારી પાસે રાખી બધી વાત પૂછી લેઈશ'

હું અકળાઈને બોલ્યો: 'બાસાહેબને કહેજે કે મહિનાથી એ બાઈ ચીસો પાડે છે પણ એની વાત સાંભળવાની નવરાશ નહોતી મળી તો હવે શી જરૂર છે? એની બધી વાત સવારમાં એ થાણે ફરિયાદ નોંધાવે ત્યારે સાંભળવી હોય તો આવજો.'

મારો જવાબ સાંભળી પેલો પોલીસ તો ડઘાઈ જ ગયો, અને મારા પ્રત્યે મમતા હોય તેમ નમ્ર બનતાં બોલ્યો: 'તમે મને ગમે તે કહો, પરંતુ એવું મારાથી ત્યાં જઈને ઓછું કહેવાય છે!'

હું: 'કેમ ન કહેવાય? હું જે કહું તે તમારે તો કહેવાનું છે.'

પોલીસ: 'એથી તો સાહેબ ખિજાય, બાસાહેબ એથી વધારે ખિજાય એવાં છે.'

હું: 'એમની દયા ઉપર હું જીવતો નથી પછી ભલેને ખિજાય. સાહેબને કહેજે કે એને જે કહેવાનું છે તે એ સવારમાં ફરિયાદ નોંધાવશે ત્યારે કહેશે.'

પોલીસ: 'તો તમે ત્યાં આવીને જાતે જે કહેવું હોય તે કહી જાઓ.'

હું: 'મને બોલાવ્યો નથી, પછી મારે શું કામ આવવું?'

પોલીસ નિરુપાય થઈ ચાલ્યો ગયો.

મારી વાત સાંભળતાં ફોજદાર સાહેબ ગભરાઈ ગયા હોય તેમ તરત મારા ક્વાર્ટરે આવ્યા. એમને આવતા જોઈ હું તરત એમની સામો ગયો. બોલ્યો 'આપે આવવાની તસ્દી શું કામ લીધી? કહેવડાવ્યું હોત તો હું ત્યાં આવત.'

ફોજદારને આવતાં અપમાન જેવું તો લાગ્યું હતું, પરંતુ અંદર પોતે પણ સંડોવાશે એ બીકે ને ફરિયાદ ન થાય એ કારણે સામા આવ્યા હતા. એટલે મેં વિનય કર્યો ત્યાં એ બોલ્યાઃ 'ચાલો ત્યારે મારે ત્યાં બેસીશું.' અને એમણે પાછા ફરવાની તૈયારી બતાવી.

હું બોલ્યોઃ 'સાહેબ, મને આવવામાં વાંધો નથી. પણ બાઈનું રક્ષણ થવું જોઈએ. હું ત્યાં આવું અને અહીંથી તેને ઉપાડવામાં આવે...'

ફોજદાર. 'એટલો બધો તમને અવિશ્વાસ છે?'

હું: 'અવિશ્વાસ નહિ, એવું આવા કિસ્સામાં બને તો નવાઈ નહિ.'

ફોજદારઃ 'તમે કહો તેને અહીં પહેરા ઉપર મૂકીએ.'

પેલા બે પોલીસો, જે મને હિંમત આપવા આવ્યા હતા તેમનાં મેં નામ આપ્યાં—ગોવિંદ અને રઘુનાથ.

ફોજદાર સાહેબના આવતાં અગાઉ જ એ બન્ને જણ એમની રૂમમાં ગયા હતા. એમને બોલાવવામાં આવ્યા અને એ બાઈ ને એમના રક્ષણ તળે મારી રૂમમાં મૂકી હું સાહેબ સાથે એમને ઘેર ગયો.

મને જોતાં જ એમનાં સત્તા ભોગવતા પત્ની—ગજરાબહેન— ગાજી ઊઠર્યાં: 'તમે નવી નવાઈના પોલીસ થઈ'ને આવ્યા લાગો છો...'

વચ્ચે એમને રોકતાં ફોજદાર બોલ્યા 'તને વચ્ચે ડહાપણ કરવાનું કોણ કહે છે ? તુ તારે ચૂપ બેસી રહે ને.'

પોલીસને ચપટીમાં ઝાલીને ચોળી ન'ખાય તેવું મગતરું સમજતાં ગજરાબહેન ચૂપ શી રીતે બેસી રહે ! એ બોલ્યાં 'કેમ ના બોલું ? એ બાઈ ને મારી પાસે મોકલવાનું મેં કહેવડાવ્યું છતાં ના મોકલી......'

હું બોલ્યોઃ 'શી રીતે મોકલું ? એક વાણિયાની બાઈ હોવા છતાં આજ એક મહિનાથી પોલીસ ક્વાર્ટર્સમાં એક મુસલમાન પોલીસે ગેરકાયદેસર એને ઘરમાં ઘાલી છે. ત્રાસ ગુજારે છે. એ હૈયુ ફાટી જાય એવી ચીસો નાખે છે છતાં તમારું રૂંવાડું ફરક્યું નથી; અને આજે હું એને છોડાવું છુ ત્યારે એ ગુનેગાર તમને ફરિયાદ કરવા આવે છે એટલે તમે એને તેડાવો એમાં મને શી રીતે વિશ્વાસ બેસે ?'

ફોજદાર વચ્ચે બોલ્યાઃ 'તમે રણજીતભાઈ, અમસ્તા આકળા થાઓ છો. એનો તમે કહેશો એ રસ્તો કરીશુ.'

છતાં ગજરાબહેન બોલ્યા વગર ન રહી શકયાં. કહ્યું: 'એ જો વાણિયણ હતી તો વાઘરી સાથે નાસી શું કામ છટી હતી? એના ધંધા વાઘરી કરતાં જૂંડા હોય તો મુસલમાન શું ભંગીય એને ઘરમાં ઘાલે.'

હું: 'પણ પોથીસથી તો ન જ ઘલાય. અને ઘાલે તો ફોજદાર સાહેબે એના ઉપર પગલાં લેવાં જોઈએ. આપણી ફરજ ગુના અટકાવવાની છે, કરવાની નહિ.'

ગજરાબહેન: 'એટલે તમે સાહેબના ઉપરી છો એમ!'

હું: 'હું તો પોલીસ છું.'

ગજરાબહેન: 'દિમાગ તો સાહેબ કરતાંય વધારે રાખો છો. આવ્યા તે રાતે જ ઝઘડયા વગર ન રહ્યા. તમે એમ ન જાણતા કે મોટા સાહેબને તમે બદલાવ્યા છે એટલે ફોજદાર સાહેબ બી જશે.'

ફોજદાર ખિજાઈ ગયા. બોલ્યા: 'તને કૂતરીની પેઠે લવલવ કરવાનું કોણ કહે છે?' અને મને ઉદ્દેશી: 'એનું બોલ્યું ન સાંભળતા. મૂરખ છે. આપણી વાતમાં કંઈ સમજે નહિ...'

હું: 'તમે સાહેબ, ચિંતા ન કરશો. કોઈ મને કશું કહે તેથી ખોટું લાગવાનું નથી.'

ગજરાબહેન પણ ફોજદાર જે રીતે ખિજાઈને બોલ્યા તેથી ડઘાઈ ગયાં. મારા આગળ એમનું અપમાન થયું એટલે એ ઝંખવાણાં પડી ગયાં. એ ચૂપ રહ્યાં.

ફોજદારે પાછલી વાત ઉથામવા ન માગતા હોય તેમ આગળ ચલાવતાં કહ્યું: 'બોલો, હવે તમે શું કરવા માગો છો?'

હું: 'તમે જે કહો તે.'

ફોજદાર: 'હું શું કહું? બાધ તમારા હાથમાં છે એટલે એની ઈચ્છા તો તમે જાણી હશે ને?'

હું: 'મારે હજુ એની સાથે વાત થઈ નથી. પણ મારો એવો કંઈ ઈરાદો નથી કે ફરિયાદ જ કરવી. અંદર અંદર સમાધાન થઈ જતું હોય તો હું તે કરવામાં વધુ માનું છું.'

ફોજદાર: 'કેવી જાતનું સમાધાન?'

હું: 'આદમ માફી માગે. એની જણશો જે એની પાસે હોય તે સોંપી દે એટલે આટલો વખત એને જવા દઈએ.'

ફોજદારના મોંમાં પાણી આવી ગયું: 'બાઈ પછી ઘેર જઈને ફરિયાદ નહિ કરે તેની શી ખાત્રી?'

હું: 'એવી બીક રાખવાનું કોઈ કારણ નથી.'

ફોજદાર: 'એ બાઈ ઘેર જવા ખુશી છે?'

હું: 'મેં એને પૂછયું નથી. ખુશી નહિ હોય તો કોઈ આશ્રમમાં એને સોંપીશું.'

ફોજદારને તો એ બીક હતી કે હું બાઈ પાસે ફરિયાદ કરાવીશ અને તેથી આમાં પોતે પણ સંડોવાશે. પરંતુ મેં એવી વાત ન કરતાં સીધી સમાધાનની વાત કરી એટલે ફોજદારને શાંતિ વળી. એમણે એ વાત સ્વીકારતાં કહ્યું: 'તમારી વાત બરાબર છે. આદમ પાસે એની જણશો હશે તે અપાવી દેઈશું. એને જ્યાં જવું હોય ત્યાં તમે કહેશો તેની મારફત મોકલી આપીશું'.

વાત પતી ગઈ એટલે હું ઊઠયો. સાહેબ બોલ્યા. 'એ બાઈને તમે બધી વાત કરી રાખજો એટલે સવારમાં આપણે એનો બંદોબસ્ત કરી દેઈશું.'

'સારુ' કહીને હું મારા કવાર્ટરે આવ્યો ત્યારે સાડા ચાર વાગ્યા હતા છતાં આખી પોલીસ લાઈનનાં બૈરાં-છોકરાં બધાં જાગી ગયાં હતાં, અને આ જ વાત ચાલતી હતી.

## ૧૯ ]

બીજે દિવસે તારાને મૂકવા મારે જવાનુ થયુ તેની એવી ઈચ્છા હતી કે જો કોઈ બીજો મૂકવા આવશે તો એને ભય રહેતો હતો કે એ સહીસલામત નહિ પહોંચે વળી એને ક્યાં રહેવુ હતું તે પણ નક્કી ન હતું. એ ઘેર જઈ શકે તો જવા ખુશી હતી કારણ કે ભૂલ કરી એ ઘેરથી નાસતાં તો નાસી હતી પરંતુ ત્રણ મહિનાના અનુભવે એની સાન ઠેકાણે આવી હતી અધુરામાં પૂરુ એને બે બાળકો પણ હતાં નાની ઉમરમાં એનાં લગ્ન ગરીબ ઘરના વાણિયા સાથે થયાં હતા અને એનો પહેરવા ઓઢવાનો શોખ પૂરો થયો ન હતો એટલે એ બીજે છટે ચડી ગઈ હતી, તેમાં શહેરમાંથી ચોરી કરી લાવતા, અને ઉજળાં કપડામાં ઠાઠથી રહેતા ગામના છેલબટાઉ વાઘરી સાથે એ ભગે ચડી ગઈ. એ વાઘરીની લેવડદેવડ એના વરની દુકાને એટલે આ પરિચયમા તે ભાન ભૂલી અને બાળકો મૂકી એક દિવસ વર છોડીને ચાલી નીકળી

પછી એને વિતવામાં બાકી ન રહ્યુ. ધણીએ પણ એનુ નાહી નાખ્યુ હોય તેમ ન તપાસ કરી કે ન ફરિયાદ કરી, એની બાઈને પગાણે ઘેર લાવીને ય શુ કામ છે માની એ એનાં બે છોકરા, એક ૭ વરસનુ અને બીજુ ત્રણ વરસનુ ઉછેરવા લાગ્યો અને દુકાન સભાળીને બેસી રહ્યો તારા આ બાજુએ વાઘરી સાથે અને આદમ સાથે બે ઘર માંડી પસ્તાઈ ચૂકી હતી વળી એને બાળકોની યાદ

સતાવતી હતી. એટલે ધણી જો સંઘરવા તૈયાર હોય તો લોકોની ટીકા સહીને, મોં નીચું ઘાલીને પણ ઘેર જવા તયાર હતી. એનો ધણી, ભલો અને કોઈ દબાવીને કહેનાર હોય તો સંઘરે એવો અસીલ હતો.

મારી પોતાની ઇચ્છા પણ એવી ખરી કે એને ઘેર જાય તો એ સીધો રસ્તો ઉકલ્યો કહેવાય. પરંતુ આ સંજોગોમાં કોઈ સીધો આદમી પણ પત્નીને સંઘરવા તૈયાર થાય કે કેમ એ સવાલ હતો. એટલે તારાને મેં અમદાવાદમાં જઈ વનિતા વિશ્રામમાં મૂકી. અને હું મોટરમાં બેસી એને ગામ જવા નીકળ્યો. રસ્તામાં...ગામે મોટર ઊભી રહી ત્યાં ચાર નવા ઉતારુઓ ચડયા. એમાં એક સોળ–સતર વર્ષની ઉજળે વાને અને તંદુરસ્ત છોકરી ચડી. એણે કપડાં વાણિયા બ્રાહ્મણ પહેરે તેવાં પહેર્યાં હતાં. એના તંદુરસ્ત અને દેખાવડા શરીરને કિંમતી કપડાં ખરી રીતે શોભવાં જોઈતાં હતાં, પરંતુ એને એવાં કપડાં પહેરવાની ટેવ ન હતી એટલે જે ઢંગમાં એ પહેરાવાં જોઈએ તે રીતે એ એણે પહેર્યાં ન હતાં.

હું વિચારમાં પડી, નીચી નજરે એ છોકરીના મોંના ભાવ જોઈ રહ્યો હતો. એની સાથે જે પુરુષ બેઠો હતો તે એના નજીકના લોહીનો હોય તેવું બાહ્ય ચિહ્ન દેખાતું ન હતું. એ છોકરી પણ સ્વાભાવિક રીતે ન બેસતાં ઊંચે શ્વાસે બેઠી હતી અને વારંવાર પેલા પુરુષ તરફ નજર માંડતી હતી. મને વહેમ પડયો કે છોકરીઓ વેચવાની ટોળીમાંનો આ નાગડો છે કે શું ?

અને તે સાથે મને લીલુડીની નાની બહેન દેવ ઓચિંતી યાદ આવી. રખે એ તો નહિ હોય ? એની માની અને લીલુડીની મોંકળા જેમ મળતી આવતી હતી તેમ આનું ન હતું. એ બંનેનું મોં ગોળ લાડવા જેવું હતું ત્યારે આનું લંબગોળ હતું. આંખો અણિયાળી હતી. તંદુરસ્તી, ગોરો વાન અને ઊંચાઈ સરખા જેવાં દેખાતા

હતાં. હું એ લોકોને વહેમ ન પડે તે રીતે મનમાં ખાત્રી કરવાનો રસ્તો ગોઠવતો ગોઠવતો બીજી વાતો કરતા હતા તેમની સાથે વાતોમાં ભળ્યો હતો. મેં ગામડાના ખેડૂત પહેરે તેવો વેશ પહેર્યો હતો. એટલે મારાં જાડા, મેલાં ને અણઘડ કપડાંથી બીજાઓનું ધ્યાન મારા તરફ ખેંચાય એવું પણ ન હતું.

વાતવાતમાં મેં એ છોકરી પાસે બેઠેલા અને મારી સામી સીટમાં સહેજ દૂર બેઠેલા ભાઈને પૂછ્યું 'ક્યાં જવું છે તમારે?'

મારા સવાલ સામે એ માણસ એક વખત તો મારા સામે તાકીને જોઇ રહ્યો, અને બોલ્યો : ' શું કામ છે તમારે?'

મેં સહજ રીતે કહ્યું : '......ગામ મારે જવું છે. પહેલી વખત જાઉં છું એટલે કોઇ સંગાત હોય તો ઠીક, એથી પૂછ્યું'

મારી બાજુમાં બેઠેલા ભાઇ બોલી ઊઠયા : 'મોટર સડક ઉપર ૧૧ મા માઇલે ઊભી રહે ત્યાંથી જમણા હાથે સીધો રસ્તો છે. એક ગાઉ ચાલવાનું છે. કોઇના સંગાતની કશી જરૂર નથી.'

હું મનમાં ને મનમાં આપણા લોકોના પરગજુપણા અંગે સમસમી રહ્યો. પેલા ભાઈએ મારા એ પ્રશ્નનો જવાબ નહોતો આપ્યો એ હું જોઈ શકયો હતો .....ગામ આવતાં મોટર ઊભી રહી. પેલા ભાઈએ એ છોકરી ભણી નજર કરી કહ્યું : 'આપણે અહીં ઉતરવાનું છે.'

મેં મારો પાસો ફેંકતાં કહ્યું : 'દેવ ! ખબરદાર જો નીચે ઉતરી છે તો.'

મારે તો 'દેવ!' શબ્દથી એના મોં ઉપર શો ભાવ બદલાય છે તેની ખાત્રી કરી લેવી હતી. એ નામ સાંભળી છોકરી એકદમ ઝંખવાઈ ગઈ. પેલો માણસ પણ મુંઝાઈ ગયો. મોટરના બારણા આગળ જે બે જણા હતાં તે તો ઉતરીને નાસવા જ લાગ્યા. મેં સમયસૂચકતા

વાપરી પેલા પુરુષનું કાંડું પકડી લીધું. પેલા નાસી જતા લોકોને પકડવા મેં પ્રયત્ન ન કર્યો–બૂમ પણ ન પાડી. પરંતુ ઓચિંતું આ તોફાન જોતાં મોટરમાં બેઠેલા લોકો વિમાસણમાં પડી ગયા. મેં મોટર ડ્રાયવર અને કંડક્ટરને કહ્યું: 'આ લોકો આ છોકરીને ભગાડીને લાવેલા છે. નીકુરના રબારીની આ છોડી છે.'

પેલા પુરુષના શરીરે પરસેવો વળી ગયો. દેવ પણ ગભરાઈ ગઈ. ડ્રાયવરે તરત મોટર ગામમાં હાંકી અને મેં બંનેને ગામના ચોરામાં લેઈ જઈને બેસાડયાં. ઉતારુઓમાંથી બે જણને સાક્ષી તરીકે નામ આપવા કહ્યું ત્યારે કોઈ આપવા તૈયાર ન થયું. કોર્ટમાં અમે ક્યાં ધક્કા ખાવા આવીએ એમ બહાનું કાઢયું. છેવટે કાયદેસર સાક્ષીમાં આવવું પડશે એવી બે જણને ફરજ પાડી ત્યારે એમણે નામ નોંધાવ્યાં.

મેં દેવને કહ્યું: 'તને ખબર છે, તારી મા તારા માટે કેટલો વલોપાત કરે છે તે?' દેવ કંઈ ન બોલી.

મેં કહ્યું: 'તું બીશ નહિ. તારે સાસરે નહિ જવું હોય તો હું ફારગતી અપાવીશ. તારે ફરી જેનું ઘર માંડવું હોય તેનું સુખેથી માંડજે. પણ આમ આ લોકો વેચી તારો અવતાર ધૂળ કરશે એનું તને હજુ ભાન નથી. તારી બહેને નાક ખોયું અને હજુ બાકી છે તે તારે જીવ ખોવો છે?'

એનાં બધાં ઓળખીતાનાં હું નામ દેતો હતો એટલે એ નવાઈ પામતી હતી. એણે મને કદી જોયો ન હતો છતાં હું એને ઓળખતો હતો–બધાને ઓળખતો હતો.

મેં કહ્યું: 'આદમ પોલીસે વાણિયણ ઘરમાં ઘાલી હતી તેની તો તને ખબર છે ને? એને પણ મેં છોડાવી છે. તારી મા કાલે મને કહેતી હતી કે મારી છોડીનો કંઈ પત્તો મેળવી આપો. એ તને યાદ કરે છે. અને આમ તું ઘરથી નાસતી ફરે તે સારું કહેવાય?'

અત્યાર સુધી કાળજુ કઠણ રાખી રહેલી દેવ, મેં આ બધી વિગત કહી એટલે નરમ થઈ ગઈ. તરત રડી પડી.

મેં કહ્યું : 'તારે જે દુઃખ હોય તે મને કહે, તારો ધણી નાનો છે. તને એ ગમતો નથી એ બધું હું જાણું છું. એટલે તારે ફારગતી જોઈતી હશે તો હું અપાવીશ.'

દેવ આંસુ લૂછતાં બોલીઃ 'મારો સસરો ફારગતી આપે તેવો નથી.'

હું : 'પણ આમ તું છાની રીતે કોકના ઘરમાં પેસીશ તો એ જેલમાં પુરાવશે. અને આ લોકો તને ગમે તેને ત્યાં વેચી દુઃખી કરી નાંખશે. તું છેતરાઈને નાઠી છે પણ એમાં તને દુઃખ આવવાનું છે. તને વેચવા નીકળ્યા છે તેમાંના બે તો નાસી છૂટયા છે, ત્રીજો પકડાઈ ગયો છે તેણે બધુ કબૂલ કર્યું છે. તને એ લોકો બેહનરમાં વેચવા જતા હતા. બધુ નક્કી છે. એક ૪૮ વર્ષના ઠક્કરને અત્યાર સુધી કન્યા મળી નથી અને પૈસા ઘણા છે એટલે તારો ઘાટ એની સાથે બેસાડયો છે. તું એનું ઘર માંડત તો પણ આ લોકો તને જંપવા ન દેત. ત્યાંથી ભગાડી પાછા બીજે દેત.'

દેવ કઈ ન બોલી, મેં એનું મન જાણવા કહ્યુંઃ 'તારે ઘેર ન આવવું હોય તો મારે પરાણે તને નથી લેઈ જવી. મારે તો તને એટલું જ કહેવું છે કે આમાં તું દુઃખી થઇશ.'

એ ધીમેથી બોલીઃ 'મારે ઘેર આવવુ છે. તમે મને ફારગતી મળે એવું કરી આપો તો બસ.'

મેં કહ્યુંઃ 'આમાં જે બન્યુ છે તે તું સાચુ કહીશ તો હું તને બધી મદદ કરીશ.'

દેવઃ 'સાચુ મારાથી શી રીતે કહેવાય? નસાડનારા મારો જીવ લે.'

હું: 'ફોજદાર સાહેબ પાસે કહીને એનો બંદોબસ્ત કરાવીશ.'

દેવ: 'ફોજદાર સાહેબ કેવા છે એનો મને જાતઅનુભવ છે. એ કશું નહિ કરી શકે.'

હું: 'તને મારા ઉપર વિશ્વાસ છે?'

દેવ: 'હા.'

હું: 'તો હું તારો વાંકો વાળ નહિ થવા દઉં. થશે તો તે માટે ઠેઠ સુધી લડીશ.'

દેવ: 'એ ખરું, સાહેબ! પણ એ લોકો સામે ફરિયાદ કરતાં મારી જીભ નહિ ઉપડે. એ ધારે તો ધોળે દહાડે ખૂન કરે એવા છે.'

મેં મનમાં વિચાર્યું: 'તો પછી આ પકડાયો છે તે એકલાને શિક્ષા કરાવવી અને ખરો ગુનેગાર રહી જાય તેનો શો અર્થ?' પણ આ પોલીસ ગુનો હતો અને એમને ચોરામાં લાવવામાં આવ્યાં હતાં એટલે કેસ દાખલ કર્યે છૂટકો હતો. નીકુર થાણાનો ગુનો હતો એટલે બંનેને ત્યાં લેઈ જવાની મેં વ્યવસ્થા ગોઠવી.

આ લગરું લેઇને હું નીકુર આવ્યો ત્યાં ફોજદાર ગભરાઇ ગયા. એમણે દેવની મા ફરિયાદ કરવા આવેલી ત્યારે નોંધી પણ ન હતી. આ હદમાંથી આવા અપહરણના કિસ્સા બનતા હતા, ઢોરની ચોરી થતી હતી, છતાં એનો ભાગ્યે પત્તો પડતો હતો અને પોલીસ એની દાદ પણ દેતી ન હતી. મોટા ભાગના ગુના તો દફતર ઉપર નોંધાતા જ ન હતા.

દેવને હું પકડી લાવ્યો છું એ વાત ગામમાં જાહેર થતાં આખું નીકુર હીલોળે ચડયું. બે દિવસમાં એવા બે બનાવ મારા નામ સાથે જોડાયા હતા કે લોકો મને જોવા થાણામાં આવ્યા હતા. આદમ ધોળે દહાડે દારૂ પી ગામમાં તોફાન કરે તો પણ એનું કોઈથી નામ લેવાતું નહિ. પોલીસ હોવા છતાં એની નાગાઈ વિષે થાણામાં

ફરિયાદ થતી નહિ ફોજદાર જાણતાં છતાં કંઈ કહેતા નહિ કશાલનો પણ મેરો હતો રોજ મફત દારૂ આપવો પડતો હતો એવા માણસના વરમાથી મે તાગને છોડાવી એ લોકોને પ્રથમ તો માન્યામા જ નહોતું આવ્યું. તેમાં મે દેવ શોધી આણી એટલે લોકો મને કોઈ મહા મહારથી ધારી બેઠા જ્યારે આ બંને કામ અચાનક બન્યાં હતાં પરંતુ દેવને હું લાવ્યો તેથી ફોજદારને હું કાળ જેવો લાગ્યો હતો પણ શું કરે '

મને ખાનગીમાં બોલાવી કહે : તમે ગુનો પકડી લાવ્યા તે સારું કર્યું, પણ આની ફરિયાદ આપણે ત્યાં નધાતી નથી એટલે આજે તે દાખલ કરવી પડશે '

મારાથી કહ્યા વગર ન રહેવાયું બોલ્યો · 'સાહેબ, તમે ફરિયાદ નોંધી નથી એમ કહો, એની મા નધાવા તો આવી હતી હું જે દિવસે આવ્યો તે દિવસે એ તમારી પાસે ફરીથી આવી હતી. એને તમે તપાસ કરવાની ખાત્રી પણ આપી હતી એ બહાર પોલીસ કોન્સ્ટેબલ સાથે વાત કરતી હતી તેથી તો મે એ હકીકત જાણી હતી '

ફોજદાર ફેરવીને બોલ્યા 'જે થવાનું હતુ તે થઇ ગયું જો તમે વાંધો ન લ્યો તો ગઈકાલની ડાયરીમા એને નોધી દઉ

મે કહ્યું · 'મારે વાંધો લેવાનું કોઈ કારણ નથી હું તો એટલું જ સમજુ કે આપણી હદમા ગુના અટકવા જોઈએ અને લોકોના જાનમાલનું રક્ષણ થવુ જોઈએ બીજુ ન બને ત્યા સુધી ઠીક, પરંતુ આવા ધંધામા આપણા ખાતાનો હાથ ન હોવો જોઈએ.'

ફોજદાર જરા તપી જઇને બોલ્યા એટલે એમા મારો હાથ છે એમ તમારુ કહેવુ છે ?'

હું · 'મારુ કંઈ કહેવુ નથી પરંતુ એ બાઇએ ફરિયાદ કર્યા છતા એ આજ સુધી નધાઇ નથી એટલે બીજાને શું લાગે ?'

ફોજદાર વળી એ મુદ્દો ગળી ગયા.

મે કહ્યું : 'સરકારે દારૂબંધી કરી છે. તેને સફળ બનાવવા આપણે પણ મદદ કરવાની છે. છતાં આપણા ખાતાના માણસો જ દારૂ પીતા હોય એની પ્રજા ઉપર કેવી છાપ પડે?'

ફોજદાર: 'બધા પોલીસ ધેર શુ ધંધો કરે છે તે આપણે ઓછા જાણીને બેઠ છીએ?'

હું : 'ફરજ ઉપર પીધેલા આવે એ તો ન બનવું જોઈએ ને?'

ફોજદાર પોતે જ હું હાજર થવા આવ્યો ત્યારે પીધેલા હતા એટલે શી રીતે પૂછે કે, એવુ કોણ તમને દેખાયેલું? એટલે એ બોલ્યા 'જુઓ રણજીતભાઈ, આ પોલીસ બધા પછાત વર્ગમાંથી આવેલા, ઘરના સારા સસ્કાર નહિ, એટલે તમે તમારા જેવા એમને થવાનું કહો પણ એવા થતા એમને વખત લાગે ધીરે ધીરે એ બધુ બદનાશે.'

અત્યારે ફોજદાર સાથે લાબી ચર્ચા કરવાની જરૂર ન જોતાં મેં એ પ્રશ્ન ત્યાં જ પતાવ્યો. એમણે રાઇટરને મળી ફરિયાદ ગઈ કાલમાં નોધી લીધી. ભવિષ્યમાં મુશ્કેલી ન આવે તે માટે દેવની મા પાસે સ્ટેટમેન્ટ લેઈ અગુઠો પડાવી લીધો કે છોડી વહેલીમોડી આવશે એમ માની મે તરત ફરિયાદ કરી ન હતી।

[ ૨૦ ]

તારાને મેં એના ધણી પાસે ઘરમા રખાવી તેથી નીકુરના લોકોને મોટી અજાયબી થઇ વાણિયા જેવા ઉજળિયાત માણસે વાઘરી–મુસલમાનના ઘરમાં રહેની સ્ત્રીને ત્રણ મહિના પછી ઘરમાં ઘાલી એ જરી નવાઈ જેવુ તો હતુ હુ પ્રથમ વખતે એના ધણી પાસે ગયો ત્યારે એણે એકદમ તો એને ઘરમા સઘરવાની ના પાડી પરંતુ મેં બાળકો માટે એને પેસવા દેવા વિનતિ કરી બાળકોને મા મળે એ જરૂરનુ પણ છે એમ જણાવ્યુ બાળકો બહારથી આવ્યા ત્યારે મેં એમને પૂછ્યુ 'તમારે બા પાસે આવવુ છે ?'

તો બને આનંદમાં આવી જઈ હાથ ઊચા કરી 'હા, હા,' કહેવા લાગી ગયાં હતાં મે શેઠને કહ્યુ 'જુઓ, બાળકોને મા કેટલી વહાલી છે ? તમે એને ઘરમા ન પેસવા દો તો આ બાળકોને વાછરડાંને ધાવતાં વિખૂટાં પાડે તેવુ થશે.'

શેઠ 'મારી આબરૂનું શુ ?'

હુ બધો ઇતિહાસ મેળવીને ગયો હતો કહ્યુ 'આબરૂ તો તમે એને નહિ સઘરો તો ય ગઈ છે અને સંઘરશો તો ય ગઇ છે તે ઓછી થવાની નથી, આમેય તમારુ એકલ ઘર ગામમાં છે એટલે એ નાતમા ક્યારેય હતી નહિ દરેક વખત તમારી પેઢીને વેચાતી કન્યા લાવવી પડી છે વળી પછાત ગામમા તમે રહો છો એટલે તમે ભલે તમારી જાતને ઉજળિયાત માનતા હો પરંતુ સરકાર પછાત કોમો

જેવા છે. તમે અને તમારાં છોકરાંનો દેખાવ અને આ રહેણીકરણી જોઇ કોણ કહે કે તમે ઉજળિયાત છો ?'

શેઠ : 'એ તો સાહેબ, દેશ એવો વેશ.'

હું : 'ત્યારે એવું જ બીજામાં ગાનો ને. અહીંની વસ્તી કૈંરી નાસી ગઈ હોય તો એને પરાણે પકડી લાવી ઘરમાં પાછી ઘાલે છે, તો તમારે ઘેર તો ઉલટી એ પસ્તાઇને પાછી આવે છે. તમારો ઉપર હાથ રહે છે. એ ફરી એવું પગલું ભરે તેનો કહો તો હું જામીન થાઉં.'

શેઠ : 'પણ એના ઉપર વિશ્વાસ શી રીતે મૂકી શકું ? કદાચ મારા જીવનું જોખમ......'

હું : 'પણ એ એટલી નીચ થાય એમ તમે માનો છો ? હું નથી માનતો. તમને બાળકો જેટલાં વહાલાં છે એથી એને ઓછાં વહાલાં નથી. એટલે એનું કરીને બાળકોને નબાપાં કરવાનો એને વિચાર પણ ન આવે છતાં તમારી એવી ઇચ્છા હોય તો હું એની પાસે સોગન લેવડાવું. પરંતુ એમ કરી એના હૈયામાં આપણે એનામાં વિશ્વાસ નથી મૂકયો એવી શંકા જાગ્રત કરવી, તે કરતાં એવું કંઈ કર્યા વગર ખુશીથી એને ઘરમાં આવવા દેવી એને હું સરળ રસ્તો માનું છું.'

આ બધી ચર્ચા દરમિયાન બાળકો—મોટો છ વર્ષનો છોકરો ખાસ–મને પૂછતાં હતાં: 'અમારી બા ક્યાં છે ? અમને ત્યાં લેઇ જશો ?'

શેઠને પણ એ બાળકોની લાગણીની અસર થઈ હતી. છેવટ એ કબૂલ થયો અને હું તારાને વનિતા વિશ્રામમાંથી ઘેર પહોંચાડી આવ્યો. ફરીથી આવી ભૂલ ન કરવાની એને સલાહ આપી ત્યારે

એની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં હતાં. ડૂસકાં ભરતાં એણે કહ્યું હતું કે, 'મેં ત્રણ મહિના જે નરક ભોગવ્યું છે તે પછી ફરી એવી ભૂલ કરું તો મારે જીવીને શું કામ છે?'

વાત આટલી ટૂંકી અને સરળ હતી, છતાં નીકુરમાં લોકો એવી વાતો કરતા કે મારી પાસે કોઈ સાધન છે. બાકી આદમ જેવો હાથમાં બંદૂક ઝાલી હોવા છતાં સામો બાર કર્યા વગર રહે? ગમે તેવો ગરીબ વાણિયો હોય પણ સમજાવવાથી એ બૈરી ઘરમાં ગંધરે નહિ. આ બધાનું કારણ લોકોને એ જ વસી ગયું કે મારી પાસે કોઈ મેલી વિદ્યાની સાધના છે બાકી મોહનસીંગ ફોજદાર એટલે કાળા ધંધામાં પૂરો; છતાં એ મોં વકાસીને રહ્યો અને તારાને લઈ જ શી રીતે જાઉં.?'

ગામમાં મારા વિષે શી વાતો થાય છે તેની વિગત પૂરેપૂરી તો સરોજ મારી સાથે રહેવા આવી ત્યારે મને મળવા લાગી. હું ગુંડાલોકોને આંખના પાટા જેવો લાગતો હતો એ સાચું, પરંતુ પ્રજાની ૯૦–૯૫ ટકા ગરીબ–નિર્દોષ પ્રજાને તો હું આવ્યો એ આશીર્વાદ જેવું લાગતું હતુ હું ગામમાં થઈને જતો હોઉં તો ઘણા ખરા મને 'સાહેબ' કહી સલામ કરતા. હું દરેકને કહેતો કે, 'ભાઈ હું 'સાહેબ' નથી. તમારો 'સેવક' છુ. અને એટલી મદદ કરવા આવ્યો છું. તમે મને સહકાર આપશો તો તમારા દરેક કામમાં મદદ કરીશ.'

લોકોને જે મારુ અહેશાન વસી ગયુ હતું તે, ગામની ભાગોળે બૈરાં કૂવે પાણી ભરવા જતાં હોય ત્યારે વડને ઓટલે ગામના બે પાંચ ગુંડાઓ દારૂ પીને કે પીધા વગર બેસી જે ચેનચાળા અને ઠઠ્ઠા કરતા તે મારા આવતાં બંધ થયું હતું તે મુખ્ય કારણ હતું.

નોકરીએ આવતાંની સાથે મેં તારા અને દેવનુ જે કામ પકડ્યું હતું એથી લોકો મારી પાસે કંઈ કંઈ આશા રાખતા થઈ ગયા

હતા. ગામમાં મારા ગામના એક ઓળખીતા વેપારી રહેતા હતા. હું નોકરીએ આવ્યો ત્યારે જરૂર પડે તો એમનો ઉપયોગ કરી શકાય એ આશાએ બાએ મને એમનું નામ આપ્યું હતું. હું એમને દીઠે પણ ઓળખતો ન હતો. હું આ બધું બન્યા પછી એમને મળવા ગયો ત્યારે એમનાં પત્નીએ મને પ્રથમ જ આ વાત કરી: 'ભાઈ, તમે હવે આવ્યાં છો, અને નબળા લોકોને વશ કરો એવા છો, તો અમારું દુઃખ ટાળો.'

મેં કહ્યું: 'તમારે શું દુઃખ છે?'

બહેન: 'આખા ગામનાં બૈરાંને દુઃખ છે. નાગા લોક ફરવા નજીક વડના ઓટલે, બેસી ગમે તેમ બોલે છે. અમારે બધાંને મોં નીચું કરીને જવુ આવવું પડે છે.'

હું: 'છતાં ગામમાંથી કોઇ બોલતું નથી?'

પુંજાભાઇ: 'કોઈ શી રીતે બોલે? એ લોકોને સંગ તમારા પોલીસખાતાનો. ખુદ ફોજદારને મરઘાં-કૂકડાં પૂરાં પાડે. સસલા-કબૂતરનો શિકાર કરીને આપી જાય. પોલીસવાળા જે દારૂ પીતા હોય તેમને ઘેર દારૂ ગાળીને પાય પછી અમારા જેવો કોઈ એમનું શી રીતે નામ દે?'

હું વિચારમાં પડી ગયો હતો એટલે કંઈ ન બોલ્યો.

પુંજાભાઈનાં પત્ની ગંગાબહેન બોલ્યાં: 'આ થાણું અહીં ના હોય તો લોકો ઊલટા સુખી થાય.'

હું બોલ્યો: 'એવું શા ઉપરથી માનો છો!'

પુંજાભાઈ: 'સાચી વાત છે. પહેલાં અહીં થાણું ન હતું અને એક જમાદાર ને બે પોલીસ રહેતા હતા ત્યારે ગામમાં આજે ચાલે

છે તેટલો જુગાર ચાલતો ન હતો. દારૂ ગળાતો ન હતો. અને સૌથી વિશેષ નુકશાન તો થાણું આવવાથી ગામમાં કાળશિયા પાકયા તે છે. ગામમાં પાંચ સાત જણા તો કાળશિયાના ધંધા વગર બીજું કરતા જ નથી.'

ગંગાબહેન બોલ્યાં : 'ગામમાંથી મોટાબાવાનું પાપ જાય તોય બાર આની બગાડ ટળી જાય.'

પુંજાભાઈએ પછી મોટાબાવાનો માંડીને ઇતિહાસ કહ્યો. થાણાની બીટમાં ૨૫ ગામ હતાં એમાં જો કોઈ પોલીસ ગુનો થતો અને તેને રોળી મારવો હોય તો દરેક મોટાબાવાને મળતા. મોટાબાવા દરેક ફોજદાર સાથે મેળ રાખતા એટલે વચ્ચે દલાલી ખાઈને એ કામ પતાવી આપતા હતા. એમનો આ જ ધંધો હતો. અને જુગારનો અડ્ડો, દારૂ ગાળવાની ભઠ્ઠીઓ વગેરે પણ એ ચલાવતા. આ બધું ગામમાં કરતાં ન ફાવે એટલે શહેરમાં જેમ શેઠિયાઓ વસ્તીથી દૂર બંગલાઓમાં વસે છે તેમ મોટાબાવા પોતાના ખેતરમાં મકાન બાંધીને રહેતા હતા. એમના ત્રણ છોકરાઓ પણ નજીકમાં બીજા ખેતરોમાં મુકામ નાખીને પડયા હતા એટલે એમ ચાર ઠેકાણે છૂટક છૂટક ધંધા ચાલતા હતા.

એ વાત પૂરી થતાં ગંગાબહેને કહ્યુંઃ 'રણજીતભાઈ ! આ તો ગામમાં શું ચાલે છે તેની તમને વાત કરી. બાકી મોટાબાવાની ખોડમાં હાથ ન ઘાલતા. એ મોઢે મીઠો અને શિયાળ જેવો લુચ્ચો છે. ઘરડો છે એટલે તમને થાય કે આ ઉંમરે આ માણસ આવો ધંધો કરતો હશે ? પરંતુ એનું નામ ન દેતા. એ જે કરતો હોય તે કરી ખાવા દેજો. ગામમાં એની નાતની વસ્તી વધારે અને એ આગેવાન એટલે ખૂન કરાવતાં પાછો પડે નહિ. પાવો પાવાને પાપે મરે એટલે તમે તો મેં કહ્યું એટલું અમારું દુઃખ ટાળો, બાકી

મુઆ લોક જુગાર રમીને કે દારૂ પીને પાયમાલ થતા પતંગિયાં જાતે દીવામાં જઇ ઝંપલાવે તેમાં બીજો કોઈ શું કરે ?

હું પોતે આ બધાં કામનું જોખમ નહોતો સમજતો એમ નહિ. હું ગમે તેવો નિર્ભય હોઉં છતાં ઝાઝી કીડીઓ સાપને તાણી જાય તેમ મારું પણ કેમ ન બને? અને હું જેમની સામે પડતો હતો તે કીડીઓ ને હતી, પણ સાપના કણા હતા. એ ડંસવા લાગ જોઈને બેસી રહ્યા હોય તે મારી ધ્યાનમાં હતું. તેમાંય સૌથી વિશેષ ઝેર તો ફોજદારને મારા ઉપર હોય તે હું સમજતો હતો. કારણ કે એની સત્તા ઉપર, એના કાળા ધંધા ઉપર, અને તાબામા પોલીસ ઉપરની પકડ ઓછી થતી હતી. એટલે એને બને તેટલો ઓછો નારાજ કરીને કામ કરી શકુ તો સારું એમ ગણતરી કરી હું જે અન્યાયો ચાલતા હતા તેમાં તરત ઝંપલાવવા માગતો ન હતો.

પરંતુ સ્ત્રીઓનો કૂવે–તળાવ જતાં આવતાં થતી છેડતી અંગે હું શી રીતે મૂંગો બની રહું ? ગંગાબહેને મને એ અંગે ફરિયાદ કરી ત્યારથી મને એ ખટક્યા કરતું હતું. વચ્ચે એક દિવસ જવા દઈ હું બીજે દિવસે કૂવા ભણી નીકળ્યો ત્યારે સાચે જ ચાર જણ ...ના ઓટલે બેસી ગમે તેમ બોલતા હતા. હું પાછળ થઈને આવ્યો હતો એટલે હું તેમની પાસે ગયો. ત્યાં સુધી એ લોકોની મારા ઉપર નજર પડી ન'હતી. વળી મેં સાદાં કપડાં પહેર્યાં હતાં એટલે બીજાઓનું ધ્યાન પણ ખેંચાય તેમ ન હતુ

મને દીઠો એટલે એ લોકો તરત ચૂપ થઇ ગયા. એક બે જણે 'કેમ સાહેબ !' કહીને હાથ ઊંચા કર્યા. મેં કહ્યું: 'અહીં બેસીને તમે ગમે તેમ બોલો તે સારું કહેવાતું હશે? આપણી બહેનદીકરીઓ જતી આવતી હોય તે રસ્તે બેસવાની શી જરૂર છે!'

એ લોકોને ઊઠી જવાની ઇચ્છા તો થઈ, પરંતુ એમ કરે તો

પોતાનું નીચું પડી જાય એ બીકે કોઈ ઊઠયો નહિ. મેં એમની સ્વમાનવૃત્તિને ન છંછેડતાં વિદાય લેતાં કહ્યું: 'હવે ફરીથી અહીં ન બેસતા.'

હું દૂર ગયો એટલે મારો ઉપહાસ કરતા હોય તેમ એ લોકો ખડખડાટ હસ્યા. મને ઝનૂન તો વ્યાપી ગયું, પરંતુ શાંતિ રાખી હું ઑફિસમાં ગયો, બધી વાત ફોજદારને કહી, અને જણાવ્યું કે, એ લોકોને બોલાવી તમે કહી દેજો, બાકી હું પોલીસ તરીકે નહિ, પણ એક નાગરિક તરીકે પણ એમની આ ગુંડાબાજી નહિ ચાલવા દઉં.'

ફોજદાર: 'તમે ખાલી આકળા થાઓ છો.'

હું: 'જુઓ સાહેબ, હું આકળો થતો હોત તો મેં તે વખતે જ એ લોકોને પકડીને અહીં આણ્યા હોત. પરંતુ હું જામી ગયેલા કાટને ધીમે ધીમે ઉખેડવા માગું છું અને તેમાં આપની મદદ હોય તો જ બને એ હું સમજું છું એટલે ઉતાવળિયું પગલું ન ભરતાં આપને પરિસ્થિતિ જણાવું છું.'

ફોજદારે તે દિવસે ગોઉથી એ લોકોને બોલાવી ચેતવણી આપી દીધી એટલે એ લોકો પણ સમજીને બેસતા બંધ થઇ ગયા અને આખા ગામની સ્ત્રીઓની મુશ્કેલી દૂર થઇ. અને તેથી સરોજ આવી એટલે ગામની સ્ત્રીઓ એને પોતાના ઘેર બેસવા બોલાવવા લાગી. મેં એને કહી દીધું હતું કે કોઇ ગમે તેટલો આગ્રહ કરે તો પણ તારે કંઇ લેવું નહિ. કિરીટને આપે તો પણ ઇન્કાર કરવો. એ બધાનો પ્રેમ મેળવી આપણે કામ કરવું છે એટલે દરેકને ઘેર જવામાં વાંધો નથી.

એ કારણે મને ગામની જુદી જુદી બાતમી પણ મળવા લાગી. ગઈ સાલ ફોજદારે ઘઉં પરદેશમાં મોકલી કેટલો વેપાર કર્યો હતો

તેનો રિપોર્ટ સરોજે મને લાવી આપ્યો હતો. નર્યો વેપાર કર્યો હતો એટલું જ નહિ, પણ જે લોકો વેપાર કરતા હતા તેમાં પણ ફોજદારની દલાલી હતી. છેલ્લાં ચાર વર્ષથી ફોજદારને આ થાણું મળ્યું હતું એને એ આશીર્વાદ માનતા હતા. અને પોતાની આવી કમાણીને ટાણે બદલી ન થાય તે માટે છેલ્લા ડી. એસ. પી.ના ઇન્સ્પેકશન વખતે ૧૬૦૦ રૂપિયા એક અડવાડિયાના મુકામમાં ખર્ચ કર્યું હતું. ડાયનેમા દ્વારા ઇલેક્ટ્રીક ઉત્પન્ન કરી સાહેબને માટે મંડપ બાંધવામાં આવ્યો હતો. સુરતથી મટન અને મિઠાઈ દ-રોજ તાજી લાવવાની વ્યવસ્થા કરી હતી. સાહેબને મગરનો શિકાર કરવાની ગોઠવણ પણ કરી રાખી હતી!

આ બધી હકીકત અમને મળતી તેમ ફોજદારને કાને પણ અમુક વાત જાય એ સ્વાભાવિક છે. એટલે એમણે મને બોલાવીને કહ્યું : 'જુઓ રણજીતભાઇ, આપણે ગમે તેમ તોય અમલદાર કહેવાઇએ. આપણાં બૈરાં બીજાને ઘેર બેસવા જાય તેમાં આપણો મોભો નહિ.'

હું : 'તમે સાહેબ, અમલદાર કહેવાઓ. હું તો એક પોલીસ કહેવાઉં એટલે મારે અમલદાર જેવો મોભો રાખવાની શી જરૂર!'

ફોજદાર : 'હું તો તમારા ભલા માટે કહું છું. તમે ભણેલા ગણેલા અને બાહોશ છો. આવતી કાલે ફોજદાર થશો. અમલદારી મોભો નહિ જાળવો તો તમને જ આગળ જતાં મુશ્કેલી આવશે.'

હું : 'ફોજદાર થઈશ તોય હું એ જગાને અમલદારની જગા માનીશ નહિ, તો પછી મોભાનો સવાલ શી રીતે આવશે?'

ફોજદાર : 'તમે ભલેને ન માનો, પણ સ્વરાજ્યમાં કે રામરાજ્યમાં સત્તા, હોદ્દા અને મોભો તો રહેવાનાં. ગવર્નર જનરલ થોડા વખત પછી ગુજરાતમાં આવવાના છે ત્યારે શું એ એક નાગરિક જેવા આવશે કે એમના હોદ્દા પ્રમાણે બધી ગોઠવણ સાથે આવશે "

હું : 'એ બરાબર છે. પરંતુ એનો અર્થ એવો નહિ કે ગવર્નર જનરલ એક નાગરિક મટી જાય છે અને એમનું પદ એમના મિત્રને ત્યાં જતાં આડે આવવું જોઈએ.'

ફોજદારે આમ આડવાત કરી પણ મેં નમતું ન મૂક્યું એટલે એમને જે કહેવું હતું તે કહી શકાયું નહિ, હું એ સમજતો હતો. પરંતુ મારે એમને મુશ્કેલીમાં મૂકવા શું કામ એવો સીધો સવાલ પૂછવો જોઈએ? પરંતુ એ પેટનું દુઃખ સરોજ ગજરાબહેન પાસે ગઈ ત્યારે એમણે વ્યક્ત કર્યું.

ગજરાબહેનમાં મૂર્ખાઈની અને મોટાઈની માત્રા વિશેષ પાની હતી, અને ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાનની જેમ એમણે પોલીસોની પત્નીઓની ખુશામતની મદિરા આજ સુધી પીધે રાખી હતી એટલે એમનાથી અમારું વર્તન સહી શકાતું ન હતું. હું તો એને ખૂંચતો હતો, તેમાં સરોજ આવતાં એ વિશેષ ખૂંચવા લાગી કારણ કે પોલીસ ક્વાર્ટર્સમાં બધી સ્ત્રીઓ એની પાછળ મધમાખની જેમ ભમતી હતી. અને તેમાં નવાઈ પણ ન હતી. સરોજનો બીજાનું કામ કરી છૂટવાનો સ્વભાવ હતો. એને જાતિનું, સંસ્કારનું કે સેવાનું અભિમાન હતું. એ થોડી દવાઓ પણ ઘેરથી સાથે લેતી આવી હતી એટલે ક્વાર્ટર્સમાં કોઈને જરૂર પડે તો આપતી. એણે આવ્યા પછી કોઈ બાળકના નખ વધેલા જુએ તો તરત કાપી નાખવા માંડયા. અત્યાર સુધી ઘેરાં બાળકના નખ સામે કદી જોતાં નહિ, તેમને બાળકોના લાંબા નખમાં ભરાયેલો મલ બતાવી એ કહેતી, બાળકોના પેટમાં આપણી સહેજ આળસથી આ ઝેર જાય છે!

પરિણામ એ આવ્યું કે, પોલીસની આ સ્ત્રીઓ પછી ગજરાબહેન પાસે જતી તો સામાન્ય રીતે સરોજનાં વખાણ કરતી, અને તે સાહેબનાં પત્ની તરીકે એમનાથી સહેવાતું નહિ. તેમાં સરોજને

ગામમાંથી ઘેરઘેરનું આમંત્રણ આવવા માંડયું એટલે ગજરાબહેન બળી ધીખી રહ્યા હતાં! એ સંજોગોમાં સરોજ એમની પાસે ગઈ એટલે એ બોલી ગયાં: 'થાણાના સાહેબ રણજીતભાઈ હોય તેમ બેગં તમને માન આપવા લાગ્યાં છે, ખરુ' ને?'

સરોજે મને આવીને કહ્યું: 'આ બાઈ આપણને લોકો બોલાવે છે તેથી બળાધીખી રહી છે તેથી એ ઇર્ષાની મારી ફોજદાર સાહેબને ઉશ્કેરશે.'

હું: 'પણ એનો ઉપાય શો? આપણે લોકોમાં ન ભમવુ!'

સરોજ' 'એ તો શી રીતે બને? નિશાળમાં માસ્તરો પ્રૌઢશિક્ષણવર્ગ ચલાવે છે તેનો ઉલ્લેખ કરી મેં બેગંને વાત કરી તો કહે, તમે જો ભણાવો તો અમે જરૂર વર્ગમાં આવીએ. મેં હા પાડી છે. એ વાત આપણી પોલીસ લાઇનમાં મેં બૈરાંને કહી ત્યારે એ કહે–ગામમાં ભણાવવા જાઓ. ત્યારે અમને શું કામ ન ભણાવો? મેં એમને પણ કહ્યું છે કે હું બપોરે તમને ભણાવીશ એટલે આ બે વર્ગ હું શરુ કરીશ એટલે ગજરાબહેન ઊલટાં વધુ બળી જશે'

મેં ધીમેથી કહ્યું: 'અહીં ક્લાસ ચાલે એટલે કહેવાનું કે તમારે ભણવુ હોય તો ચાલો.'

સરોજ: 'તો તો સળગી જ જાય. માને કે મારું જાણીને અપમાન કર્યું'

હું· 'એમાં અપમાન શાનું? અભણ છે એટલે ભણે તો સારું.'

સરોજ: 'સાહબનાં વહુ કહેવાય. પછી એ પોલીસની સ્ત્રીઓ ભેગાં શી રીતે ભણવા આવે? ને તમારી વહુ ભણાવતી હોય ત્યારે તો...'

અમે બંને હસી પડયાં.

# [ ૨૧ ]

ફોજદાર અને મંજરાબહેન મારા ઉપર દાંત કચકચાવી રહ્યાં હતાં પણ એમને કંઈ નિમિત્ત મળતું ન હતું. તેમાં ગવર્નર જનરલ ગુજરાતના પ્રવાસે આવ્યા ત્યારે વ્યવસ્થા માટે દરેક થાણેથી અમુક પોલીસોને જવાનો પ્રસંગ આવ્યો. ફોજદારે એ યાદીમાં ઈરાદાપૂર્વક મારું નામ સામેલ કર્યું. જે ગામમાં તેઓ સરદાર સાહેબની પ્રતિમાની અનાવરણ વિધિ કરવા આવવાના હતા તે ગામ મારી સાસરીનું હતું. મારા સસરા તથા બા વગેરે સગાં અને કુટુંબીઓ મારા આ કામની વિરુદ્ધ છે એમ ફોજદાર જાણતા હતા. વળી એ વિરોધ પોલીસની હલકી નોકરીને લીધે છે એ પણ એમને ખબર હતી. એટલે જે સસરાને મારી નોકરી અંગે સૂગ છે તેમના જ ગામમાં, ગવર્નર જનરલ આવ્યા હોય એટલે બીજાં સગાંઓ પણ એ નિમિત્તે પધાર્યાં હોય ત્યારે હું એક પોલીસ થઈને ત્યાં પહેરો ભરતો ઊભો રહું એમાં કંઈક અંશે મારા ઉપર વેર વળશે તેવી વૃત્તિ ફોજદારની હતી. આમ માનવાનું મને કારણ હતું કારણ કે, અમારા થાણામાંથી દસ પોલીસને મોકલવાનો ડી. એસ. પી. નો ઓર્ડર હતો, તેમાં નવ જણ આર્મ્ડ ફોર્સના હતા, જ્યારે મારું એક જ નામ અનાર્મ્ડ ફોર્સનું હતું! અને મારા નામનો ઉલ્લેખ કરતી વખતે ફોજદારના મુખ ઉપર મેં સંતોષની સુરખી પણ જોઈ હતી.

મને પોતાને પણ આ કામ કપરું લાગ્યું હતું. હું પોતે પોલીસ

થયો હતો, સેવાવૃત્તિથી જેમ કોઈ સન્યાસી ભગવાં પહેરે તેમ મેં ખાખી કપડાં પહેર્યાં હતાં છતાં આ જ વેશમાં મારા ગામમાં ડહેલી ઉપર જવાનું થાય તો મને સંકોચ તો થાય જ અને તો પછી સાસરીમાં જવાનું થાય એટલે પછી ? સાસરિયાંને શું લાગશે એનો મને વિચાર આવતો હતો એ ખરું પણ, મને પોતાને પણ દિલમાં સંકોચ હતો સમાજ જે કામમાં આબરૂ માનતો હોય છે તેનાથી આપણે છૂટવા પ્રયત્ન કરીએ તો પણ છૂટી શકતા નથી એનો હું જાત અનુભવ કરી રહ્યો હતો/ અને એ વિચારમાં હું રૂમમાં પગ મૂકવા જતો હતો ત્યાં કિરીટ બૂમ પાડી ઊઠયો· 'બા ! પોલીસ !'

સરોજે 'કોણ ?' એમ કહેતાં બારણા ભણી મો ફેરવ્યું અને મને જોતાં એ હસી પડી કિરીટે મને પોલીસ કહ્યો તેના જવાબમાં. પરંતુ મારામાં સામા હસવા જેટલી સ્વસ્થતા ન હતી હું શેતરંજી ઉપર બેસી પડયો.

સરોજ બોલી ઊઠીઃ 'કેમ ! કેમ ! કંઈ શરીરે ઠીક નથી કેશુ !'

સરોજ આમ પૂછે એમાં નવાઈ પણ ન હતી હું ઘેર આવતાં તરત પોલીસ ડ્રેસ બદલી નાખતો આવી રીતે કોઈ વખત એ ડ્રેસમાં ઘેર આવીને બેઠો હોઉં તેમ આજ સુધી બન્યું ન હતું તેમાં આજે હું અકળાઈને નીચે બેઠો એ પણ નવું હતું

કિરીટ પણ મારાથી બીને સરોજની સોડમાં ભરાઈ ગયો પોલીસ લાઈનમાં આવતાં એને દુનિયા વિચિત્ર લાગતી હતી. તેમાં મને એ પોલીસના ડ્રેસમાં ઓળખી પણ શકતો ન હોય તેમ એ આમ કોઈ કોઈ વખત મને રૂમમાં પેસતાં 'બા ! પોલીસ !' એમ બૂમ પાડી ઊઠતો હું એ ડ્રેસમાં એને લેવા હાથ લંબાવું તો પણ એ મારી પાસે આવતો નહિ હું કપડાં બદલી મારા અસલ પોશાકમાં આવું ત્યારે એ તરત મારી પાસે દોડી આવતો

મેં કહ્યું: 'શરીર તો કંઈ નરમ નથી. દિલ નરમ થઈ ગયું છે એટલે નીચે બેસી પડયો.'

સરોજ: 'દિલને શું થયું છે?'

હું ઊભો થતાં બોલ્યો: 'એક વખત મને કપડાં બદલી નાખવા દે. કિરીટ એ વગર મારી પાસે નહિ આવે.'

સરોજ: 'પોલીસ અંગે કેવી ભયંકર સૂગ લોહીમાં પ્રવેશી ગયેલી છે? આટલા બાળકને શી ખબર છે કે આ ડ્રેસ નાપાક છે, બીવા જેવો છે–એ ડ્રેસવાળા સાથે ગેલ ન કરી શકાય!'

હું: 'એ સૂગે જ મારું દિલ નરમ થઈ ગયું છે. આ ડ્રેસ પહેરી તારા પિયરમાં શી રીતે જઈ શકીશ?'

સરોજ: 'તમારે એ પહેરીને ત્યાં જવાની શી જરૂર છે?'

મેં કારણ કહ્યું.

સરોજ પણ પ્રથમ ક્ષણે વિચારમાં પડી ગઈ બોલી: 'તમને બા આ પોષાકમાં ચોકી ઉપર ઊભેલા જુએ તો એના દુઃખનો પાર ન રહે. અને બાપુજીને તો એમ જ થાય કે આના કરતાં મારું માથું કોઈએ કાપી નાખ્યું હોત તો સારું!'

મેં મારી નિર્બળતા વ્યક્ત કરતાં કહ્યું: 'એમના બહાને મારી નિર્બળતા નહિ છુપાવું. મને પોતાને પણ એ રીતે ચોકી ઉપર ઊભા રહેતાં ઓછી શરમ ન આવે. મારાથી પણ એ લોકો જતાં હોય તો મોં ઊંચું ન કરી શકાય.'

સરોજ: 'હું તે વખતે પિયર જવાનો વિચાર કરું છું, તે મારી પણ બહેનપણીઓ ઉપહાસ કર્યા વગર ન રહે.'

હું: 'ફોજદારે એ બધો વિચાર કરીને જ આ લાગ સાધ્યો છે.'

સરોજ 'હજુ ફોજદાર સારા છે એમ કહો. બાકી એમના કાળા ધંધા ઉપર જે તરાપ પડી છે તેથી તો એ તમને સીધા કરવા ગુંડાઓ મારફત બીજા પણ પેંતરા રચે.'

હું: 'એવું બધું નહિ વિચારતા હોય તેની આપણને શી ખબર છે?'

સરોજ: 'એવો અનુભવ નથી થયો ત્યાં સુધી નથી વિચારતા એમ જ માનવું જોઈએ.'

હું: 'એ બધુ વિચારે છે એમ માની આપણે જાગ્રત રહેવું જોઈએ. મારે કાને જે વાતો આવે છે તે બધી હું તને કહેતો નથી એટલે તને એવુ લાગે છે.'

સરોજ ચમકતાં બોલી: 'એવી શી વાત છે?'

હું: 'વાત કંઈ ભયંકર નથી. પણ ફોજદારે ટાઢે પાણીએ ખસ કાઢવા એક પેંતરો રચ્યો હતો.

સરોજ: 'શો?'

હું: 'કલાલ રજાને દિવસે છાનો દારુ વેચાતો હતો તે મેં પકડીને ફરી એવી રીતે ન વેચવાની ચેતવણી આપી હતી એટલે ફોજદારને લાગ્યું કે એ કલાલ ડી. એસ. પી. ને ફરિયાદ કરે તો મારું કંઈક થાય. એટલે થાણામાં કલાલને બોલાવી સાહેબે કહ્યું કે તું ડી. એસ. પી ઉપર અરજી કર કે રણજીત પોલીસ થઈ ને પીઠા ઉપર પીકીંગ કરે છે અને તેથી મારા ધંધાને મોટું નુકશાન પહોંચે છે, અને સરકારને મેં જે મોટી રકમ ભરીને પીઠું હરાજીમાં

રાખ્યું છે તે રકમ પણ આમ પીકેટીંગ ચાલુ રહે તો મારી પૂરી થવી મુશ્કેલ છે માટે આ પોલીસને અહીંથી બદલવો જોઈએ.'

હું અટક્યો એટલે સરોજે પૂછ્યું: 'પછી ?'

કલાલે કહ્યું: 'મારાથી પોલીસ સામે ફરિયાદ ન થાય. આજે આપ છો અને કાલે બીજા ફોજદાર સાહેબ આવે, પછી મારા ઉપર વિશ્વાસ ન મૂકે. અને આવતે વર્ષે તો પીઠાં મુદ્દલ બંધ થવાનાં છે, પછી મારે શા માટે ખોટું કરવું જોઈએ ?'

સરોજ: 'આ વાત તમને કોણે કહી ?'

હું: 'કલાલે જાતે.'

સરોજ: 'તમને શા માટે કહી ?'

હું: 'હું બેસતો રહ્યું તે માટે. ફોજદાર મારા ઉપર ગુનો ઊભો કરી મને અહીંથી બદલી કરાવી નંખાવવા ફરે છે. પણ એ પેંતરો સીધો ન પડે તો એ બીજું છટકું પણ ગોઠવે'

સરોજ: 'પણ કલાલને તમે એવી રીતે દારૂ વેચતો બંધ કર્યો. છતાં તમારા ઉપર આવું હેત શાથી ?'

હું: 'કલાલ પણ માણસ છે કે નહીં ? દહાડે ઉધાર દારૂ પીવા આવનારને ન આપે એટલે રાત્રે ઘર ઉપર ઢેખાળા પડતા હતા! પરંતુ મારા આવ્યા પછી એ બંધ થઈ ગયું છે. બે ભઠ્ઠીઓ દારૂની પકડી ત્યારથી છાનો ગળાતો ઓછો થયો છે એટલે બીજી રીતે એનો વકરો વધ્યો છે. વળી આવતી સાલ પીઠું બંધ થવાનું છે એટલે એ જમીન ખરીદી છે તેમાં ખેતી કરવા માગે છે. આવતી સાલ કબજો મળે તે માટે એણે માગણી કરી છે. એટલે ગામમાં

મારા જેવો હોય તો શાંતિ જળવાય તેમ એ માને છે એટલે એણે મને ચેતવ્યો છે કે ગામમા ચાનતાં લગી મોટાભાવાનું નામ ન દેશો જ્યારે ફોજદાર મને મોટાભાવાના સાણસામાં નાખવા ફરે છે'

સરોજ. 'આ બધી વાત તો તમે મને કહેતા જ નથી'

હુ 'તું તારા પ્રૌઢ વર્ગોમાથી ઊચી ના આવે, હુ આમાં આવાં કામોમા ઊચો ન આવુ પછી પ્રસંગ નીકળ્યા વગર ઓછુ કહેવાય છે'

સરોજ 'મોટાભાવાનું શુ છે?'

હુ: એને અખાડે ગંજ જુગાર રમાય છે ફોજદાર બધુ જાણે છે. એને સારો સબધ છે બીજા કેસોમાં પણ એ ભાગ્ગડ કરી ફોજદારને પૈસા ખવડાવે છે આમ બંનેને સારો સબધ છે છતાં ફોજદાર મને કહે—તમે હિંમત કરી એ જુગારખાનું પકડો તો ગામ બધુ શાંત થઈ જશે'

મે ક્યુ: 'તમે તૈયાર થતા હો તો હુ' સાથે આવવા તૈયાર છુ'

ફોજદાર 'હુ તમને કહુ છુ એટલે તમારી પાછળ છું એમજ માનોને. હુ સાથે ન આવુ એ બરાબર છે તમે જોઈએ ત્યારે એને સાથે લઈ જાઓ અને રેડ પાડો'

'હુ પણ એમનાથી શું' કામ જાઉ?' મે કહ્યુ જોઈશુ ધીરે ધીરે બધુ થઈ રહેશે.'

સરોજ: 'તો તો ફોજદાર ભયંકર કહેવાય'

હુ. 'મોટાભાવાનો હુ દુશ્મન બનુ તેની જ એ રાહ જુએ છે એ માણસ એક તો ભયકર છે, તેમાં આદમ જેવા હાથા બને

એટલે એમાં કામ થાય ફોજદારનું. હું અહીંથી કોઈ હિસાબે જાઉં તેમ એ ઇચ્છે છે, અને એ બને એવું એને જોઇએ છે.'

સરોજ: 'તો મોટાબાવાનું નામ ન દેતા.'

હું : 'હું નામ નથી દેતો એમા કાણુ બહારના કામમાં માથું ન મારવાની ઈચ્છા છે. વળી/એ જુગારથી રમનારા ખુવાર થતા હશે, બીજી પ્રજાને એથી હેરાનગતિ નથી. નિર્દોષને નુકશાન થતુ હોય તો તો મોટાબાવા સામે પણુ બાથ ભીડયા વગર શી રીતે રહેવાય ? એટલે કઈ પગલુ ભરતા પહેલાં સોમેશ્વરની યાદ આવે છે. એ જો મારી સાથે હોય તો મોટાબાવાના જુગારખાનાને પણુ બંધ કર્યું હોત. પરંતુ એકી સાથે સામટી બાથ ન ભીડવાનું એ દરેક કાગળમાં લખે છે.'

સરોજ : 'ખરી રીતે, તમારે દાદાને કહી, બનેએ એક જગાએ નોકરી મેળવવી જોઇએ. આવા મેલા તંત્રમાં એકલ દોકલ કરતાં બે હોય તો મદદ રહે. આ કંઈ હાલના પોલીસના જેવી ચિઠ્ઠીના ચાકરની માફક નોકરી નથી કરવાની, પંતુ દાદા પોલીસ પાસે જેવી આશા રાખે છે તેવી ફરજ બજાવવાની છે. તમને સંકોચ થતો હોય તો હું દાદાને કાગળ લખુ.'

હું: 'જરૂર પડશે ત્યારે સંકટ સમયની સાંકળ જેવા દાદા છે જ. એટલે હાલ એવુ લખવાની કઈ જરૂર નથી. આજે મારે તારી પાસેથી જો કોઇ પ્રેરણા જોઇતી હોય તો તે સંકોચ વગર ગવર્નર જનરલ આવે ત્યારે તારા બારણા આગળ પોલીસ તરીકે ઊભા રહેવાનો પ્રસંગ આવે તો અડગ ઊભો રહુ તેવી નિસંકોચતા જોઇએ છે.'

સરોજ બોલી: 'હજી નહિ કરુ. મારી પાસે એવી પ્રેરણા નથી.

તમે જો ત્યાં જશો તો મારો તે વખતે આવવાનો ઉમંગ કેટલો રહેશે તેનો હું પણ વિચાર કરું છુ.'

હુ અને સરોજ એક બીજા સામે બોલ્યા વગર તાકી રહ્યાં. કિરીટ અમારી બંનેની શિકલ સામે વાત કરતી જોતો હતો.

છેવટે સરોજ બોલી - 'ફોજદારને કહો કે હું નહિ જઈ શકું'?

હું - 'કારણ તો આપવુ પડે ને?'

સરોજ - 'કારણ તો એ જાણે છે. પૂછે તો જૂઠું શું કામ બોલવુ? એટલુ જ કહેવુ કે તમે ક્યાં નથી જાણતા કે મને પૂછો છો?'

હુ: 'આ કઈ એવુ ધર્મસંકટ છે કે આવી લાચારી બતાવવી?'

સરોજ - 'મારો કે તમારો સવાલ હોત તો હું આવુ ન કહેત. પરંતુ હું જે વિચાર કરુ છુ તે બા-બાપુનો એમની ઈચ્છાને આપણે આપણા સિદ્ધાંત ખાતર ન સ્વીકારીએ એ બરાબર છે પરંતુ એમને દુઃખ ન થાય તેમ આપણે વર્તી શકીએ ત્યાં સુધી સારુ.'

હું - 'પણ આવી પડે તો શુ કરવું? મને પોતાને પણ એ સ્થિતિમાં ઊભા રહેતાં સંકોચ થાય છે એ હું ક્યાં છુપાવુ છુ? પરંતુ સંકોચ કારણે ફરજનો ઇન્કાર કરવો અગર સ્વાર્થ કારણે કરવો, એમાં બંનેમાં ઝાઝો ભેદ જોતો નથી એટલે જ કોઈ બહાનું કાઢતાં અચકાઉ છુ'

સરોજ: 'એ વાત પણ તમારી ખોટી નથી. સેવા કરનારે જરૂર સ્વાર્થ છોડવો જોઈએ તેમ સંકોચ પણ તોડવો જોઈએ. એ દાખલો બેસાડવા બાપુએ (મહાત્માજી) જાજરુ સાફ કરવાનો દાખલો બેસાડ્યો ને ત્યાં પોલીસની ફરજ બજાવવામાં શા માટે સંકોચાવુ

# [ ૨૨ ]

કુદરત ઘણી વખત માણસની કસોટી કરતી હોય છે. એ કસોટીમાં પાર ઉતરવાનો એનો નિશ્ચય જાણીને એની કસોટી કરવાનું કુદરત માંડી પણ વાળતી હશે. મારું બરાબર એવું જ થયું. ગવર્નર જનરલ આવવાના હતા તે પહેલાં સરોજ પિયર ગઇ હતી. અમારે દસ પોલીસને પાંચ વાગે વહેલી સવારમાં નીકળવાનું હતુ. એલાર્મ મૂક્યું હતું એટલે બરાબર ચાર વાગે હું ઊઠ્યો. બનવાનું હશે તેથી જ માની લ્યો ને, કોઈ વખત નહિ અને આજે હું ચંપલ પહેર્યા વગર પાછળ વાડામાં પેસાબ કરવા ગયો. ખુણામાં ભીંતમાં નળ હતો એ જગાએ હુ બેઠો એવો જ મને વીંછીએ ડંખ માર્યો. જીવનમાં પહેલી વખત વીંછી કરડ્યો હતો એટલે એનો ડંખ મને કંઈ તરત વરતાયો નહિ. કંઇ કરડ્યું એવું લાગ્યું.

તરત હું રૂમમાં ગયો. ફાનસ અને લાકડી લેઈને બહાર જોયું. વીંછી હજુ ત્યાં જ હતો. મેં ડાંગ એના ઉપર મૂકી દબાવી તે સાથે જ એ પીલાઈ ગયો. અને પેલી બાજુ મને વેદના વધવા માંડી જોડેની રૂમમાં માધુને બૂમ પાડી. એ આવ્યો. કહ્યું–'મને વીંછી કરડ્યો છે. સાહેબને જઈને કહે કે હું પાંચ વાગે ટુકડીમાં નહિ જઈ શકું.'

માધુ કહે-'એની તમે ચિંતા ન કરશો. હું જઈશ. પરંતુ વીંછીને તમે માર્યો કે જીવતો જવા દીધો ?'

હું: 'આપ્યો છે.'

માલે: 'એ ખોટું કર્યું. હવે ઉલટો વધુ ચડશે.'

હું: ચડીને શું કરશે? ચોવીસ કલાકે તો ઉતરશે કે નહિ? હાથમાં આવે ને ન મારું એ કેમ બને? ફરી બીજા કોઇને કરડવા જીવતો જવા દઉં?'

માધુ: 'ક્યાં છે! મને જોવા દો જોઈ કેવો વીંછી છે?'

હું: 'પાછળ પેસાબ કરવાની જગાએ જ પડ્યો રહેવા દીધો છે.'

માધુ ફાનસ લેઈને જોઇ આવ્યા પછી કહે: 'આ તો ભૂરો વીંછી છે. વધારે ચડવાનો. ઊભા રહો હું રઘુનાથને બોલાવું. એ વીંછી ઉતારે છે.'

હું: 'વીંછી કંઇ એમ ઉતરતો હશે? હું ડોક્ટર પાસે જઈને એની દવા કરાવીશ. તું તારે ફોજદાર સાહેબને પ્રથમ ખબર આપી આવને. છેલ્લી ઘડીએ બીજાને જતાં ઉતાવળ ન કરવી પડે.'

ફોજદારે માધુને પૂછ્યું પણ ખરું કે, તેં વીંછી જોયો છે?

માધુએ જોયાની ખાત્રી આપી, ઉપરાંત ભૂરો વીંછી છે એટલે વધારે ચડવાનો તેવો પુરાવો આપ્યો. એટલે મારે બદલે એને જવાનું ફોજદાર સાહેબે જણાવ્યું. પુજી પણ ઊઠી હતી એટલે મારી અનિચ્છા હોવા છતાં એ રઘુનાથને બોલાવી લાવી. મને વીંછી કરડ્યો છે એ જાણતાં એ તરત આવ્યો. ચુલામાંથી રાખ લેઈ એણે મારા પગ ઉપર મંત્ર ભણી એને ચોળવા માંડી.

હું મોં ગંભીર રાખી બેસી રહ્યો હતો એટલે પુજીએ પૂછ્યું: 'રણજીતભાઈ? વીંછી બરાબર ચડ્યો નથી કે શું?'

મેં કહ્યું: 'કેટલો ચડયો છે તે મારું મન જાણે છે. આખો પગ ફાટી જાય છે. પણ એથી બૂમો ઓછી પડાય છે?'

પુછ: 'બાપરે! મને બે વખત કરડયો છે એટલે વીંછીનું નામ સાંભળતાં ચીસ પાડી ઊઠું છું. એટલે જ મારે પૂછવું પડ્યું કે તમને નથી ચડતો કે શું?'

રઘુનાથે પૂછ્યું: 'કેમ કંઈ ઓછું લાગે છે?'

હું: 'ના, એમ કંઈ ઓછી અસર થાય!'

રઘુનાથ: 'ચડતો તો બંધ થયો કે નહિ?'

હું: 'વેદના પુષ્કળ થાય છે.'

રઘુનાથે મંત્ર બોલી પાછી ઉપરથી રાખ પગનાં આંગળાંથી ઘુંટણ સુધી ચોળવા માંડી; માધુને જવાનું હતું એટલે તૈયાર થવા માટે પ્રથમ જાજરૂ જઈ આવ્યો. દાતણ લેઈને એ આવ્યો અને મને કહ્યું: 'રઘુનાથના મંત્ર એટલે કાનમાં કહ્યું છે એમ માનજો. જોતજોતામાં ડંખમાં વેદના રહેશે.'

હું બોલ્યો: 'સહેજ ઓછું લાગે છે ખરું.'

માધુ: 'તમે કહેતા હતા ને મંત્રથી ના ઉતરે!'

હું સાંભળી રહ્યો.

રઘુનાથનું મોં ચપળતાથી ફફડતું હતું. પાંચ વાગે માધુ વિદાય થયો ત્યારે હું અને રઘુનાથ આડીઅવળી વાતો કરતા હતા. પગમાં વેદના તો હતી. પરંતુ ઠેઠ જાંઘ સુધી જે વેદના વ્યાપી હતી એ ઓછી થઇ હતી એમ કહેવાય. રઘુનાથનું કહેવું હતું કે ધીમે ધીમે વેદના ઓછી થઈ ડંખમાં રહેશે. એને મંત્ર ઉપર જે શ્રદ્ધા હતી અને જે પ્રેમથી એણે મહેનત લીધી હતી તે જોતાં હું દવા વગર નહિ ઉતરે એમ કહેતાં અચકાતો હતો. ત્યાં ગોવિંદ આવ્યો. એ

રઘુનાથને જગાડવા ગયો હતો ત્યાંથી એને ખબર મળી એટલે એ અહીં આવ્યો.

એણે કહ્યું: 'જમાદારને મોટાબાવાનો દીકરો તેજસંગ બોલાવવા આવ્યો હતો. અર્ધો કલાક પહેલાં બંને જણ ગયા. કંઈક હોવું જોઈએ, બાકી અત્યારે રાત્રે એ બોલાવવા શું કામ આવે?'

રઘુનાથ: 'તેજસંગને તેં બરાબર ઓળખ્યો હતો?'

ગોવિંદ: 'હા, એ જ હતો.'

રઘુનાથ: 'તને એમણે જોયો હતો?'

ગોવિંદ: 'ના, એ બંને ઝડપથી જતા હતા એટલે મારા તરફ એમની નજર ન હતી.'

હું: 'જે હશે તે સવારમાં ખબર પડશે.'

રઘુનાથ: 'એવું કંઈ નથી. ગુનો ઠેકાણે કરી દે તો ખબર ના યે પડે.'

ગોવિંદ: 'તે માટે તો એ જમાદારને છાના બોલાવી ગયો. ફરિયાદ હોય તો ઓફીસે ન જાય?'

હું: 'અહીં એટલો દાવાનળ સળગે છે કે આપણે ઇચ્છીએ તો પણ એકદમ હોલવી ન શકીએ. અને એમાં આપણા માણસો જ ઘી હોમતા હોય ત્યાં શું થાય?'

રઘુનાથ: 'આપણા માણસોનો આમાં હું કશો દોષ જોતો નથી. બહાર લોકો પોલીસ ખરાબ છે તેમ માને છે ત્યારે ખરી રીતે પોલીસ અમલદારો જ જે કરતા હોય તે કરે છે. મારા જેવા પોલીસો તો કેવળ ચિઠ્ઠીના ચાકર હોય છે, કે બહુ બહુ તો બધા ગુનાઓના મૂંગા સાક્ષીઓ હોય છે.',

ગોવિંદ 'કદાચ કોઈની ભાગ કંઈક આવતું હોય તો તે, કોઠિયુ દારુ, કે પાડો વાઢે ત્યારે વાઘરી ભાગ આવે તેમ બેચાર રૂપિયા'

હુ 'એ ખરુ, પણ આપણે આપણી ફરજ સમજીએ તેવા હોઈએ તો અમલદાર બીએ ને? હુ આવ્યો તે પછી કેમ ફોજદાર સાહેબ ગોક પાઈ લેતા નથી?'

રઘુનાથ 'તમારા જેવા થોડા માણસો હોય તો જ બધુ સીધુ થઈ જાય બીજા દુખ તો ઠીક પોલીસની વેઠ જ ઘણી ઓછી થઈ જાય'

ગોવિંદ 'પણ થોડા ખુશામત કરે એવા હોય એટને બીજાનો ભવ બગાડ છે આપણો ઓડવી (ફોજદાર પાસે રહેતો ઓર્ડર્લી પોલીસ) વેર સાહેબના છોકરાંનાં પૂછડા ધુએ પછી શુ બાકી રહ્યું?'

હુ 'જ્યાં સુધી આપણે દબાએલા રહીશુ, ગુલામી કરીશુ, ત્યાં સુધી પ્રજાના જાનમાલનુ આપણે રક્ષણ કરી શકવાના નથી જ્યાં આપણે આપણા સ્વમાનનુ રક્ષણ કરી શકતા નથી ત્યા બીજાનુ શુ કરી શકીએ'

એ ચચામા ને ચર્ચામાં સવાર પડી ગયુ ઓરીસે ડ્યુટી ઉપર હતો તે ગોલીસે લાઇનમા આવતાં પી ટી આઈ ના તાજા સમા ચાર જાહેર કર્યા કે નવઘણનુ એના ભાઈ મનોગિયાએ ખૂન કર્યું છે અને એને લોહીવાળાં કપડાં સાથે પકડ્યો છે ગરે તેજસીંગ જમાદારો કેમ બોલાવી ગયો હતો તે તાળો તરત બેસી ગયો નવઘણ અને મનોગિયો બને સનાટ હતા મોટાભાવાના અખાડા નજીક તે કુટુબ પડ્યુ હતું બને ભાઈઓને જોતાં જ ચોરડાકુની તેમની આંખ તરત વરતાઈ આવે ધધો કરે છે તે બતાવવા પૂરતી જ પાંચદસ ઘટીઓ અને ચાર ગધેડાં એ રાખી મૂકતા હતા બાકી એમનો

ધંધો ચોરીનો હતો. મોટાબાવાના આશરે આ બધું ચાલતું હતું. મારા ત્યાં ગયા પછી ગામમાં એક સુતારને ઘેર ચોરી થઈ તે વખતે જ મને બાતમી મળી હતી કે આ સલાટ વગર બીજાનું કામ નહિ.

મેં તે વખતે ફોજદારને કહ્યું હતું કે, આ પરદેશી કુટુંબ અહીં ધંધા વગર પડી રહ્યું છે. એને અહીંથી ઉચાળા ભરાવો. ત્યારે સાહેબે જાણે કંઈ ન જાણતા હોય તેમ અજાણ્યા થઈને મને કહેલું—'કોણ છે એ લોકો? હું કંઈ જાણતો નથી!'

હું: 'મોટાબાવાના અખાડા નજીક એમના ખેતરમાં જ પડયા છે.'

ફોજદાર: 'હું મોટાબાવાને કહીશ.'

નવઘણ રસ્તામાં ભેગો થતાં મેં કહ્યું: 'અલ્યા તમે ગામમાં પરદેશી તરીકે પડયા છો તે સાહેબને ખબર આપી છે?'

નવઘણ: 'હા, એમને કહીને તો અમે રહ્યા છીએ.'

હું: 'સાહેબ તો ના કહે છે.'

નવઘણ: 'ના કેમ કહે? ચાર દહાડા ઉપર તો હરણું મારીને હું આપી આવ્યો છું.

હું: 'સાહેબને હરણું આપી આવ્યા એટલે ચોરીનો ધંધો કરવાનો, એમ?'

નવઘણ નરમ પડતાં: 'ના, સા'બ! હું ચોરી નથી કરતો.'

હું: 'તારા મુકામમાંથી મુદ્દામાલ નીકળશે તો?'

નવઘણ: 'હું જે શિક્ષા કરો તે વેઠવા તૈયાર છું.'

પણ એમ એ ઘરમાં શાનો મુદ્દામાલ રહેવા દે? સાક્ષી પુરાવા વગર થઈ પણ શું શકે? મેં એને ખાલી ધમકાવીને જવા દીધો. એ નવઘણનું એનો ભાઈ મનોરિયો શું કામ ખૂન કરે એ મારા માન્યામાં ન આવ્યું. અને એણે ખૂન કર્યું હોય તો તેજસીંગ રાતે શું કામ જમાદાર પાસે આવે?

મને થયું, વીંછી કરડયો તે એક રીતે સારું પણ થયું. હું બહાર ગયો હોત તો આ ગુનો ચુંથાઈ જાત. કોને બદલે કોણ ગુનેગાર બની જઈને અંદર ધકેલાઈ જાત.

મને થયું મારે સ્થળ ઉપર જવું જોઈએ. બીજી રીતે લાગ્યું કે, ફોજદારે મને બોલાવ્યો નથી છતાં હું જઈને ઊભો રહું તે વ્યાજબી પણ ન કહેવાય. એમને થાય કે મારા કામમાં ડખલ કરે છે.

હું છેવટના નિર્ણય ઉપર આવ્યા વગર પ્રથમ દાક્તર પાસે ગામમાં ગયો. મને જોતાં દાક્તર કહે: 'કેમ તમે ખૂન થયું છે ને અહીં ફરો છો!'

હું: 'ખૂન થાય એટલે બધા પોલીસો ત્યાં જઇ પહોંચે એવું થોડું છે?'

દાક્તરે મને વીંછી કરડયો છે જાણતાં ડંખ ઉપર દવા મૂકી આપી. અને કહ્યું: 'તમે ત્યાં નહિ જાઓ તો કેસ ચુંથાઇ જશે!'

હું: 'ખૂની કહે છે ને રેડહેન્ડેડ પકડાયો છે, પછી કેસ શું ચુંથાઈ જવાનો હતો?'

દાક્તર: 'એટલે તમે એમ માનો છો કે એના ભાઈએ ખૂન કર્યું છે?'

હું: 'ત્યારે બીજો કોણ કરે!'

દાક્તર: 'એનો ભાઈ શું કામ કરે!'

હું: 'એ બધી વિગત હજુ હું જાણતો નથી.'

દાક્તર: 'મને તો રાત્રે જ સમાચાર મળી ગયા હતા.'

હું: 'શા!'

દાક્તર: 'મારું નામ બહાર ન જવું જોઈએ.'

હું : 'મને નથી ઓળખતા.?'

દાક્તર : 'મોટાબાવાના ઘરમાંથી જ કોઈએ કર્યું છે. પછી એ તેજસીંગ હોય કે એનો ભાઈ હોય. અને માથે પડયું છે મનોરિયા ઉપર.'

હું : 'પણ એ લોકો શું કામ એવું કરે ?'

દાક્તર : ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે તેવું. તેવું થયું હોય તો શું કરે ? એમના ધંધા તો તમે જાણો છો ?'

હું : 'જે હશે તે ઓછું છાનું રહેવાનું છે ?'

દાક્તર : 'તમારા કરતાં મને વહેલી ખબર પડશે મોડા દવાને બહાને આવજોને, એટલે હું બાતમી મળી હશે તો આપીશ'

હું રૂમ ઉપર ગયો ત્યારે ખબર મળી કે મને ફોજદાર બોલાવતા હતા. પછી હું શું કામ બીજી ગઢ જોઉં ? પગે બરાબર નહોતું ચલાતું છતાં ધીમે ધીમે હું ખૂનની જગા ઉપર પહોંચી ગયો.

મને જોતાં ફોજદાર સાહેબ બોલી ઊઠયા : 'વીંછી કરડયો છે ત્યારે તમે શું કામ અહીં આવ્યા ?'

હું : 'દવા મૂકાવવા ડોક્ટર પાસે ગયો હતો. ત્યાંથી આવ્યો એટલે ખબર મળી કે આપ સાહેબ મને બોલાવતા હતા'

ફોજદાર : 'ના રે ના, મં તો તમને વીંછી કરડયો હતો એટલે પૂછાવ્યુ હતું કે હવે કેમ છે.'

હું : 'ડંખમાં વેદના તો છે. પણ આવુ કામ હોય ત્યારે ઓછું બેસી રહેવાય છે ?'

ફોજદાર : 'ચાલો આવ્યા તે સારૂં થયુ છે. પંચકયાસ લખવાનો છે, તમે એ લખો.'

મોટાભાવાનો દીકરો ત્યાં સુધીમાં ચાનો પ્યાલો લેઈ આવ્યો.

મેં કહ્યું: 'હું ચા નથી પીતો.'

મોટાભાવા બોલ્યા: 'અલ્યે, દૂધ મૂકી લાવો.'

હું: 'ના, હું દૂધ પણ નહિ પીઉં.'

મોટાભાવા આગ્રહ કરતાં બોલ્યા : 'અરે સાહેબ, એવું કંઇ ચાય. તમે કદી નહીં ને આજ આવ્યા છો.

હું : 'એ ખરું. પણ મડદું પડયું હોય અને મારાથી કોઈ વસ્તુ મોંમાં કેમ મૂકાય?'

મોટાભાવા : 'સાહેબે......'

ફોજદાર વચ્ચે બોલી ઊઠયા : 'અરે તમે સમજો નહિ ને શું તાણ કરો છો? એક વખત તો કહ્યું કે એ કંઈ નહિ પીવે.'

મોટાભાવા ઝંખવાણા પડી ગયા.

હું બોલ્યો : 'કેસની શી વિગત છે?'

જમાદારે કહેવા માંડયું : 'મનોરિયાને અને નવઘણને રાત્રે સૂતી વખતે ઘટીની એક જાણની ઉધરાણી બાકી હતી તે લાવીને નવઘણ દારૂ પી ગયો એ માટે બંને ભાઈ વચ્ચે બોલવું થયું. એમાંથી વાત ગાળાગાળી ઉપર ગઈ. મોટાભાવાએ જાણ્યું એટલે બંનેને છોડાવ્યા. મનોરિયાને શાંત પાડયો. નવઘણને ઠપકો આપ્યો અને રાત્રે લગભગ અગિયાર વાગે એ વાતને ઠંડી પાડી. પણ મનોરિયો અંદરથી શાંત પડયો ન હતો એટલે રાત્રે નવઘણ બહાર ખાટલામાં ઊંઘતો હતો ત્યારે એના ઉપર ધારિયાનો ઘા કર્યો......'

હું : 'એવું શી રીતે મનાય? એવી બાબતમાં ભાઈ ભાઈનું ખૂન કરે?'

જમાદાર : 'એ પોતે કબૂલ કરે છે કે ક્રોધમાં એ કરી બેઠો. એને પૂછો ને.'

ફોજદારની, મોટાભાવાની અને તેજસીગની આંખો મારા સામે તાકી રહી હતી એટલે મેં એ ચર્ચા ત્યાં આગળ ન ચલાવતાં જમાદારે જેમ લખાવવા માંડ્યું તેમ લખ્યે રાખ્યું, પણ હું મનથી સમજતો હતો કે આ બધું જમાદારે વહેલા આવીને એ લોકો સાથે મસલત કરીને ગોઠવી કાઢ્યું છે. પણ તે વખતે બીજું થાય પણ શું? પચકયાસ કરી અમે બપોરે થાણે પાછા આવી ગયા.

# [ ૨૩ ]

ખૂન મનોરિયે કર્યું હશે કે બીજાએ તેની શંકા જાય તેવું બીજું કારણ પણ હતું. ખૂન થયું હતું એ સૂતો હતો તે છાપરી બહાર ખાટલામાં, અને લાશ પડી હતી એક ખેતરવા દૂર તેજસીંગના અખાડા નજીક. જમાદારે પંચક્યાસમાં એવું લખાવ્યું હતું કે તેજસીંગને માથે ગુનો લાદવા એ છૂપી રીતે લાશ ત્યાં મૂકવા ગયો હતો પરંતુ એવામાં કૂતરાં ભસ્યા તેથી એ પકડાઈ ગયો.

એ હકીકત સાચી માની લેઈએ તો પણ એ બેઉ સ્થળની વચ્ચે જે અંતર હતું ત્યાં લોહીનું એક ટીપું સુદ્ધાં પડ્યું ન હતું, તો એવી રીતે મનોરિયો એકલો લાશ મૂકી આવે તે સંભવિત હતું!

મને આ પંચક્યાસમાં કંઈ ગોઠ્યું ન હતું. જમાદારે આ બાજી ગોઠવી હતી પણ તેને પૂરી બનાવટ કરતાં આવડી ન હતી. છતાં મનોરિયાને થાણામાં લાવવામાં આવ્યો ત્યાં સુધી હું ચૂપ રહ્યો. એક વિચાર એમ પણ આવ્યો કે મોટાબાવાને આમાં સંડોવવામાં આવશે તો હું જે ઘર્ષણથી દૂર રહેવા માગું છું તે તરત આવીને ઊભું રહેશે. આ જગતનો બધો ભાર મારે માથે લેઈને ફરવાની શી જરૂર છે? ઘણા અન્યાયો ચાલે છે તેને હું શી રીતે રોકી શકવાનો હતો!

હું રૂમ ઉપર આવ્યો એટલે રઘુનાથ મારી પાસે આવ્યો. એણે ગામમાં ફરીને બાતમી મેળવી હતી. તે પોતે પણ મોટાબાવા અને

નવઘણનો સંયુક્ત ધંધો જાણતો હતો. એણે કહ્યું: 'ખૂન કરનાર મોટાબાવાનો કોઈ એક દીકરો હોવો જોઈએ; અગર બધાએ ભેગા મળીને કર્યું હોવું જોઈએ.'

હું: 'એ તો મને ય વસી ગયું છે. પરંતુ એનું કારણ જાણવું જોઈએ ને?'

રઘુનાથ: 'એના ઘણાં કારણો હોવાનો સંભવ છે. કયા કારણસર ખૂન થયું એક ચોક્કસ કહી ન શકાય.'

હું: 'કયાં કયાં કારણો છે?'

રઘુનાથ: 'જુગારનો અડ્ડો, ચોરી, દારૂ ગાળવાનું, અને ચોથું જે થોડા વખતથી બહાર ચર્ચાય છે તે નવઘણ તેજસીંગના ઘરમાં પેઠ્યો હતો તે.'

હું: 'સલાટ અને રજપૂત વચ્ચે એટલા સુધી બને?'

રઘુનાથ; 'તમે જ ભાઈ, એક દિવસ કહેતા હતા કે સોબત બંધાય તેમનામાં સરખાપણું ન હોય તો એ ટકે જ નહિ. પછી સલાટ અને રજપૂતનો ભેદ શું કામ પાડો છો? અને ખરી રીતે બંને વચ્ચે ઘાલમેલ પણ ઓછી ન હતી, તેજસીંગ નવઘણનો ફેંટો અને બુટ પહેરતો તો નવઘણ એનાં કપડાં પહેરતો. એ બે વચ્ચે એ લોકો એવો ઊંચાનીચો ભેદ માનતા હોય તો એવું કરે ખરા?'

હું: 'પણ આ સંબંધ લોકો જાણે છે, તો તેજસીંગ યે જાણતો હશે ને? પછી એ કારણ જ હશે એમ કેમ મનાય!'

રઘુનાથ: 'હું એ જ કારણ છે એમ ક્યાં કહું છું? આ તો શું શું છે તે કહ્યું. કદાચ ચોરીની વહેંચણીની તકરાર પણ હોય... ગામમાં જે મોટી ચોરી થઈ છે તેમાં એ લોકો હોય તેવી શંકા છે.'

હું : 'તો પછી મનોરિયો શું કામ માથે લે છે?'

રઘુનાથ : 'બીક બતાવી હશે. મારી નાખવાની ધમકી આપી હશે. અને એ પરદેશી માણસ, એમના આશરે પડી રહેલો, એમને વશ ન થાય તો કરે શું? લાલચ આપી હશે કે તને ગમે તેમ કરી છોડાવીશું માટે તું માથે લેઈ લેજે.'

હું : 'પરંતુ એમ કર્યા કરતાં એ લોકોએ લાશનો પત્તો ન પડે તેમ ઠેકાણે કેમ કરી ન નાખી?'

રઘુનાથ : ખૂન કેટલા વાગે થયું તે શી ખબર? એટલો વખત ન હોય અને એમ કરવા જતાં પકડાઈ જવાનો ભય હોય તો આમ બીજા ઉપર ઢોળ્યું હોય. તેજસીંગ જમાદારને બોલાવવા આવ્યો હતો એ તો આ વાત બહાર આવી તે પહેલાં આપણે જાણીએ છીએ.'

હું : 'એ બાબતમાં તો જાણે શંકા જ નથી કે મોટાબાવાના ઘરના આમાં સંડોવાયેલા છે, ફક્ત એની ગડ બેસતી નથી એટલું જ.'

રઘુનાથ : 'મનોરિયાને ધમકી આપી હોય તો તરત માહિતી મળી જાય. એની વહુને જો સપાટા લગાવવાના હોય તો બને. પરંતુ એમ કરી દુશ્મન બનવાનું મોટાબાવાનું, એવો ધંધો આપણે શું કામ કરવો પડે?'

તે વખતે હું કંઈ ન બોલ્યો. પરંતુ હૃદયમાં દુઃખ થવા માંડ્યું. શું મારી ફરજ નથી કે કોઈને ખોટી રીતે ખૂની ઠેરાવાતો હોય તો એમાં વચ્ચે પડવું? સત્ય શું તે જાણવા પ્રયત્ન કરવો અને નિર્દોષ માર્યો ન જાય તેવી કોશિશ કરવી? મોટાબાવાની જગાએ આમાં બીજી વ્યક્તિ હોત તો હું શું આમ દૂર રહેવાનો વિચાર કરત? અને અંતઃકરણે જવાબ આપ્યો કે, સાચી વાત છે. મોટાબાવા સાથે વેર ન બાંધવાની વૃત્તિ જ આમાં પડતાં રોકે છે. એનો અર્થ જ ગુંડાઓને તાબે થવું તે કે બીજું?

અત્યાર સુધી મારા મનમાં એક બીજી ગણતરી હતી કે, નવવણુ પણ ક્યાં સારો હતો ? એના પાપનો બદલો એને મળ્યો તેમા મારે શુ કામ વેર બાંધવુ ? તેમા પણ માંદલી ગણતરી ચોખ્ખી દેખાઈ આવી પોતે મોટાબાવાની ગુડાગાળથી ડરે છે એમા મિનમેખ નહિ અને તેથી નવવણુના સારાખોટા ધ ધાનું વચ્ચે મન બહાનું આણે છે બાકી ન્યાય માટે પ્રયત્ન કરવામાં મરનાર પાપી હતો કે ગુડો એનો વિચાર કરવાની શી જરૂર ?

હુ અભય નથી, એમ ખાત્રી થતાં માગમાં ઝનૂન આવી ગયુ ન્યાય મેળવવાની ભાવના કરતાં મારા હવેના પગલામાં ઝનૂન હતું એમ કહુ તે જ વ્યાજબી છે બાકી મનોરિયા સાથે મે જેલમાં પૂછપરછ માડી ન હોત

મે મનોરિયો કહ્યુ · 'નાહક શુ કરવા તુ નિર્દોષ માર્યો જાય છે ? તે ખૂન કર્યું હોય તેમ હુ માનતો નથી હુ તો તારા લાભમા કહુ છુ પચક્યાસમાં ભલે તે ગમે તે કહ્યુ, પણ ઉપ્યુગી ડી. એસ પી નો મુકામ આવે ત્યારે તુ જે સાચુ બન્યુ હોય તે કહી દેજે ભાઈને મારીને તું લાશ દૂર નાખી આવુ અને પાછો ગુનો કબૂલ કરુ, આમાંની એકે વાત નાનું છોકરુ ય માને તેવી નથી'

મનોરિયો મારા સામે મૂઢની જેમ તાકી રહ્યો એણે કઈ જવાબ ન આપ્યો મને લાગ્યુ કે એ પણ હવે પસ્તાતો હોવો જોઈએ બાકી પચક્યાસ વખતે જમાદારે માગ મોઢા ઉપર એની પાસે કહેવડાવેલુ કે મે ખૂન કર્યું છે, તે અત્યારે કેમ મૂગો રહે ?

મે એને વિચાર કરવાનો વખત આપતાં કહ્યુ 'જો તું સાચુ કહીશ તો છૂટી જઈશ તુ આ ગામમાં હોય તો તને મોટાબાવા બીવ ડાવી શકે પણ બીજે ગામ તારુ નામ નહિ દેઈ શકે બીજે ગામ જવાની હું તને ગોઠવણ કરી આપીશ મારે આમા કઈ લેવાદેવા

નથી, પણ હું જાણું છું કે તું નિર્દોષ માર્યો જાય છે એટલે તને કહેવા આવ્યો છું. તું થોડો વખત વિચાર કર, પછી હું આવું ત્યારે જે હોય તે મને કહેજે.'

હું એના મોં આગળથી ખસ્યો ત્યાં સુધી એ મારી સામે ટગર ટગર તાકી રહ્યો હતો. હું ઝનૂનમાં હતો એટલે એ જ ધૂનમાં ને ધૂનમાં જમાદાર પાસે ગયો. એ રૂમ ઉપર હતો. મેં એના ઘરમાં પગ મૂકયો કે એ ફફડયો હોય તેમ મેં એના મોં ઉપર ભાવ બદલાયો તે જોયો. એ ઊભો થઈ ગયો. 'મેં કહ્યું: 'જરા ખાનગીમાં કામ છે. મારી રૂમ ઉપર ચાલોને.'

અમે બંને મારી રૂમમાં ગયા. મેં ધીમેથી કહ્યું 'જુઓ જમાદાર સાહેબ, મારો તમને ખરાબ કરવાનો ઈરાદો નથી. તમે બધા જે કરતા આવ્યા છો તે એક રાતમાં સુધરી ન જાઓ, તે હું સમજું છું, પણ તેથી કોઈ નિર્દોષને તમે મારી નાખો તે જોઈ પણ ન રહું.'

મને વાત લંબાવતો જોઈ જમાદાર બોલ્યો: 'પણ છે શું?'

હું: 'આ મનોરિયાને તમે ખોટો જેલમાં બેસાડયો છે. એ ગુનેગાર નથી'

જમાદાર: 'શાથી ?'

હું: 'એ કહે છે. મેં એને હમણાં જેલમાં પૂછ્યું, એણે બધુ જે હતું તે કહી દીધુ.'

જમાદારના મોં ઉપર ઝાંખપ આવી ગઈ. છતાં એકદમ નરમ ન પડયા. એટલે કહ્યું: 'શું કહ્યું એણે?'

હું: 'જુઓ જમાદાર સાહેબ, એણે ન કહ્યું હોત તો પણ તેજસીંગ તમને બોલાવવા આવ્યો હતો તે મારી જાણ બહાર નથી,

મારે ગવર્નર જનરલના બંદોબસ્તની ટુકડીમાં જવાનું હતું એટલે વહેલો ઊઠયો હતો તે વખતે તેજસીંગ આવ્યો હતો. એટલે મેં પંચક્યાસ વખતે શંકા બતાવી હતી. પરંતુ ફોજદાર સાહેબ અને તમારું જાહેરમાં ખોટું ન દેખાય તે માટે હું મૂંગો રહ્યો હતો. તમને ખાનગીમાં બોલાવીને કહું છું કે મનોરિયો ડેપ્યુટી આગળ તમારું નામ દેશે તેમાં તમે ખરાબ થશો, હું સાક્ષીમાં છું, મેં તમને અને તેજસીંગને જતાં જોયા છે એટલે તમારે હવે સીધા ચાલવું કે વાંકા એ તમારા હાથની વાત છે. પાછળથી તમે મારો વાંક ન કાઢતા કે મેં તમને ખરાબ કર્યા કે નોકરી ખોવરાવી.'

તેજસીંગ બોલાવવા આવ્યો હતો અને મેં તમને બન્નેને જતા જોયા હતા, એ વાક્યથી જમાદાર દબાઈ ગયો એમ હું ચોખ્ખું જોઈ શકયો. એ પહેલી ક્ષણે મને જવાબ ન આપી શકયો.

મેં એ તકનો લાભ લેઈ એની ઉપર ચડી બેસવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'તમે જાણો છો કે હું તમારી માફક કેવળ નોકરી કરવા ખાતર નોકરી કરવા નથી આવ્યો. હું તો જ્યારથી આમાં દાખલ થયો ત્યારથી માથું ધડથી જુદું મૂકીને જ ફરું છું. ડી. એસ. પીના અન્યાય સામે લડતાં હું પાછો નથી પડયો તો તમારી કે ફોજદારની સાહેબ સામે પણ ન્યાય માટે લડતાં પાછો નહિ પડું.'

જમાદાર નરમ થઈ જતાં બોલ્યો: 'ચાલો આપણે ફોજદાર સાહેબ પાસે જઈએ. તમે જેમ કહેશો તેમ હું કરવા તૈયાર છું.

હું: 'એમ એમની પાસે જવાનો કશો અર્થ નથી. તમને જો મારી વાત ગળે ઉતરી હોય તો પ્રથમ જે હકીકત બની છે તે મને કહો, મારે ખાત્રી કરવી છે કે મનોરિયે મને કહ્યું તેમાં અને તમારી વાતમાં કેટલું મળતાપણું આવે છે ને તમે કેટલું સાચું કહ્યું છે.'

જમાદાર કંઈ બોલ્યા વગર નીચું જોઈ રહ્યો.

મેં કહ્યું: 'તમને મેં પ્રથમ જ કહ્યું છે કે હું તમને ખરાબ કરવા નથી માગતો. એવું હોત તો મેં તમને ખાનગીમાં બોલાવી આમ પૂછ્યુ ન હોત. સીધી ડેપ્યુટી આવત ત્યારે જ બધી વાત રજૂ કરત. માટે ફરી કહું છું કે મારા ઉપર વિશ્વાસ મૂકવામાં ગુમાવવા જેવું કશું નથી, કેવળ નફો જ છે.

જમાદાર કહેતાં બીતો હોય તેમ બોલ્યો: 'વિશ્વાસ મૂકીને કહું છું.........'

હું: 'બેધડક કહો. વિશ્વાસભંગ નહિ થાય તેની ખાત્રી રાખજો.'

જમાદાર: 'ખૂન થયા પછી મને તેજસીંગ બોલાવવા આવ્યો હતો.'

હું: 'પણ તમને એણે બધી વાત કહી હશે ને?'

જમાદાર: 'જે કહી છે તે છુપાવ્યા વગર તમને કહીશ.'

અને તે પછી જમાદારે હકીકત કહી. ચોરીની વહેંચણી માટે તેજસીંગને નવઘણ સાથે જાણે ત્રણ દિવસ ઉપર તકરાર થઈ હતી. એનું એમ કહેવું હતું કે પોતાને ચોરીમાંથી ચોથો ભાગ પણ ન મળે એ કેમ ચાલે? તેજસીંગનું કહેવું એમ હતું કે ચોરીના માલમાં અર્ધો ભાગ તો ઘડાના કળશિયા કરવામાં જતો રહે અને પોતાને સંઘરવાનું જોખમ લેવાનું એટલે તું એમ વેપારના જેવો આમાં ભાગ શોધે તે ન બને. અમારે આશરે તમે પડી રહ્યા છો એટલે તમારું કોઈ નામ નથી દેતું, બાકી...

નવઘણ અને તેજસીંગની તે વખતે જ વાત વધી જાત. પરંતુ મોટાભાવા રૂબરૂમાં હતા એટલે બંનેને વાર્યા હતા. છતાં બંને જણ તે પછી એકબીજા સાથે બોલ્યા ન હતા એટલું મન ઊંચું હતું. તેમાં રાત્રે નવઘણ તેજસીંગના ઘરમાં પેઠો. તેજસીંગ તે વખતે જુગારના અડ્ડામાં હતો. રાત્રે બબ્બે વાગ્યા સુધી એ અડ્ડો ચાલતો એટલે એ આવી પહોંચશે તેવી નવઘણની ગણતરી ન હતી. પરંતુ

દાવમાં પૈસા ખૂટયા એટલે એ લેવા ઘેર આવ્યો. નવઘણ સપડાઈ ગયો. પરંતુ બીજી ક્ષણે એ ઘરમાંથી નીકળી ચાલ્યો ગયો. તેજસીંગે તે ઘડીએ જ પાછળ પડી ઘા કર્યો હોત. પરંતુ જુગારના અડ્ડામાં બધાને ખબર પડી જાય અને વાત છાની ન રહે એ ભયે એ તે વખતે ગમ ખાઈ ગયો.

પરંતુ એનાથી આ ઝેર શી રીતે જીરવ્યું જાય? નવઘણને પણ શાની એકદમ ઊંઘ આવે? છેવટે રાત્રે ત્રણ વાગે તેજસીંગ અને તેનો ભાઈ ભૂપતસીંગ, નવઘણ અને તેનો ભાઈ બહાર સૂતા હતા ત્યાં આવી પહોંચ્યા. ભૂપતસીંગે મનોરિયાની છાતી સામે બંદૂક તાકી રાખી અને તેજસીંગે નવઘણના ગળા ઉપર ઘા કર્યો. એ સાથે એનાથી ચીસ નીકળી ગઇ. મનોરિયો ઝબકીને બેઠો થવા જાય છે ત્યાં એની સામે બંદૂક તકાયેલી જોઈ. એની બાઈ પણ એ દશ્ય જોતાં ગભરાઈ ગઈ.

પછી તો મોટાભાવાએ જાણ્યું એટલે એ આવી પહોંચ્યા. અને કંઈ કરતા પહેલાં જમાદારને બોલાવવા મોકલ્યો. મોટાભાવાને થાણા સાથે એવો ગાઢ સંબંધ હતો કે પોલીસખાતાને ભેળવી જે કરવું હોય તે પહેલેથી કરતા, કે જેથી પાછળથી કોઈ મુશ્કેલી ન આવે. બીજો કોઈ હોય તો આ સંજોગોમાં ખૂનને ઠેકાણે કરવાનો પ્રયત્ન કરે ત્યારે મોટાભાવાએ આ રસ્તો લીધો હતો. જમાદાર અને મોટાભાવાને ફોજદાર કરતા પણ સારો મેળ હતો. જમાદારને ખાવા જોઈતું અનાજ કાયમ એ પૂરું પાડતા, ને બીજું પણ ઘણું ઘસાતા. એટલે તેજસીંગ જમાદારને છાનોમાનો પ્રથમ બોલાવી ગયો.

જમાદારે મનોરિયા ઉપર ગુનો ઢોળવાનું ગોઠવી આપ્યું. અને તેને ધમકી આપી કે જો તું બીજું બોલ્યો છે તો જીવતો નહિ રહે તારી વહુની પણ એ જ વલે થશે. માટે તું ખૂન માથે લઈ લે. જો બે પાંચ વરસ સજા થાય તે ભોગવી આવ. તને છોડાવવા મોટાભાવા

ખર્ચ કરશે. મનોરિયાનો બીજો ઉપાય ન હતો. એટલે એ સમત થયો અને પચકયાસમા જેમ ગોઠવ્યુ હતું તેમ બધું રજૂ કરવામાં આવ્યુ હતું

વાત પૂરી કરીને જમાદારે મ્હ્યુ 'પણ આ બધુ મે તમને કહ્યું છે તે વાત બહાર ન આવવી જોઇએ મોટામાવા જેવા માણસ જોડે વેર બાંધવુ મને પોષાય તેવુ નથી'

હુ 'એ કેમ મને? આપણે પોલીસ થઈને ગુડાઓ સામે નહિ થઈ શકીએ તો સામાન્ય પ્રજા શુ કરી શકે? તમારી નોકરીને નુકશાન ન થાય તેવુ હુ કરી શકુ, પણ તમે મોટાબાવાથી બીઓ એ નહિ બને તમને એવી બીક હશે તો હુ તમારી બદલી કરાવી નાખવા પ્રયત્ન કરીશ દાદા મારફત તે કામ થશે તેની મને ખાત્રી છે એટલે તમને બીજી જગાએ મોટાબાવા શુ કરી શકશે? ખાતું પણ આ સજોગો જોઈ બદલી કરશે. પણ તમારે આ બધી હકીકતનું સ્ટેટમેન્ટ આપવુ પડશે.'

જમાદાર 'તો તો મારી નોકરી જાય'

હુ નહિ જાય, તમારે એટલું જ કહેવાનુ કે એ માણસ અને એના દીકરા ગુડા છે એટલે શાંતિનો ભગ ન થાય તે માટે મારે આ રીતે કામ લેવુ પડયુ હતું એટલે ડેપ્યુટી આવતાં તમારે અને મનોરિયાએ જે બન્યુ છે તેનું નિવેદન કરવુ પડશે'

જમાદાર પીછેહઠ કરવાનો કઈ રસ્તો શોધતો હોય તેમ મને લાગ્યુ પરતુ એક વખત સત્ય હકીકત હાથ લાગી હતી એટલે મને શ્રદ્ધા હતી કે હવે હુ પહોંચી વળીશ

[ ૨૪ ]

કે'પુટીનો મુકામ આવતાં આખી પરિસ્થિતિ બદલાઈ ગઈ. મોટાબાવાને, કલ્પના પણ નહિ આવી હોય કે પોતાને હાથે બેડી પડશે. તેજસંગ અને ભૂપતસંગને પણ પકડવામાં આવ્યા. મહાત્માજીનું ખૂન થયું ત્યારે દેશમાં જે આઘાત થયો હતો, તેના કરતાં વિશેષ આઘાત આ લોકોને પકડયા તેથી ગામે અનુભવ્યો હતો ! ચારેયથી હાયકડી કરીને ત્રણેને લેઈ જવામાં આવ્યા. લોકોએ સગી આંખોએ એ દૃશ્ય જોયુ છતાં તેમના માન્યામાં આવતું ન હતું કે એમને પોલીસ પકડી શકે !

એ વખતે તો સન્નાટો વ્યાપી ગયો હતો, પણ તેની અસર મેં નહિ ધારેલી તે થઈ. ગામ રજપૂતોનું ગણાતુ એટલે મોટાબાવા જેવા આગેવાન અને બીજાના ગુના શોળી મારનાર રણીધણી આમ પકડાયા તેથી નાતવાળાને ઘણું ખોટું લાગ્યુ. જાણે એમનું મૃત્યુ થયું હોય અને આજુબાજુના ગામથી પણ લોકો મોં ઢાંકવા આવતા હોય તેમ ઊદાસ ચહેરે તપાસ કરવા બે દિવસ સુધી માણસ ચાલુ રહ્યું! અને પરિણામે ગુપ્ત ઠરાવ થયો કે મારો બહિષ્કાર કરવો જોઈએ. મને કશી વસ્તુ આપવી નહિ.

મારે કાને આ ઠરાવ આવ્યો એટલે પ્રથમ ક્ષણે મને ક્રોધ વ્યાપ્યો. જે લોકોને માટે હું આ બધુ જોખમ ખેડી રહ્યો છું તે જ મને આ શિરપાવ આપે ? જોઉ છું, કોણ મને વસ્તુ આપવાની ના પાડે છે ? પરંતુ એ ક્રોધ બીજી ક્ષણે ઓછો થઈ ગયો. થયું કે આ–

નિર્ણય કરનાર કંઈ પ્રજા નથી મોટાભાવા જેવા જે ઘાલમેલમાં હશે તેમણે પોતાની પાખ કપાઈ જવા જેવું લાગતા આ નિર્ણય કર્યો હોય તેમાં પ્રજા શું કરે? પ્રજા કાયમ એવા લોકોથી ડરતી હોય છે એટલે એમની પાસેથી મારે વસ્તુ લેઈ એમને મુશ્કેલીમાં મૂકવાનું શું કારણ? જીવનની જરૂરિયાતવાળી ચીજો હું બહારથી લાવી શકું તેમ હતો ફક્ત દૂધ દરરોજ ગામમાંથી લાવતો હતો તે મેં સાંજે ન મગાવ્યું આપનાર બિચારો ફફડતો હતો કે પોતે ના શી રીતે કહી શકશે? પણ હું લેવા ન ગયો કે કોઈને મોકલ્યું પણ નહિ એટલે એની આપત્તિ આપોઆપ ટળી ગઈ

મોટાભાવાના પક્ષના લોકોને આટલો વગ ચડવાનું કારણ એ પણ હતું કે ફોજદાર તથા જમાદારે સારા દેખાવા મારો દોષ કાઢયો હતો અને ખરી રીતે આ બધું ઠરાવનાર હું હતો એટલે મારે તેમાં છુપાવવાનું પણ શું હતું? એ લોકો તો નિર્બળ હતા, અને એ *નિર્બળતા ગુનેગારની હતી એટલે જ મારે તાબે થયા હતા* બાકી જમાદાર કે ફોજદાર મારી હિંમતને ગાંઠે એમ માનવાનું કંઈ કારણ ન હતું પરંતુ પોતે એમાં કંઈ સંડોવાઈ જશે એ બીકે એમણે સમય સૂચકતા વાપરી હતી અને બીજી બાજુ સારા દેખાવા લોકોમાં મારા ઉપર આરોપ ઢોળ્યો હતો. એમ ન કરે તો જમાદારને મોટાભાવા સાથે સબંધ સારું રાખવો મુશ્કેલ હતો અને આ ગામ છોડવાની ઈચ્છા ન હતી એટલે એમને માટે બીજો ઉપાય ન હતો

હું બહિષ્કારને તો પહોંચી વળીશ એની સૌને ખાત્રી હતી પરંતુ આમાં કોઈ વખત મારા જીવનું જોખમ છે એમ માની રઘુનાથ, પુંજાભાઈ અને ડૉક્ટર મને અત્યાગ્રહ કરતા હતા કે મારે અહીંથી બદલાઈ જવું જોઈએ, કારણ કે જે લોકો નજીવા કારણસર ખૂન કરતાં પાછા ન પડતા હોય તે આવો પ્રસંગ બનતાં વેર લીધા વગર ન રહે. મને પોતાને હવે હથિયાર વગર બહાર ન નીકળવાની

પણ એ બધા સલાહ આપતા હતા. હું પણ જોખમ નહોતો સમજતો એમ નહિ. પણ મારી પાસે શું હથિયાર હોય ? સરકાર તરફથી તો અનાર્મ ફોર્સને ડંડા વગર બીજું હથિયાર મળતું ન હતું. થાણામાં અનામત રહેતી રીવૉલ્વર જરૂર પ્રસંગે પોલીસ કૉન્સ્ટેબલને આપવાની ફોજદારને સત્તા હતી. પરંતુ હું માંગણી કરુ અને ફોજદાર કાયદાની સુરંગી બતાવી ન આપે તો ?

એ દિવસોમાં હું પણ પછી બી ગયો. સરોજને આ સંજોગોમાં હાલ અહીં ન આવવા મેં લખી દીધું. સોમેશ્વર પણ પાછળથી મને ઠપકો ન આપે કે તમે મને આ હકીકત કેમ ન લખી એટલે મેં એને પણ પત્ર લખ્યો. દાદાને પત્ર લખ્યો. રોહિતને પણ કૉલેજના શિરનામે પત્ર લખી જણાવ્યો.

સરોજ થોડા દિવસ પિયર રહેવાની હતી, છતાં મારો પત્ર મળ્યો એટલે એ ઊલટ તરત આવી પહોંચી. મેં એને કહ્યું: 'આ સંજોગોમાં તારે અહીં આવવાની જરૂર ન હતી.'

સરોજ : 'ભયને વખતે જ માણસને સાથની જરૂર કે આડેદહાડે ?'

હું : 'પણ અહીંનું વાતાવરણ ખરાબ છે'

સરોજ : 'તો રજા લ્યો.'

હું : 'એ વિચાર તો મને ક્યારનો આવી ગયો છે. પરંતુ જો ગુંડાતત્ત્વોથી હું બીવા નહોતો માગતો તેને વશ થયો એવું જ એ કહેવાય કે બીજું ?'

સરોજ : 'ગુંડાતત્ત્વોને વશ ન થવુ એ ખરું, પણ સાથે સમયસૂચકતા ન ગુમાવવી એમાં અભયનો ગુણ આવી જતો નથી. પવનનો ઝપાટો આવે ત્યારે રક્ષણ મેળવવા નીચા નમી જવું એમાં ખોટું શું છે?'

હુ • 'મે બધી પરિસ્થિતિ જણાવતો દાદાને પત્ર લખ્યો છે એ જણાવશે તેમ કરીશ '

સરોજ : 'મોત સામે છાતી કાઢીને ગોળી ઝીલે એવા દાદા તમને બીજી શી સલાહ આપવાના હતા ?'

હું :'તો પછી મારાથી મોરચો ન છોડાય પાંચ વર્ષ એમના કહેવાથી આ ખાતાને આપ્યાં છે એમાં હવે પીછેહઠ શી રીતે થાય ?'

સરોજ : 'તમા । એ સ્વભાવને હુ ઓળખુ છુ એટલે હુ પત્ર મળતાં દોડી આવી '

હુ • 'તે તુ આવીને મારું શુ રક્ષણુ કરીશ ?'

સરોજ 'તે કહેવાની શી જરૂર છે ? કેવુ રક્ષણુ કરુ છુ તે તમે જ જોશો '

એ રાત્રે જ ગામમાં લોકોના ઘર ઉપર ઢેખાળા પડ્યા । તેમાંય મુખ્યત્વે હુ જેમને ત્યાં બેસતો ઊઠતો તેમના જ ઘર ઉપર વળી બીજે દિવસે ખબર મળ્યા કે કૂવે-તળાવને રસ્તે ઓટલા ઉપર જે તોફાનીઓ બેસતા બંધ થયા હતા તે આજે બેઠા હતા બપોરે ક્લાલના પીઠા આગળ તોફાન પણ થયુ

સરોજ અને રઘુનાથે એવુ કહીને મને પકડી રાખ્યો હતો કે, આ બધા પાછળ તમને મેદાનમાં ખેંચવાની યુક્તિ છે ઝનૂનમાં આવી તમે ત્યાં જઈ પહોંચો એટલે એ શત્રુમેળામાં એ લોકોને હાથ ઉપાડતાં ફાવે. એટલે ફરજ આવી ન પડે ત્યાં સુધી તો મારે આ વાતાવરણમાં કૂદી પડવુ નહિ હુ પકડાઈ ગયો હતો તેમા મારી નિર્બળતા નહોતી એમ કહુ તો આત્મવંચના જ કહેવાય છતાં મારી પાસે હથિયાર હોત તો હુ આટલો વિવશ ન થઈ જાત એમ તો આજે પણ કહી શકું છુ. એનો અર્થ એ પણ ખરો કે અહિંસામાં મારી એટલી ઓછી શ્રદ્ધા હતી

તેમાં વળી રોહિત આવ્યો ત્યારથી એણે આખું વાતાવરણ જ હિંસામય બનાવી દીધું. હું આ ખાતામાં જે ભાવનાથી દાખલ થયો હતો તેનો એ પ્રથમથી જ વિરોધી હતો. એટલે આવતાં સાથે જ મૂળ વાત મૂકી એ આ જ વાત કરવા લાગ્યો: 'મોટાભાઈ! તમે ભલે આજે ન માનો પણ એક દિવસ તમારે તમારી ભૂલ માટે પસ્તાવું પડશે. મહાત્માજીનો રસ્તો કદાચ સાધુ-સંત-સંન્યાસી માટે આદર્શમય કહી શકાય, પરંતુ પ્રજા સમસ્ત માટે એ રસ્તો અવ્યવહારુ છે. એની કરુણ નિષ્ફળતા ગાંધીજીનું પોતાનું જ મૃત્યુ છે.'

સરોજ: 'પરિણામ ઉપરથી કર્મનું માપ ન કાઢી શકાય.'

રોહિત: ગીતામાં કહ્યું છે તેટલા પૂરતું એ બરાબર છે, પરંતુ જગતને પરિણામ સાથે લેવાદેવા છે. કર્મ સાથે નહિ.'

હું: 'ગાંધીજીને રસ્તે જ આપણે સ્વરાજ્ય મેળવ્યું તે ફળ પણ ક્યાં ઓછું છે?'

રોહિત: 'સામ્યવાદ એ વાત સ્વીકારતો નથી એમને રસ્તે જ જો મળ્યું હોત તો હિંદના ભાગલા ન પડત, જે હોનારત થઈ તે ન થાત. સ્વરાજ્ય મળ્યું છે, સામ્યવાદની ક્રાંતિએ.'

સરોજ: 'સામ્યવાદનું હિંદમાં હજુ ચિહ્ન જણાતું નથી ત્યાં સ્વરાજ્યનો જશ એને માથે શી રીતે મૂકો છો?'

રોહિત: 'સ્વરાજ્ય આપણી શક્તિથી મળ્યું નથી. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને લીધે મળ્યું છે. અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એટલે સામ્યવાદનું એશિયામાં વધતું જતું બળ, ચીન આજે પડ્યું તે આપણે જોઈએ છીએ. અંગ્રેજો તે વસ્તુ વહેલી જોઈ શક્યા હતા એટલે હિંદને સ્વરાજ્યનું દાન કર્યું તે એશિયામાં મૂડીવાદી અર્થવ્યવસ્થા ટકાવી રાખવા. હિંદ તેના પક્ષે રહે તે માટે.'

સરોજ: 'તમારા સામ્યવાદને સ્વરાજ્યનો જશ લેવા દઈએ, પછી તમારે શું કહેવું છે?'

રોહિતઃ 'મારે એ જ કહેવું છે કે દેશની આ રીતે સેવા કરવાનું ગાંડપણ છોડી દો. આ રીતે તો તમે દેશની કુસેવા કરી રહ્યા છો!'

હું હસીને બોલ્યોઃ 'સામ્યવાદની સરકાર હોય તો તું પ્રચાર મંત્રી નીમાવા જેવો કહેવાય. ઝનૂની પ્રચાર તું સારો કરી શકે.'

રોહિતઃ 'હંમેશાં વિરોધી પક્ષના પ્રચારને બીજો પક્ષ ઝનૂની માને છે.' પરંતુ તે વચ્ચને એ ભૂલી જાય છે કે પોતે ઝનૂની બની રહ્યો છે માટે વિરોધ પક્ષનું જોર છે. સ્વરાજ્ય મેળવવું હતું ત્યાં સુધી કોંગ્રેસને પ્રજાએ ટેકો આપવાની જરૂર હતી. હવે નવસર્જનમાં એ દેશની સેવા કરી શકે તેમ નથી એમ આપણે સમજી જવું જોઈએ. બ્રિટીશ પ્રજા દક્ષ એટલે ચર્ચીલને યુદ્ધ પછી એને સ્થાનેથી ઊંચકી મૂક્યો. હિંદી પ્રજા અંધશ્રદ્ધાળુ છે એટલે સ્વરાજ્ય માટે લડનાર પક્ષ સુરાજ્ય સ્થાપશે એમ શ્રદ્ધા સેવી રહી છે. અને તમારા જેવા આમ પોતાની શક્તિ તંત્રને સુધારવા માટે વેડફી રહ્યા છે.'

સરોજઃ 'તો શું કરવુ જોઈએ ?'

રોહિતઃ મિટાભાઈ જેવા શક્તિશાળી યુવકોએ આ તંત્રને ઉથલાવી પાડવા પ્રયત્ન કરવો જોઈએ.'

સરોજઃ 'સ્વાધીન થયેલા હિંદે હમણાં પોતાની શક્તિ આવા વાદાવાદમાં ન ખર્ચી નાખતાં કોંગ્રેસને મજબૂત બનાવી તે દ્વારા દેશને મજબૂત બનાવવો જોઈએ.'

રોહિતઃ 'આ બધો ખરી રીતે ઊંધો પ્રચાર છે; કોંગ્રેસ આજે ભલે સમગ્ર દેશના હિતની વાત કરે, પણ એના અમલમાં અમુક સ્થાપિત હિતના મુઠ્ઠીભર લોકોનું હિત સધાઈ રહ્યું છે. બાકી સામાન્ય પ્રજાની કોઈ મુશ્કેલી હલ થઈ હોય તેમ હું માનતો નથી.'

હુંઃ 'જો રોહિત, આ તારી ચર્ચાનો ક્યારેય અંત નહિ આવે. તારો અને મારો રસ્તો જુદો છે. એટલે ગાળ વલોવવાનો શો અર્થ છે!'

રોહિતઃ 'હું ડાશ વલોવું છું કે દહીં, તે તમારી નજરોનજર જોશો એટલે કબૂલ કરશો ને?'

હું: 'એટલે તું શું કરવા માગે છે?'

રોહિત 'હમણાં જ ગામમાં જાઉં છું. જોઉં છું કે કોણ વસ્તુ હોય છતાં મને નથી વેચાતી આપતું?'

સરોજ: 'જુઓ રોહિતભાઈ, મેં તમને કેવળ ઘરમાં જે તમંચો '૪૨ની ચળવળ વખતનો છે તે આપી જવા જ લખ્યું હતું. કંઈ તમને અહીં નવી ચળવળ ઊભી કરવા નથી બોલાવ્યા.'

રોહિતઃ 'એ તમંચો એની મેળે તો નથી ફૂટવાનો ને? કોઈ ફોડનાર તો જોઈશે ને?'

સરોજઃ 'એ ફોડવા માટે નથી મંગાવ્યો. જરૂર પડયે હથિયાર પાસે છે એટલી હિંમત મેળવવા જ એનું અહીં કામ છે.'

રોહિતઃ 'પણ મોટાભાઈને જેમ પોતાનું મિશન છે એમ મારે પણ છે. એ એમની રીતે પ્રજાની સેવા કરવામાં માને છે, તો હું મારી રીતે માનું છું. પ્રજાના અન્યાયનો પ્રતિકાર બને તો અહિંસાથી, અગર હિંસાથી પણ કરવાનું મહાત્માજીએ કહ્યું છે. કાયરની અહિંસા એમણે નથી બોધી. એટલે હું અહીં રહું અને મારે જે ચીજ જોઈતી હોય તે લેવા જવી કે નહિ?'

હું: 'જો રોહિત, આ ગાંડપણ તું અહીં ન કર. તું સામ્યવાદી હોય તેનો મને વાંધો નથી. સરકાર એ પક્ષને ગેરકાયદેસર જાહેર કરી તમને પકડે નહિ ત્યાં સુધી તમે તમારો પ્રચાર કરવા સ્વતંત્ર છો. એની પણ મને ના નથી. પરંતુ તું મારા કામમાં વચ્ચે ન પડીશ. હું મારી રીતે લડું છું અને એ રીતે જ હું લડી લેઈશ.'

રોહિતઃ 'મોટાભાઈ! તમારો શિષ્ય બદલાઈ ગયો પણ તમે એના એ જ રહ્યા.'

સરોજ 'કયો શિષ્ય ?'

રોહિત 'કેમ ભૂલી ગયા ? વેર લેવા નાક કાપનાર જીવાભાઈ' એ યાદ આવતા મે પૂછ્યુ 'એની ખબર પૂછવી તો રહી ગઈ કેમ મઝામાં છે ને એ ?'

રોહિત 'અમને તો એ ઘણો ઉપયોગી થઈ પડયો છે બહાદુર માણસ છે એની વહુ પણ હિંમતવાળી છે '

સરોજ 'એની પાસે શુ કરાવો છો ?'

રોહિત 'એની રૂમમાં જ અમારી બધી પત્રિકાઓ છપાય છે ગામડે પહોચાડવા પણ એને મોકલીએ છીએ સાયકલ નહોતી આવડતી તે ત્રણ દહાડામા શીખી ગયો અને રોજ દસ દસ ગામ એ ફરી વળે છે'

હુ 'જ્યાં પ્રજાકીય સરકાર હોય ત્યા પ્રજાને છૂપી હિસામા વાળવી એ ખતરનાક છે "

રોહિત જુઓ મોટાભાઈ, આ વાત મે તમને ભાઈ તરીકે કરી છે, પોલીસ કોન્સ્ટેબલ તરીકે નથી કરી'

હુ 'મે એ જ અર્થમાં લીધી છે, પણ હુ તો આવુ ગાંડપણ ન કરવાની ટકોર કરુ છુ એટલુ જ

સરોજને એકદમ વિચાર આવતાં એણે પૂછ્યુ 'માનો કે કદાચ રોહિતભાઈને પકડવાનું અહી વોરન્ટ આવે, અને પોલીસ તરીકે તમારે જ પકડવાનું થાય તો શુ કરો ?

હુ મોં ગભીર રાખીને બોલ્યો એમાં વિચાર ક્યાં કરવાનો રહે છે ? ફરજ તરીકે પકડવો જ રહ્યો'

રોહિત હસીને બોલ્યો 'પરદેશી સરકારના વખતમાં જેલમાં જવાનો જે લ્હાવો નથી મળ્યો તે એ રીતે મોટાભાઈને હાથે મળે એ તો ધન્યભાગ્ય કહેવાય!'

# [ ૨૫ ]

ત્રીજે દિવસે પેથાપગામા મેળો હતો. આ મેળો તોફાન, જુગાર, ચકડોળ, અને શરાબ ચારથી જાણીતો. એની વ્યવસ્થા માટે દર સાલ પંદર પોલીસ થાણામાંથી મોકલવામાં આવતી હતી. ફોજદાર અને જમાદાર પણ જતા હતા. મોટાબાવા ગઈ કાલે સાંજે છૂટીને આવી ગયા હતા. ખૂન કરવામાં તેજસંગ અને મદદ કરવામાં ભૂપતસંગને જ ગુનેગાર ગણી મોટાબાવાને છોડી મૂક્યા હતા. એટલે આ મેળામાં હું જાઉં તો તોફાન થાય એ બીકે ફોજદારે પંદર નામમાં મારું નામ મૂક્યું ન હતું.

રોહિત એ મેળામા જવા તૈયાર થયો. મને ભય હતો કે એ કંઈ ઉપાધિ ઊભી કરશે એટલે મેં એને ન જવા જણાવ્યું. પરંતુ એણે કહ્યું કે પોતે મેળામાં જવા માટે તો રોકાયો છે

મે પૂછ્યું 'મેળામા એવું શું કારણ છે?'

રોહિતઃ 'મેળાને આ વખતે અમે પરિષદના રૂપમા ફેરવી નાખવાના છીએ,'

હું: 'એટલે?'

રોહિતઃ 'દરસાલ જુદી જુદી જગાએ કેટલાય મેળા ભરાય છે. હજારો-લાખો માણસ એમાં આવે છે. કોઈ મેળા બબ્બે ત્રણ ત્રણ દિવસ પણ ચાલે છે, પરંતુ લોકોમાં પ્રચાર કરવાનો આ અવસર

કોઈએ ઝડપી લીધો નથી. અમારા પક્ષે નક્કી કર્યું છે કે આ મેળા વખતે જઈને લોકોમાં પ્રચાર કરવો.'

હું નવાઈ પામતાં બોલ્યોઃ 'અમે તો કંઈ જાણતા નથી.'

ગેહિતઃ 'આગળથી જાહેર કરવામાં આવે તો તમારી સરકાર મેળો ન ભરવાનો હુકમ કાઢે એટલે ગુપ્તતા જાળવવામાં આવી છે. બાકી તમારી પોલીસ ત્યાં આગળ આવશે અને લાઉડસ્પીકર વગેરેની વ્યવસ્થા જોશે ત્યારે નવાઈ લાગશે.'

ગેહિત એના સામ્યવાદી પક્ષ તરફથી જવા માગતો હતો. આગળથી બધી ગોઠવણ હતી એટલે હું એને ના પણ શી રીતે કહી શકું? અને જો હું સાથે જાઉં તો પોલીસના માણસ તરીકે ખોટું ગણાય. છેવટ મેં અને સરોજે એને જવા દેતાં કહ્યું: 'સાવચેતી રાખીને જજે, અને મોડું ન થાય તેમ આવતો રહેજે. પોલીસ સાથે અથડામણમાં ન આવું એટલું કરજે.'

પરંતુ આ સભાની ગંધ સી. આઈ. ડી. ને આવી ગઈ હતી એટલે એમની ટુકડી ગામડિયાઓના વેશમાં મેળામાં હાજર હતી તેની ખબર સામ્યવાદી પક્ષને આવી ન હતી. અડવાડિયા ઉપર મધ્યસ્થ સરકારે સામ્યવાદી પ્રવૃત્તિની હિંસાનો ખ્યાલ આપતી ૧૫૦ પાનની વિસ્તૃત હકીકત બહાર પાડી હતી. મદ્રાસ, બંગાળ, બિહાર વગેરે પ્રાંતોમાં સામ્યવાદી પક્ષ ઉપર પ્રતિબંધ જાહેર થયો હતો ગુજરાતમાં પણ અમુક જુવાનોને સામ્યવાદી પ્રવૃત્તિના સંચાલકો તરીકે જેલમાં પૂરવામાં આવ્યા હતા. એટલે આ પક્ષ તરફ સરકાર બારીક નજર રાખી રહી હતી.

સામ્યવાદી પ્રવૃત્તિનાં ભાષણો એટલે 'આજની સરકાર મૂડીવાદી છે, આમ પ્રજાનું કલ્યાણ તેનાથી થવાનું નથી. હિંસા વગર સ્થાપિત હીતો નાબૂદ થવાનાં નથી,' એવો પ્રજાને ઉશ્કેરનારો સામાન્ય પ્રચાર. તેમાં ઉમેરો પ્રચાર એમને હાથ આવી ગયો તે ખાંડ,-ગોળ

અને તેલની ઊભી થયેલી તગીનો સરકાર જો પ્રજાને જીવનની જરૂરિયાત પૂરી પાડવામા નિષ્ફળ ગઈ હોય તો એને સત્તા ઉપર આવુરહેવાનો શો અધિકાર છે ? એવુ એમનુ કહેવુ હતુ બીજો વિષય હતો, જેલમા સામ્યવાદી યુવકો ઉપર થયેલો ગોળીબાર અને ત્રીજો વિષય લોકોને પોતાના પક્ષમા ખેચવાનુ સાધન—ખેડુ એની જમીન દલાલી કરતો જમીનમાલિક વચ્ચે ખેડુતોને શુ કામ જોઇએ ? અને એ કારણે સામ્યવાદી પ્રવૃત્તિનુ જોર અજ્ઞાન પ્રજામાં વધારે જામતુ હતુ.

મેળામા લાઉડ સ્પીકરની વ્યવસ્થા હતી એટલે લોકોને એ દૂર દૂર સંભળાતાં અવાજના ભુગળા જ એક જોવાના પ્રદર્શન જેવા બની રહ્યા હતા એટલે દર વર્ષના એકધારા મેળામાં આ નવી વસ્તુ તરફ સ્વાભાવિક રીતે બધાનું આકર્ષણ જામ્યુ હતુ અને એ રીતે સામ્યવાદી પક્ષની આ યોજના સફળ થઈ હતી એમાં ના નહિ પરંતુ એ ભાષણો સાભળનાર સી આઈ. ડી ના માણસો પણ હતા તે એ જુવાન પ્રચારકોને ખ્યાલમા ન આવ્યુ એ ભાષણોમા કોણ કોણ છે અને કયા કયાથી આવ્યા છે તે બધી બાતમી મેળવી એમની પરિષદ ચાલુ હતી અને સી આઈ ડી ના બે માણસો સિવાય બીજા ત્યાથી વિદાય થયા હતા

સાજે મેળા વેરાઈ ગયો રોહિત ઘેર પાછો ફર્યો તો પણ એને કે થાણાની પોલીસને ખબર પડી ન હતી કે મેળામા સી આઈ ડીના માણસો હતા, ફોજદારે મેળામાં જે પ્રચાર થયો હતો તે અને તેમા બોલનારનાં નામ પણ નોધ્યા હતા પરતુ એ રિપોર્ટ ફોજદાર બીજે દિવસે ડી એસ પી ઉપર રવાના કરે તે પહેલાં રોહિતને પકડવા વોરટ લેઈને પોલીસ થાણે આવી પહોચી

ફોજદાર, જમાદાર અને બે પોલીસ મારી રૂમ ઉપર આવ્યા ત્યારે હું, સરોજ અને રોહિત વાતો કરતા હતા ફોજદારને આવેલા જોઇ હું તરત વિચારમાં પડી ગયો બહાર વરડામા આવતાં મે પૂછ્યુ 'શુ છે ?'

રોહિત અને સરોજ પણ અંદર બેઠાં હતાં તે ઊભા થઈ ગયાં હતા

ફોજદારે ક્યારેય નહોતો તેટલો વિનય વ્યક્ત કરતાં કહ્યુ 'માફ કરજો રોહિતભાઈને પકડવાનું વોરંટ છે અને તમારા ઘરની ઝડતી કરવાનો હુકમ છે'

ગઈ કાલે સરોજે જે ભવિષ્ય ભાખ્યુ હતુ તે આમ બીજે દિવસે જ સાચુ પડવાનું હતુ તે કોને ખબર હતી? રૂમમાથી રોહિત લાવ્યો હતો તે તમચો નીકળ્યો અને એની થેલીમાથી એમના પક્ષને લગતી પત્રિકાઓ નીકળી. પત્રિકાઓ પ્રેસનોટ સાથે છપાયેલી હતી એટલે એમા ગેરકાયદેસર જેવુ કઈ હતુ નહિ છતાં સરકાર કાયદાની આંટીઘૂટીથી એનો અર્થ કરે તો અગ્નમાં બળવા જગાવનારુ એ લખાણ છે એમ સાબિત કરી શકે

ફોજદારે તમચો હાથમાં લેતા કહ્યુ 'આ તમચો કોનો છે?'

અમે બને ભાઈઓ સાથે બોલી ઊઠયા 'મારો છે?'

ફોજદાર મારા સામે જોઈને બોલ્યા 'આમા મારે સાચુ કોનુ માનવુ?'

મે જે હકીકત હતી તે કહી

ફોજદારને હુ સાણસામા સપડાઉ તેવુ મળી ગયુ બોલ્યા 'તમે કહો છો તેવો રિપોર્ટ કરુ તો તમે ગુનેગાર ઠરશો સરકાર તમને નહિય ને, તમારી પત્ની સુદ્ધાને કાવત્રામાં સામેલ ગણશે.

મે કહ્યુ 'મે જે હકીકત છે તે કહી છે કઈ છુપાવ્યુ નથી રક્ષણ માટે જરૂરી માની સરોજે તે લેતા આવવા રોહિતને લખ્યુ હતુ'

ફોજદાર 'મારુ માનો તો તમચો પણ રોહિતભાઈના નામ ઉપર જવા દો બાકી તમે પોલીસના માણસ એટલે નાહક હેરાન થશો'

હું: 'એ હું સમજું છું. પરંતુ જે હકીકત હોય તે મારાથી કેમ છુપાવાય ?'

રોહિતને મારું આ સત્યવાદીપણું બિલકુલ નહોતું ગમ્યુ તે હું એના મોંના ભાવ ઉપરથી જોઈ શકતો હતો પરંતુ એનો અને મારો રસ્તો ઉત્તર-દક્ષિણ ધ્રુવ જેવો હતો. એટલે હું એની રીતે કેમ વિચારી શકું કે આચરી શકું ?'

ફોજદાર: 'તો પછી સરોજબહેને લખ્યુ હતું અને તે લાવ્યા હતા તે શબ્દો કાઢી નાખો એમાં સરોજબહેન પણ કદાચ સંડોવાય'

સરોજ: 'મને એમા વાંધો નથી. જે બન્યુ હોય તે જ કહેવુ જોઈએ. સત્યનો ગજ અમારે માટે પણ સરખો જ હોવો જોઈએ'

ફોજદાર આ બધુ વિવેક પૂરતું કહેતો હતો એની મને ખબર હતી હું જે સાચુ હશે તે નહિ મૂકું માની એ મારા હિતેચ્છુ હોવાનો ખાલી ડોળ કરતો હતો. એટલે એણે કાગળિયા તૈયાર કર્યા અને મને વાંચી સંભળાવ્યાં રોહિતને મારી શરમ રાખી થાણાની જેલમાં ન પૂરતા જામી લીધા પછી વિદાય કર્યો. સાચે જ મારી અને સરોજની આંખો તે ઘડીએ ભીની થઇ ગઈ.

સરોજ અફસોસ કરવા લાગી કે પોતે કાગળ લખીને એને અહીં ન બોલાવ્યો હોત તો સારુ થાત ! એ આમ પકડાત નહિ અને આપણે માથે નિમિત્ત ન ચોંટત

મે સરોજને કહ્યુ: 'એ પકડાયો તેમા અફસોસ કરવાનો ન હોય એ જે કામ કરી રહ્યો છે તે એ નથી સમજતો એમ નહિ ગઇ સાલ એ પરીક્ષામા નપાસ થયો તેનું કારણ પણ એની આ પ્રવૃત્તિ છે. એને ભણવુ હોત તો એણે નિયમિત કોલેજ ચાલુ રાખી હોત, પરંતુ એ બહારના વિદ્યાર્થી તરીકે પરીક્ષા આપવાની ઉમેદવારી રાખે અને સામ્યવાદના પ્રચારકાર્યમાં પડી જાય એમ ભણતર ચાલે જ નહિ !'

સરોજ: 'શરૂઆતમાં એ પરદેશ જવાની વાત કરતા હતા અને હવે એ કયે રસ્તે જશે તેનુ જ નક્કી ન રહ્યુ.'

ह॰ 'એનો યશ એના ગુરુનો છે એમના પ્રિન્સિપાલ કમ્યુનિસ્ટ વિચારો ધરાવે છે થોડા પ્રોફેસરો પણ એ મતના છે એમના ભાષણો જુવાન માનસ ઉપર પ્રબળ અસર કરે છે અને પરિણામે રોહિત જેવા હોનહાર વિદ્યાર્થીઓ આ રસ્તે ચડી જાય છે'

સરોજ. 'જે લોકો મોટા મોટા પગારો લે છે તે પોતાને સામ્યવાદી છે એમ શી રીતે કહેવડાવતા હશે ? એમના પ્રિન્સિપાલ ચૌદસો રૂપિયા પગાર લે છે પછી એ મૂડીવાદના નાશની શી રીતે દલીલ કરતા હશે ?'

હ 'એમ તો આપણા દેશમા મિનમાનિક નવનીતલાલ ગેડ પણ પોતાને સામ્યવાદી કયા નથી કહેવડાવતા ? અને સામ્યવાદી ગણાતાં છાપાં મુડીવાદી ધધાની જાહેર ખબર લેઇ એ જ ધધાઓને પોષણ કયાં નથી આપતાં ? ખરી રીતે આજે બધાના વાદ બોલવા માત્રમાં છે એટને જ રોહિત જેવાની શક્તિ વેડફાઇ જાય છે તેનું દુ ખ થાય છે'

પરતુ રોહિતે આટલાથી શાત ન રહેતાં આગળ તોફાન ઊભુ કર્યું એને પકડીને લેઇ જતા બે પોલીસોને રોહિત નાસી જવા પ્રયત્ન કરશે એવો ખ્યાલ ન હતો અને એ નાસે એ પણ નવા પ્રસગ હતો એટલે પોલીસો છેતરાય તેમા એમનો વાંક ન હતો રસ્તે જતાં એક મોટરનો ખટારો મળ્યો પોલીસને જોતાં એણે ઊભો રાખ્યો એમ પોલીસોએ માન્યુ ખરી રીતે રોહિતને જોઇ ડ્રાઇવરે એ ઊભો રાખ્યો હતો. લાઉડસ્પીકર અને બીજો સરસામાન ગઇકાલે આ જ લોરી મેળામાં લાવી હતી અને અત્યારે એ મૂકી આવીને એને ઠેકાણે જતી હતી બંને જણાએ જાણે એકબીજાને ન ઓળખતા હોય તેવો દેખાવ કર્યો લોરી ઊભી રાખતાં ડ્રાઇવરે પોલીસને ઉદ્દેશી કહ્યુ 'બેસી જાઓ અદર ૧૫મા માઇલ ઉપર હુ તમને ઉતારી પાડીશ ડ્રાયવરની બાજુમા બીજો એક માણસ બેઠેલો હતો એટલે ત્રણે જણ અદર લોરીમાં બેઠા મોટર પાંચેક માઇલ ગઇ અને બગડી ગઇ હોય તેમ ઊભી રહી પા કલાક ડ્રાયવર મથ્યો છતાં એ

ન ઉપડી એટલે એ નીચે ઉતર્યો ને પાછળ ગયો. છેવટ બોલ્યો: 'જરા નીચે ઉતરીને થોડુ' ઠેલો તો તરત ઉપડશે' બન્ને પોલીસ અને રોહિત ઊભા થયા. ડ્રાયવરે રોહિતને ઉદ્દેશી કહ્યુ: 'તમે બેસી રહો. હાથે બેડીઓ છે તેથી તમારે ચડવા ઉતરવાની જરૂર નથી. બે પૈડે સહેજ ધક્કો મારશે એટલે તરત ઉપડશે. ડામરની સડક છે એટલે ધકેલવામાં બળ નહિ પડે.

બે પોલીસ અને ડ્રાયવરની બાજુમા બેઠેલા ભાઈ નીચે ઉતર્યા. પોલીસે પાછળના પૈડાએ બળ કરવા માંડયુ અને પેલા ભાઈએ આગળના એક પૈડે મોટર થોડી ખસી કે તરત ઉપડી. પેલા ભાઈ દોડીને અંદર બેસી ગયા પોલીસો એ માન્યુ કે હમણા ઊભી રાખશે એટલે એ બેસી જશે, પણ પછી મોટર ઊભી જ ન રહી કેવળ રોહિને એમને વધુ મુસ્કેલીમા ન મુકવા અંદરથી બન્નેની બંદૂકો નાખી તે એમણે જોઈ, અને તે લેવા બન્ને સડક ઉપર દોડ્યા ત્યારે મોટર નબર જોવાનો એમને વિચાર સુઝયો. પણ તે પહેલા તો અક્ષર દેખાતા બંધ થયા હતા એટલે તે વાંચવા તેમને માટે શકય ન હતા, અને વહેલુ જોયુ હોત તોપણ એ પ્રયત્ન સફળ થવાનો ન હતો પ્રથમ નીચે ઉતરીને ડ્રાયવર પાછળ ગયો ત્યારે જ એણે નબરની ફેરવી શકાય તેવી પ્લેટને અવળી ફેરવી નાખી હતી એટલે પોલીસે પહેલાં નબર જોવા પ્રયત્ન કર્યો હોત તોપણ એ નિષ્ફળ જાત.

પોલીસોના હાથમાથી રોહિત છટકી ગયો એ હકીકત મે' સરોજને કહી ત્યારે એ બોલી ઊઠી 'મને એવો વહેમ જ હતો કે એ રસ્તામાં ચાલાકી કર્યા વગર નહિ રહે.'

હુ: 'તો તે મને ચેતવ્યો કેમ નહિ?'

સરોજ પોલીસ એમને લેઇ ગઈ ત પછી મને એવો વિચાર આવેલો એ વહેમ સાચો પડશે એવી ઓછી મને ખબર હતી?'

હુ ગંભીર બની ગયો હતો.

એટલે સરોજે મને મુગો રહેલો જોતા કહ્યું: 'કેમ શા વિચારમાં પડી ગયા છો?'

હું: 'રોહિલે આવું નહોતું કરવું જોઈતું.'

સરોજ: 'એ તો હું અને તમે બંને ય જાણીએ છીએ. આપણી ઈચ્છા પ્રમાણે એ વર્તે તો એમણે સામ્યવાદમાંજ ભળવું નહોતું જોઈતું.'

હું: 'એ વિષય જવા દઈએ તો ય, જ્યારે એ આપણે ત્યાંથી પકડાઈને જતો હતો ત્યારે એણે આવું નહોતું કરવું જોઈતું.'

સરોજ. ''સરકારને આપણા ઉપર વહેમ આવશે?'

હું: 'સરકારને તો પોલીસ અમલદાર જે રિપોર્ટ કરે એ ઉપર જોવાનું રહ્યું. ફોજદાર તો આવું થાય એ ઈચ્છે છે. ડી. એસ. પી. હવે શું કરે છે તે ખબર પડશે. સોમેશ્વરે મારી નિમણુંક થઈ ત્યારથી સાહેબ ઉપર વહેમ નાખ્યો છે. હું પોતે એવું નહોતો માનતો. જોઈએ હવે શું પરિણામ આવે છે.'

સરોજ. ''દાદાને પત્ર લખી દો.'

હું: 'એ તો લખીશ. પરંતુ એ એમના અનેક કામમાં હોય ત્યાં વારે વારે તસ્દી આપવાની કે બીજું? પ્રથમ પત્ર લખ્યો ત્યારે ય એમણે તો લખ્યું હતું કે મારી જરૂર હોય તો હું આવી જાઉં. પરંતુ આપણા માટે એ કામ મૂકી અહીં આવે તો આપણે નીચું ઘાલવાનું ને? વળી આમાં તો એવો કોઈ ભય નથી. જે થશે તે સરકારી રાહે થશે.'

સરોજ: 'તમને શિક્ષા થશે તેમ માનો છો?'

હું: 'સરકાર સામ્યવાદની પ્રવૃત્તિ ઉપર અત્યારે કરડી નજર રાખી રહી છે એટલે એ શું પગલાં લેશે તે કહી શકાય નહિ.'

સરોજ. 'કદાચ ડીસમીસ પણ કરે.'

હું: નાક પર પીડા છે, ઘડો ઉતારવો હશે તો ય અને ગાગર ઉતારવી હશે તો ય ખાતું ઉતારી શકશે.'

અને બીજે દિવસે ફોજદાર ઉપર હુકમ આવ્યો કે પોલીસ કોન્સ્ટેબલ રણજીતને નિકુરની સરહદ છોડવા ન દેશો!

[ ૨૬ ]

મોટાભાવા, જમાદાર અને ફોજદાર દિવસમાં એક વખત ભેગા થવા લાગ્યા હતા. પ્રથમ તો મેં એમ માન્યું હતુ કે એમના ખૂન કેસ અંગે ચર્ચા થતી હશે. પરંતુ એ લોકો મારા માટે ભેગા થતા હતા. હું પણ સામ્યવાદી પક્ષનો છું અને દાદા જેવા ગાંધીવાદી માણસને છેતરીને પોલીસમાં દાખલ થઈ પ્રજાને તેમજ લોકોને ઉશ્કેરી રહ્યો છું અને સરોજ પણ એ પક્ષની છે અને તે સ્ત્રીઓમાં પ્રૌઢ શિક્ષણ વર્ગને નામે પ્રચાર કરી રહી છે. એવા પુરાવા તેઓ ભેગા કરતા હતા.

મોટાભાવાનો ગામ ઉપર કેવો કાબુ હતો તે તો મારો બહિષ્કાર થયો તે ઉપરથી ખ્યાલ આવી જાય તેમ હતું. એમણે હું પ્રજામા બેદીલી ફેલાવી રહ્યો છું તેવાં ફોજદારે તૈયાર કરી આપેલાં જુદાં જુદાં નિવેદનો ઉપર લોકોની સહીઓ લેવા માંડી હતી. જે સ્ત્રીઓએ પ્રૌઢ વર્ગમાં પણ નહોતી આવતી તેવી સ્ત્રીઓના અંગૂઠા લઈ સરોજ વિરુદ્ધ પણ નિવેદન લેવામાં આવ્યાં હતાં.

પોલીસમા પણ હું તંત્ર તૂટી પડે તેવો પ્રચાર કરી રહ્યો છું તેનાં આદમ અને તેના જેવા ત્રણચાર ફોજદારના કહ્યાગરા ગુલામ પોલીસનાં નિવેદન પણ લેવામાં આવ્યાં હતાં. પરંતુ આ બધી વિગત મને પાછળથી ખબર પડેલી, તે વખતે તો એટલીજ ગંધ આવેલી કે મારા વિરુદ્ધનો મશાલો ફોજદાર અને જમાદાર તૈયાર કરી રહ્યા છે.

મને તે ઉપરથી ડી. એસ. પી. ઉપર પણ વહેમ જતો હતો. કારણ કે ફોજદાર અને જમાદાર ભયંકર હોવા છતાં તેમને મારા આવ્યા પછી તેમના વર્તનમાં ફેર કરવો પડ્યો હતો અને છેલ્લે મોટાખાવાના કેસમાં તો જમાદાર અને ફોજદારને મારી ઇચ્છાને તાબે થઇ આખો કેસ સીધો ઉતારવો પડ્યો હતો. આમાં મારી બહાદુરી હતી તેમ હું માનતો ન હતો. મૂળે બંને જણા ગુનેગાર હતા. એમણે આ થાણામાં જ એવાં કૃત્યો કર્યા હતાં કે એ બહાર પડે તો એમને જેલ ભેગા થવું પડે. એટલે બદલાયેલા તંત્રમાં પોતાની જાતને બચાવી લેવા તેઓ બંને મારી સાચી વાત સ્વીકારી લેતા અને મારો રસ્તો પાછલા પોપડા ઉથામવાનો ન હતો. તેમ જ જે કામ સીધી રીતે થતુ હોય તેમાં કાયદાને સંડોવીને ભારે કરવાની મારી પદ્ધતિ ન હતી એટલે અનિચ્છાએ પણ એક પોલીસી તરીકે એ મારે શરણે આવતા. છતાં એ મારો ઘાટ આવે તો છોડે નહિ તેની મને ખબર હતી.

એટલે આ ઘાટ આવ્યો તેથી એ મારી વિરૂદ્ધ પ્રયત્ન કરી રહ્યા. પરંતુ એમને જો જીતવાની ખાત્રી ન હોય તો આમ જાહેર રીતે મારી વિરૂદ્ધ જાય તેમ હું માનતો ન હતો. કારણ કે મારી પાછળ દાદા હતા, અને ખાતાને મારા જણાવ્યા પ્રમાણે એ લખે તો શું થાય તેની એ બંનેને પૂરેપૂરી ખબર હતી. એટલે મને એ પણ વહેમ હતો કે ડી. એસ. પી.એ નિકુરની હદ ન છોડવાનો મારા ઉપર હુકમ ફરમાવ્યો તે સાથે ફોજદારને એમ પણ લખ્યું હોવું જોઈએ કે આ માણસ અંગે જે પુરાવા પ્રજામાંથી મળે તેવા હોય તે ભેગા કરવા. બાકી ફોજદારની આટલી ખુલ્લી રીતે મારી વિરૂદ્ધ પડવાની જિગર ન ચાલે. એમ મારું અનુમાન હતું. પરંતુ આજ સુધી મને એ અંગે કંઇ બાતમી મળી શકી નથી એટલે એ હકીકતને હું આજે પણ વહેમ-શંકાના રૂપમાં જ જોઉં છું.

રઘુનાથ અને ગોવિંદે મને આગ્રહ કર્યો કે ડી. એસ. પી.

આગળ આ મુદ્દો આવે ત્યારે તમે અમારી સાક્ષી મૂકજો. એ પક્ષને જેમ પોતાનાં નિવેદનો રજૂ કરવાનો હક છે તેમ તમને પણ છે. આમમાંથી જોઈએ તો પુંજાભાઈ, ડૉક્ટર, વગેરેને તમે કહેશો તો ના નહિ પાડે.

મેં કહ્યું: 'જરૂર પડશે તો હું પુંજાભાઈ અને ડૉક્ટરને પૂછી તેમનાં નામ રજૂ કરીશ. પરંતુ તમારાં બંનેનાં નામ નહિ આપું.'

રઘુનાથ: 'કેમ?'

હું: 'સોમેશ્વરની ગણતરી પ્રમાણે ડી. એસ. પી. ને પણ હું ખૂંચું છું. એ કારણે જ આ તોફાન અને ડીફાલ્ટર પોલીસ સ્ટેશને મને એમણે જાણી મૂક્યો છે. ડી. એસ. પી. એ અમે ટ્રેઈનિંગમાં હતા ત્યારે જે વિચારો વ્યક્ત કર્યા હતા તે પ્રમાણે તે નથી વર્તતા તે તો એમના મુકામ વખતે ફોજદારને મોટા ખર્ચ કરવા પડે છે તે ઉપરથી હું જોઈ શક્યો છું. એટલે એમના ઉપર આક્ષેપ તો ન મૂકી શકાય, પણ શંકા લાવી શકાય કે આ બધુ કરાવવામાં એમનો હાથ કે એમની ઇચ્છા હોય પણ ખરી. તો એ સંજોગોમાં તમે મારી સાક્ષીમાં આવી મુશ્કેલીમાં મૂકાઈ જાઓ ને અકારણ એમની આંખે ચડો.'

ગોવિંદ: 'ભલેને ચડીએ. તમે કહો છો તેમ પોલીસોએ કેવળ જડ ચિઠ્ઠીના ચાકર ન બનતાં, સાચા પ્રજાસેવક બનવાની જરૂર છે. અને તે ત્યારે જ બને કે આવા કામમાં બીક ગણ્યા વગર નિર્ભય બનીને અમે વહારે ચડીએ.'

ગોવિંદની એ દલીલ વ્યાજબી હતી એટલે મેં સામો જવાબ ન આપ્યો.

રઘુનાથ: 'જો અમે આવી તૈયારી ન બતાવીએ તો એ રીતે અમને પોતાને જ નુકશાન છે. તમારા જેવો એક વીરલો જે પોલીસોને સ્વમાનના અને ફરજના પાઠ ભણાવવા આવ્યો છે તે જાય તો

એમે વજીલી કમરમાંથી ટટ્ટાર થવા જઈએ છીએ તે અટકો જઈએ.'

હું : 'એમ કરવા જતાં તમારી કમર જ ભાંગી તો?'

રઘુનાથ : 'કમર ભંગાવતાં શીખીશું તો જ જાગ્રત થઈ શકાશે.'

મેં એમની એ વાત સ્વીકારી લીધી. પરંતુ ખાતું જો મારો કાંટો કાઢી નાખવા માગતું હોય તો એને અનુકૂળ પરિસ્થિતિ સર્જાઈ રહી હતી એમ છેલ્લા અઠવાડિયાના બનાવો કહેતા હતા.

સામ્યવાદીઓએ ચોમેરથી હુમલો શરૂ કર્યો હોય તેવું આ અઠવાડિયું ગયું હતું. અમદાવાદમાં મજૂરોની કતારોની કતારો નેશનલ સેવીંગ સર્ટીફીકેટો વટાવવા પોસ્ટ ઓફીસો આગળ લાગી હતી. સામ્યવાદી પક્ષે એવો જોરશોરથી પ્રચાર માંડયો હતો કે પૈસા લેઈ લ્યો નહિ તો ડોલર મોંઘો થયો તેની મુશ્કેલીમાંથી ઉગરવા સરકાર રૂપિયાની કિંમત દેશમાં પણ ઘટાડી નાખવાની છે. રૂપિયાની બાર આની કે દશ આની થઈ જશે!

બીજી બાજું મુંબઈમાં અફવા ઊભી કરી કે ખાંડ-ગોળ અને તેલની જેમ મીઠું અને દીવાસળી પણ મોંઘાં થવાનાં છે. મળવાનાં નથી. એટલે મજૂરોની કતારોની કતાર દુકાનોએ મીઠું, દીવાસળી, ખાંડ, ગોળ, અને તેલ ખરીદવા લાગી ગઈ હતી. અને આવાં મોટાં ટોળાં ભેગાં થાય એટલે તોફાની વૃત્તિ જગવવી સહેલી હતી એટલે થોડા તોફાનીઓએ દુકાન લૂંટવા હુમલો કર્યો. ને પોલીસને ગોળીબાર કરવો પડયો.

પેથાપરાના મેળામાં કરેલો પ્રચાર તાજો હતો. તેમાં ભાષણો કરનારને સરકારે પકડયા હતા એટલે એ સામે પ્રજાએ વિરોધ કરવો જોઈએ એવો પ્રચાર પેથાપરા અને આજુબાજુનાં ગામડાંમાં સામ્ય-વાદીઓએ પૂર જોશમાં કર્યો. પરિણામે લોકોએ ગાંડપણું કરી નાખ્યા

કરે તેમ ખેતરોમાંનાં ફ્લાઉર ઝાડ કાપી નાંખ્યા, ડાંગર તૈયાર થઈ હતી તે કાપી જવા માંડી અને એ રીતે ગામના જમીનદાર માલિક સામે બળવો શરૂ કર્યો.

ફોજદાર અને જમાદારને મારા વિચારો કરવા પડતા મૂકી એ તોફાન દાબી દેવા માટે ધ્યાન આપવું પડ્યું. ગામડે ગામડે પ્રજા રક્ષક દળ ઊભાં કરવાની યોજના કરવી પડી. અને આગેવાનોને દરેક ગામમાં બંદૂકનાં લાયસન્સો આપવાની ભલામણ કરવી પડી. આવું તોફાન ચાર દિવસ ચાલ્યું અને પછી પોલીસોએ રાત્રે ગામડાંએ ફરવા માંડ્યું, લોકો પણ રોન ફરવા લાગ્યા એટલે તોફાન કાબુમાં આવી ગયું.

એક અઠવાડિયામાં જે વાતાવરણ ઊભું થયું તેથી એમ જ લાગે કે બીજા પ્રાંતોની જેમ મુંબઈ પ્રાંતને પણ સામ્યવાદી પક્ષ ઉપર પ્રતિબંધ મૂકવો પડશે. એ સ્થિતિમાં બરાબર કાળી ચૌદસને દિવસે મારે ડી. એસ. પી. સમક્ષ હાજર થવાનો હુકમ આવ્યો. ફોજદારે અંતે મને લેઈને આવવું તેવો હુકમ હતો એટલે મને પાક્કો વહેમ હતો કે એમણે જે નિવેદનો મારી વિરુદ્ધ તૈયાર કર્યાં છે તેનો ઉપયોગ થવાનો હોવો જોઈએ.

સરોજે આ સમાચાર જાણતાં કહ્યું: 'શુકન સારા થાય છે! કાળી ચૌદસનો દિવસ જ એવો છે કે માણસને અમંગળનો જ વિચાર આવે.'

હું: 'બધા દિવસો સરખા માનવા જોઈએ. કાળી ચૌદસ કે દીવાળી આપણે બનાવ્યાં છે. બાકી કુદરતને ઘેરથી તો એ પણ સૂર્યના જેટલી જ તાજગી અને તેજ લેઈને આવે છે.'

સરોજ: 'એ તો બધા સમજે છે. પરંતુ વહેમ પડે તેવો ભયંકર દિવસ કાળી ચૌદસ જ કહેવાય. સાહેબને આ વગર બીજો દિવસ જ ન જડ્યો?'

હું: ખાતાને તો બધા દિવસ સરખા. ત્યાં એવો આપણો દેશી દિવસ જોવામાં આવે છે ? તારીખ પ્રમાણે કાર્યક્રમ તૈયાર થવાનો.'

સરોજ. 'પણ મને અમંગળના ભણકારા વાગે છે.'

હું: 'તો એમા તારો હિસ્સો જ મુખ્ય હશે.'

સરોજ: 'કારણ ?'

હું: 'એક બાબતમાં આપણે ગુનેગાર છીએ.'

સરોજ: કયી ?'

હું: 'તમચો આપણી પાસેથી નીકળ્યો તે. અને રોહિતને લેઈને આવવાનું તેં લખ્યું એટલે તું જવાબદાર છે.'

સરોજ: 'જો એ ગુનો હતો તો તમે એ શેર રાખ્યો શું કરવા હતો ?'

હું: 'પહેલેથી હતો એટલે હતો. આમ જો વાત ગુંચાઈ ન હોત તો એ બહુ મોટી વાત પણ નથી સરકાર હવે આપણી છે એટલે એણે લોકોને છૂટથી હથિયાર આપવા જોઈએ. પણ એ તો આડ વાત થઈ.'

સરોજ. 'પણ તમે કહી શકશો ને કે એ તમંચા પાછળ સ્વરક્ષણ વગર બીજો ઉદ્દેશ ન હતો ?'

હું: 'કહીશ તો બધુ ય. પરંતુ આ આખુ ખાતું કાજળની કોટડી જેવું છે ડાઘ પડયા વગર અદર કોઈ મારા જેવો રહેવા માગતો હોય તો કેટલું મુશ્કેલ છે તે દોઢ વરસના માગ અનુભવથી તને પૂરતી ખબર છે. તેમાંય ધક્કો મારી ડાઘ પાડવાનો મોકો મળે તેવો લાગ બીજા ગોધી રહ્યા હોય ત્યાં આવી તક કોઈ જવા દે !'

સરોજ: 'કાજળની કોટડી શુદ્ધ હવાવાળી હોત તો કંઈક રહી

શકાય; પરંતુ એમાં જોઈતો પ્રાણવાયુ પણ નથી એટલી હવડ છે. એટલે આ મુશ્કેલી છે.'

હું હસીને બોલ્યો: 'એવી હવડ જગામાં માણસના જતાં પહેલાં દીવો દાખલ કરવામાં આવે છે. એ હોલાઈ જાય તો ખબર પડે કે માણસને જોઈએ એટલો પ્રાણવાયુ એમાં નથી. એ રીતે આ કાજળ કોટડીમાં દાદાએ મને દીવા જેવો મૂકી જોયો છે. હું હોલવાઈ જઈશ તો દાદાને ખબર પડશે કે પોતે જે વર્ગને તેમાં દાખલ કરાવવા ટહેલ નાખે છે તે વર્ગ રહી શકે તેટલો પ્રાણવાયુ આ કાજળની કોટડીમાં નથી!'

## [ ૨૭ ]

....સુકામે કાળી ચૌદશના બપોરના બે વાગે મને ફોજદારે ડી. એસ. પી. સમક્ષ રજૂ કર્યો. તે પહેલાં ફોજદારે ડી. એસ. પી. સમક્ષ અર્ધો કલાક વાતચીત કરી હતી. આ મારી મુલાકાત બરોબર દોઢ કલાક ચાલી. સાહેબ અને મારે જે સવાલ જવાબ થતા હતા તે બીટ કારકુન નોંધતો હતો.

સાહેબ સમક્ષ હું સલામ કરી પોલીસની ઢબ પ્રમાણે એટેન્શનની સ્થિતિમાં ઉભો રહ્યો એટલે સાહેબે વિનયથી હિંદીને બદલે ગુજરાતીમાં કહ્યું: 'તમારી પાસે મેં રણજીતભાઈ! ઘણી આશા રાખી હતી. જ્યારે તમે એવે વખતે સામ્યવાદી પ્રવૃત્તિમાં ભળ્યા કે જે વખતે સરકાર તે પ્રવૃત્તિ ઉપર ચાંપતી નજર રાખી રહી છે.'

હું બોલ્યો: 'આપ સાહેબ જો મને સાંભળ્યા વગર જ ગુનેગાર માનતા હો તો મારે કંઇ કહેવાનું નથી.'

સાહેબ: 'આમાં માનવા ન માનવાનો સવાલ નથી. સરકારને તો જે પુરાવા મળ્યા હોય તે ઉપરથી ન્યાય કરવાનો હોય. તમારો ભાઈ રોહિત સામ્યવાદી છે એનો તમે ઈન્કાર કરી શકો ખરા?'

હું: 'ના પણ એણે કયા વાદમાં માનવું તે નક્કી કરવા એ સ્વતંત્ર હોઇ એમાં મારો ગુનો નથી.'

સાહેબ: 'પણ એ પેથાપુરામાં પ્રચાર કરવા આવ્યો હતો એ સંજોગોમાં તમે એને સંઘર્યો તેનું શું?'

હું : 'સામ્યવાદી પક્ષ ઉપર પ્રતિબંધ નથી મૂકાયો ત્યાં સુધી એમાં મારો ગુનો નથી થતો એમ માનું છું. એ ભાષણો થયાં ત્યારે પણ પોલીસે એમને પકડયા ન હતા. બીજે દિવસે વોરન્ટ આવ્યુ ત્યારે એને પકડવામાં આવ્યો એનો અર્થ એ કે પોલીસે પણ ત્યાં સુધી એમને ગુનેગાર માન્યા ન હતા. પછી ભાઈ તરીકે એ મારે ત્યાં રહ્યો એમાં મારો ગુનો શી રીતે ?'

સાહેબ : 'એ તમારો સગો ભાઈ થાય એટલે એ ગમે તે પક્ષનો હોય છતાં તમને એમના પર પ્રેમ હોય એ તો ખરું ને ?'

હું : 'એ તો સ્વાભાવિક.'

સાહેબ : 'એટલે એ પોલીસના હાથમાંથી નાસી છૂટયો એમાં તમારો હાથ હોય એમ ખાતાને શંકા જાય તો ?'

હું ચમકયો. મેં કહ્યું: 'એનો અર્થ તો એ થયો કે હું પણ એ ટોળીનો છું એમ માને છે.'

સાહેબ : 'એ જુદો સવાલ છે. એ પણ આગળ આવશે. હાલ તો એજ કે તમારો ભાઈ હોઈ પોલીસોએ એને નાસવાની તક આપી હોય તેમ કેમ ન બને ?'

હું : 'હું એવુ માનતો નથી.'

સાહેબ : 'કારણ ?'

હું : 'હું સિદ્ધાંતમાં માનું છું એમ બધા પોલીસો જાણે છે. મારે પોતાને એને પકડીને લઈ જવાની ફરજ આવી હોત તો પણ હું એને ન નાસી જવા દઉં એટલે બીજા પોલીસોને એવો વિચાર આવવો શકય નથી.'

ફોજદારના ભણી જોઇ સાહેબે કહ્યું: 'લાવો એ પોલીસોનું સ્ટેટમેન્ટ.

ફોજદારે એમની પાસે જે કાગળિયાં હતા તેમાંથી એક કાઢીને સાહેબને આપ્યું.

સાહેબે કાગળ હાથમાં આપતાં કહ્યું : 'વાંચો આ સ્ટેટમેન્ટ'

મે વાંચ્યું તો એમાં રોહિત જે પોલીસોના હાથમાંથી નાસી ગયો હતો તેમણે જવાબ આપ્યો હતો કે, રોહિત અમને થાપ આપીને છટકી ગયો છે એમાં અમે બિલકુલ બેદરકારી બતાવી નથી અમારો કોઇ ઇરાદો એને એ તક આપવાનો ન હતો પરંતુ રણજીત કોન્સ્ટેબલે અમને કહેલું ખરું કે એને નાસી જવાની તક આપજો!

મે કાગળ સાહેબના ટેબલ ઉપર મૂકતાં કહ્યું : 'મારે આ સંજોગોમાં કંઈ કહેવું નથી.'

સાહેબ · 'જુઓ રણજીતભાઈ! મારી તમારા પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે હું તમને ગુનેગાર માની બેઠો છું એમ નથી હું તો જે પ્રસંગ બની ગયો છે, અને પુરાવા રજૂ થયા છે તે ઉપરથી આ પૂછી રહ્યો છું તમે જો જવાબ આપવા ના પાડશો તો તમે પોલીસ· ખાતાના નિયમ પ્રમાણે શિસ્તભંગ કરો છો એવું ઠરશે અને જવાબ ન આપી ગુનો છુપાવો છો એમ માનવાને કારણ મળશે.'

હું 'પોલીસોનું આ નિવેદન હડહડતું જૂઠાણું છે પછી હું શું જવાબ આપું ?'

સાહેબ 'તમે એનો ઈન્કાર કરી શકો છો'

હું : 'જે ફોજદાર સાહેબ મને સારી રીતે ઓળખે છે, તે આવું જૂઠું નિવેદન રજૂ કરે છે પછી એનો ઈન્કાર કરવાનો શો અર્થ રહેશે ?'

ફોજદાર બોલ્યા · 'સાહેબ, આપની સમક્ષ મારા ઉપર આક્ષેપ કર્યો છે તેની નોંધ લેશો'

સાહેબ મારા તરફ પક્ષપાત બતાવતા હોય તેમ સીટ ક્લાર્કને ઉદ્દેશી બોલ્યા · 'એવી કોઈ નોંધ લેવાની જરૂર નથી'

હું 'જો બધી જ નોંધ લેવાની હોય તો ફોજદાર સાહેબવાળા એ શબ્દોની નોંધ ન લેવાનું કારણ નથી.'

સીટ કારકુને સાહેબ સામે જોયુ. સાહેબે કહ્યું : 'એમની ઈચ્છા હોય તો નોંધ લ્યો.' અને મને ઉદ્દેશી . 'અહીં જે સવાલજવાબ કે નિવેદન થાય તે છેવટનાં છે એમ માનવાનું નથી તમે પણ એ અંગે તમારા પુરાવા રજૂ કરી શકો છો.'

હું કંઈ ન બોલ્યો એટલે સાહેબે પૂછ્યુ : 'જીવાભાઈ નામનો પોલીસ ટ્રિટ રાજીનામુ આપ્યા વગર તમારા વખતમાં કમ્પમાંથી ચાલ્યો ગયો હતો તેની તમને ખબર છે ?

હું : 'હા.'

સાહેબ : 'એ શા માટે નાસી ગયો હતો એ વાત તમે જાણતા હતા છતાં આજ સુધી જાહેર કરી નથી એ ખરુ ને ?'

હું : 'હા.'

સાહેબ : 'એ જીવાભાઈને તમારો ભાઇ રોહિત કાલેજની હોસ્ટેલમાં નોકર તરીકે લેઈ ગયો હતો એ સાચુ ?'

હું : 'હા.'

સાહેબ : 'એ માણસ પણ પત્રિકાઓ સાથે ગામડે જતાં સાયકલ ઉપરે પકડાયો છે. એટલે ટ્રેઈનીંગમાથી નાસી જવાના કારણમાં આ સામ્યવાદી પ્રવૃત્તિ અંગે કોઇ કારણ હોવુ જોઈએ અને તે તમે છુપાવ્યુ હતું એ સાચુ ?'

હું : 'ના'

સાહેબ : 'તો એનુ જે કારણ તમે જાણો છો તે કહી શકશો ?'

હું : 'ના.'

સાહેબ : 'તમે પોતે પોતે '૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિવખતે હિંસામ માનતા હતા અને તેથી એમાં જોડાયા હતા એ સાચુ ?'

હું : 'હા.'

સાહેબ: 'તમે સરકારી તંત્ર ખોરવી નાખવાના એક ભાગ તરીકે પોસ્ટ ઓફીસો અને થાણાં લૂંટવામાં ભાગ લીધેલો ?'

હું: 'હા.'

સાહેબ: 'એવી હિંસામાં તમે આજે માનો છો ?'

હું: 'આજે આપણી સરકાર છે એટલે એવો કોઈ વિચાર રહેતો નથી.'

સાહેબ: 'એ સાચું પરંતુ કમ્યુનીસ્ટની માફક તમને એમ લાગે કે કોંગ્રેસ સરકાર પ્રજાનું હિત કરી નહિ શકે તો તમે એ પ્રવૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ બતાવો ખરા ?'

હું: ''૪૨ની ચળવળ પછી મારા વિચારો બદલાયેલા છે. હું અહિંસા અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા સુધારામાં માનતો થયો છું અને એ કારણે જ આ તંત્રમાં દાખલ થયો છું એટલે, જે પક્ષો સરકાર બદલવા માગતા હોય તેમણે બંધારણપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ એવી માન્યતા ધરાવું છું એટલે કમ્યુનીસ્ટની બળવા પદ્ધતિ પ્રત્યે મને સહાનુભૂતિ ન થાય'

સાહેબ: 'છતાં તમે પોલીસ થઈને ગેરકાયદેસર તમંચો રાખો છો. પછી તમે અહિંસામાં માનો છો એ કેમ સ્વીકારી શકાય?'

હું: 'સ્વરક્ષણ માટે હથિયાર અને હિંસાનો ઉપયોગ અનિવાર્ય હોય ત્યાં હું એમાં વાંધો જોતો નથી. મારી અહિંસાની એટલી મર્યાદા જો ગણવી હોય તો ગણાય એવું ન હોત તો હું આ તંત્રમાં જ દાખલ થઇ ન શક્યો હોત.'

સાહેબ: 'તો પછી ગેરકાયદેસર, લાયસન્સ વગરનો તમંચો તમે શું કામ રાખો છો?'

હું: 'આમે મારો અભિપ્રાય કહ્યો અને વાતાવરણ તંગ હતું એ

સંજોગોમાં મારી પત્નીએ સ્વરક્ષણમાં ફક્ત રહે તે માટે એ ઘેર પડયો હતો તે મંગાવ્યો હતો.'

સાહેબઃ 'પણ તમારા ભાઈ કમ્યુનિસ્ટ હોય તે સંજોગોમાં ઘરના વડીલ તરીકે તમે એવો તમચો ઘેર રાખી રહ્યા છો એનો શો અર્થ કરવો? તમારી પત્ની તમારા કાર્યમાં રસ લે એનો અર્થ એ પણ ખરોને કે એ પણ આ બધી પ્રવૃત્તિમાં કામ કરે છે.'

હું: 'પત્ની પતિની પ્રવૃત્તિમાં રસ લે એમાં હું નવાઈ જોતો નથી ખરી રીતે રસ ન લે એ નવાઈ જેવું છે.'

સાહેબઃ 'પણ તમારી પત્ની સુદ્ધાં પ્રૌઢશિક્ષણને નામે સ્ત્રીઓમાં આજની સરકાર સામે અસંતોષ જગવે છે.'

હું: 'તદ્દન જૂઠું. પ્રૌઢશિક્ષણને સરકાર રચનાત્મક પ્રવૃત્તિ માને છે.'

સાહેબઃ 'એ અક્ષરજ્ઞાનની સાથે સાથે આજના રાજતંત્રના પોતાના વિચારો સ્ત્રીઓને કહી સંભળાવે છે.'

હું: 'પ્રૌઢ શિક્ષણમાં એ પણ આવી જાય છે કેવળ અક્ષરજ્ઞાન એ પ્રૌઢશિક્ષણ નથી એમ સરકાર સુદ્ધાં માને છે.'

સાહેબ: 'પણ એ શિક્ષણમાં એ એવું પણ કહે છે કે કોંગ્રેસ સરકાર દેશમાં સુવ્યવસ્થા સ્થાપવામાં નિષ્ફળ ગઈ છે અને સરકાર સામે બીજો મજબૂત પક્ષ ઊભો નહિ થાય ત્યાં સુધી રાજતંત્ર સુધરશે નહિ.'

અને સાહેબે ફોજદાર પાસેથી સ્ત્રીઓના અંગુઠા અને સહીઓવાળું નિવેદન લઈને મને આપ્યું મેં વાંચ્યુ. સ્ત્રીઓ આગળ સરોજે જે કહેલું તે એ જ અર્થનું સામાન્ય રીતે હતું.

મેં કહ્યુઃ 'એમાં હું સરકાર વિરુદ્ધ હોય તેમ કશું જોતો નથી આજની સરકાર કાળાંબજાર, વહેંચણી, વાસમેવ વગેરે ઉપર પ્રજાએ

આશા રાખી હતી તેટલો લાભ નથી મેળવી શકી એવું કહેવું એમાં ખોટું કશું નથી. વર્તમાનપત્રો રોજ તે અંગે લખે છે, પ્રજા વરાળ કાઢે છે, પંડિતજી અને સરદાર સાહેબ પણ એ સ્વીકારે છે અને સફળતા મેળવવા પ્રજાનો સહકાર માગે છે. વિરોધ પક્ષની જરૂર લોકશાસનમાં અગત્યની છે એ પણ જાણીતું છે; એટલે સરોજે વિરોધ પક્ષની અગત્ય ઉપર ભાર મૂકયો હોય તો એનો અર્થ એવો નહિ કે એ કમ્યુનીસ્ટપક્ષની જરૂર છે એમ એનું કહેવું છે.'

સાહેબ: '૪૨ની ચળવળ વખતે તમારી પત્નીએ તમને સાથ આપ્યો હતો એ બરાબર છે?'

હું: 'હા.'

સાહેબ: 'એનો અર્થ એ પણ હિંસામાં માને છે એ ખરું ને? અને આજે હિંસામાં માનનાર પક્ષ કમ્યુનિસ્ટ છે એટલે એ વિરોધ પક્ષની વાત કરે ત્યારે એ માનનાર પક્ષ કમ્યુનિસ્ટ છે એટલે એ વિરોધ પક્ષની વાત કરે ત્યારે એ પક્ષ થાય કે બીજો?'

હું: '૪૨ની ચળવળ વખતે તો સમાજવાદી પક્ષ પણ હિંસા દ્વારા સરકારને ઉથલાવી નાખવામાં માનતો હતો.'

સાહેબ: 'એટલે એ સમાજવાદી છે એમ!'

હું: 'એ સમાજવાદમાં માને છે. ગાંધીવાદમાં જ એ સમાજવાદ જુએ છે.'

સાહેબ: 'તમે પણ એવા જ વાદમાં માનો છો?'

હું: 'હા.'

સાહેબ: 'એટલે તમે સમાજવાદનો પ્રચાર કરો છો?'

હું: 'ના હું સરકારી માણસ તરીકે એવું ન કરી શકું. હું પ્રયાગ કરું છું તે આજના કાયદા પ્રમાણેના તંત્રનો.'

સાહેબ. 'ખેડૂતોને તમે જમીનોનો કબજો ન છોડવાની સલાહ આપો છો એવો ગામ લોકો તરફથી જવાબ છે'

સાહેબે તે નિવેદન ફોજદાર પાસેથી લઈ મને આપ્યુ મે ઉપર ઉપરથી જોયુ મે કહ્યુ 'પોલીસને હુ પ્રજાનો સેવક માનુ છુ, અને તે કામમા મે પ્રજાની સેવા કરવા પ્રયત્ન કર્યો છે અને એ રીતે જે ખેડૂતોને જમીનમાલિકો ગેરકાયદેસર જમીનનો કબજો છોડાવવા ધમકી આપતા હશે તેમને તે ન છોડવા સલાહ આપી હશે તેમ હુ કબૂલ કરુ છુ'

સાહેબ 'પ્રજાની સેવા કરવાનો તો કોગ્રેસી, સમાજવાદી, કમ્યુનીસ્ટ, બધા દાવો કરે છે અને દરેક પોતપોતાની રીતે કામ કરતા હોય છે. પરતુ સરકારી નોકર સ્વતત્ર રીતે સેવા ન કરી શકે એની ફરજમા આવે તેટલુ જ એ પગનુ ભરી શકે જમીન માલિકોને બોલાવી તમે ખેડૂતના હિતમા ધમકાવી ન શકો'

હ. 'મે કોઈને ધમકાવ્યા નથી, અને જો હુ એ જાતનો માણસ હતો તો બધા નિવેદન આજે કેમ રજૂ થયા, તે પહેલાં તેમાંથી કોઈએ ફરિયાદ કરી નથી એનો અર્થ એ કે નિવેદન પ્રજા પાસે લેવામા આવ્યા છે'

સાહેબ 'તમે એ અગે તમારા સાક્ષી કે નિવેદન લાવી શકો છો ?'

હ 'હુ એવુ કઈ કરવા માગતો નથી, આપ જે નિર્ણય કરવો હોય તે કરવા સ્વતત્ર છો'

આ મારી મુલાકાતનો મે દાદાને વિગતવાર પત્ર લખી દીધો હતો મને પોતાને તો ખાત્રી હતી કે મારો પાછલો ઈતિહાસ, હાથ લાગેલો તમચો, અને રોહિતની પ્રવૃત્તિ, જીવાભાઈની મે ન જણાવેલી ખાનગી વાત, વગેરે ઈડા ગો'ની સાહેબ કમ્યુનિસ્ટ પ્રવૃત્તિમાં મારો હાથ છે એમ જરૂર જાહેર કરશે, તે માટે ફોજદારે પ્રજામાથી નિવેદનો

પણ ભેગા કર્યા હતાં એટલે દાદા મારો કેસ આગળ રજૂ કરશે તો એનો પ્રથમના જેવો જવાબ મળવાની મને પહેલેથી જ ઓછી આશા દેખાતી હતી

તેમા લાભ પાંચમને દિવસે દાદાનો જવાબ આવ્યો’ મે ધાર્યો હતો તેવો જ. ‘તમારી આસપાસ જે પ્રસગો ગૂથાયા છે એ જોતા ખાતુ જે નિર્ણય કરે તેમા ઉપલુ તત્ર આ વખતે દરમિયાનગીરી કરવા માનતું નથી. કારણ કે, સામ્યવાદની પ્રવૃત્તિ ઉપર સરકાર ચાપતી નજર રાખની હોય ત્યારે એ શકા પડતી વાત ન ચલાવી લ્યે તે બનવાજોગ છે તમારા વિશે મને પૂરતી ખાત્રી છે, પરતુ મારી છાપ પ્રધાનો આગળ ગમે તેટલી ઊચી હોય છતાં એમના તત્રમા દખલ કરવાનો કે દબાણ કરવાનો મને પણ હક્ક હોવો ન જોઈએ સરકારી તત્ર હમેશ પડેલા પુરાવા ઉપરથી જ ન્યાય કરી શકે, એ રીતે ગમે તેટલી ખાત્રી આપી હોય છતા એની જગાએ બીજી રીત જડે નહિ બનગર સરકાર સ્વીકારે નહિ ત્યા સુધી પુરાવા ઉપરથી ન્યાય કરનારનો દોષ મઢવાનુ કારણ નથી

એટલે જો તેમણે ખાતુ છૂટા થવાનો હુકમ આપે તો છૂટા થયા પછી મને મળી જજો જીવનનાં પચ વરસ તમે મને આપ્યા છે એટલે બાકીના સમયનો મારે કેવો ઉપયોગ કરવો તેનો આપણે મળીને નિર્ણય કરી લેઈશુ’

અને એ દિવસ પછી, સાતમને દહાડે ડી. એસ. પી.નો મને હુકમ મળી ગયો ‘ખાતાને તમારી કમ્યુનિસ્ટ પ્રવૃત્તિ અંગેની શકા તમારા ખુલાસાથી નિર્મૂળ થઈ નથી એટલે તમને પોલીસ કોન્સ્ટેબલમાથી છૂટા કરવામાં આવ્યા છે’